બહાર પડી ચૂકી છે



# HISTORY OF INDIA

**VOL. I.**

( by V. S. Dalal B. A. )

**From the earliest times to the rise of Buddhism.**

**વિપિન** એક સામાજિક નવલકથા આવૃત્તિ બીજી.

(કર્તા રાજેન્દ્રરાવ સોમનારાયણ)



થોડા સમયમાં બહાર પડશે.

# HISTORY OF INDIA

**VOL II.**

( by V. S. Dalal B. A. )

**From the rise of Bud dhism to the Mahomedan Period.**

**ચિતોડપુનરુદ્ધાર** એક ઐતિહાસિક નવલકથા

(કર્તા રાજેન્દ્રરાવ સોમનારાયણ)

# મોગલસંધ્યા

કર્તા

રાજેન્દ્રરાવ સોમનારાયણ બી. એ.

'વિપિન'ના લેખક





સુરત, જૈન એ. પ્રિ. પ્રેસમાં મુદ્રાંકિત



સંવત ૧૯૭૬ સન ૧૯૨૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—

# રા. રાજેન્દ્રરાવ સોમનારાયણ

અંબાજીરોડ, સુરત

પ્રસિદ્ધ કર્તા રાજેન્દ્રરાવ સોમનારાયણ
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું અંબાજીરોડ, સુરત

શા. ખુ.ચંદ અમીચંદના ધી સુરત જૈન એનજીન પ્રિંટિંગ પ્રેસમા
પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું ઠે. ખપાટીઆ ચકલા સુરત.

# અર્પણ પૂજા

## વિયોગિની

જનનિ, ધરણિ, ક્ષમે, ક્ષતે, પીડિતે પુત્રકલત્રમિત્રથી,
ધનધાન્યમયી, બુભુક્ષિતે, ગરવી ભાગ્યરહિત ભારતિ ૧
સબલે, અબલે, પરાધીને, ધનદે, શ્રીભૂતિસારવંચિતે
બહુસત્ત્વધરે, વસુંધરે, બહુનિઃસત્ત્વશિશુવિવર્જિતે ૨
સુરૂપે, કુરૂપે, કૃશોદરિ. ઋષિરાજેન્દ્રભરિતવિગ્રહે
નીતિ ધર્મ સુતીર્થપૂરિતે, અપવિત્રીકૃતદંભદુષ્કૃતે ૩
વરદે, સુખદે, અયાચિતે, સરસાંતઃકરણે તિરસ્કૃતે
બહુપૂજ્યપદે, અપૂજિતે, સ્મરણીયે, હતભાગવિસ્મૃતે ૪
સગુણજ્ઞ અશક્ત બાલુડો, દીન થૈ આર્દ્ર હૃદે ભિખી ક્ષમા
બહુ દોષભર્યું છતાં ગુજ, પૂત પાદે મૂકું સ્વલ્પ પુષ્પ આ ૫

ભક્તિથી

તે

મા

પ્રીતિથી

અર્પણ કરૂ

# અનુક્રમણિકા

ટૉડ રાજસ્થાન સસ્તા સાહિત્યવાળું રત્નસિંહ પરમારનું
દુર્ગાદાસ રાઠોડ
પુરાતન દિલ્હી
Todd's Annals and Antiquities of Rajasthan
Orme's Moghul Empire
Tavernier's Travels in India
Bernier's Do
Elphinstone's History of India
Mehta's Hind Rajasthan
Holden
Keene
Carre Vol. II
P. Kennedy
Elliot Vol. VII
Manouchi (Dow)
Owen (Despatches)
Lanepoole's Medœval India
Brigg's Ferishta
Lyall's Expansion of British Dominion in India
Prof. J. Sarcar History of Aurangzeb
Rawlinson's Historical Studies
Col. Shakespeare



# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | "મોગલ સધ્યા" | મોગલ સંધ્યા |
| ૬ | ૧૨ | એને | એના |
| ૮ | ૧૭ | કરવાને | કરવાની |
| ૮ | ૧૬ | લોકો | લોકોને |
| ૧૦ | ૧૩ | એ | તે |
| ૧૦ | ૧૫ | સુર | સૂર્ય |
| ૧૩ | ૨૦ | ગાસ | ત્રાસ |
| ૧૭ | ૩૦ | તો તે | તો |
| ૨ | ૫ | રાજપૂત | રાજપુત્ર |
| ૨૧ | ૧૭ | ઝાળહાળ | ઝળહળ |
| ૨૯ | ૨૧ | તરી | કરી |
| ૩૫ | ૨૫ | નાહારા | તારા |
| ૩૬ | ૧૪ | સડસડાવટ | સડસડાટ |
| ૪૩ | ૧૯ | આજરે | આખરે |
| ૫૬ | ૧૪ | હાથથી આવેલી બાજુ | હાથમાં આવેલી બાજી |
| ૬૦ | ૨૩ | આવે | ફવે |
| ૬૦ | ૩૩ | ડરતાં | કરતાં |
| ૬૭ | ૧૯ | દિવાતે ખાસ | દિલાને ખાસ |
| ૭૦ | ૧૫ | નલવારની | તલવાર લઇ |
| ૮૫ | ૧૫ | નિપેદન | નિવેદન |
| ૮૫ | ૧૬ | ખબદ | ખબર |
| ૯૫ | ૨૪ | નાફરખાની | નાફરમાની |
| ૯૬ | ૩૧ | ભગીરથ | ભગીરથ |
| ૧૨૧ | ૧૧ | સંતાનો | સંતાતો |
| ૧૨૫ | ૨૫ | બનાવી ચુકયા | બનાવી મૂકયા |
| ૧૩૨ | | બાગે બેહસ્ત માટે મુકેલું છે. | |
| ૧૩૩ | ૧૬ | ગણાતું | ગણતું |
| ૧૩૮ | ૨૫ | મુઆઝીસ | મુઆઝીમ |
| ૧૪૩ | ૧૦ | અજિકસિંહ | અજિતસિંહ |
| ૧૫૮ | ૮ | એગ તે | એમને |

| | | | |
|---|---|---|---|
| ૧૬૦ | ૨૫ | સાબણુ | સાંભળું |
| ૧૬૧ | ૧૨ | ગાતો ગાતો | ગાતો |
| ૧૬૨ | ૧૬ | બાશાહ | બાદશાહ |
| ૧૬૪ | ૨૭ | ઝભ્ભા | ઝભ્ભા |
| ૧૬૬ | ૧૨ | ઙુપ્યોગ | ઉપયોગ |
| ૧૭૨ | | દાદાહ | દાદા |
| પાનું | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
| ૧૮૮ | ૩૧ | Bai Bilwra | બાઈ બિલેરા |
| ૧૯૨ | ૩૩ | એકએક એકએક જાતિએ માણસ | એક એક જાતિએ એકએક માણસે |

મુખ્ય ભૂલોનું સૂચન કીધું છે. મુદ્રણદોષો રહી જવા પામ્યા હોય તે ગુણગ્રાહી વાચક દરગુજર કરશે એમ આશા છે. સામાન્ય રીતે નીચે છાપ્યા મુજબ તે તે શબ્દો વાંચવા.

ઊંચ ઊંડ કબૂલ ખૂન ખુશ ખુદ ચૂકવું બહાદુર નસીબ મંજૂર સંતાન, સુતાર, શરબત હજૂર માલુમ.

# 'વિપન' વિષે મળેલા અભિપ્રાયોમાંથી ટુંક નોંધ

શૈલી સરળ, ભાષા શુદ્ધ. વિચાર ઠરેલ, વ્યક્તિઓનાં ચિત્ર તેમજ કુદરતનું વર્ણન યથાર્થ છે. હું આ પુસ્તકથી પ્રસન્ન થયો છું.

**રા. બ. કમળાશંકર પ્રા. ત્રિવેદી**

(મને) આશ્ચર્ય એટલા માટે (લાગ્યું છે) કે પહેલાજ પ્રયાસમાં આટલી બધી પુખ્ત વિચારશ્રેણી તથા પુખ્ત ભાષા પર કાબુ બતાવી શક્યા છો.

**શ્રીયુત કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**

'વિપિન' વાંચી ગયો છું. એની ભાષા નવલકથાને છાજે એવી સરળ છતાં પ્રૌઢ પણ છે. વર્ણનશૈલી મનોહર છે. પાત્રનું નિરૂપણ સારૂં કરવામાં આવ્યું છે. સાંસારિક પ્રશ્નો કેટલાક ગુંચવણભરેલા ઠીક ચર્ચાયા છે.

**શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવ**

આપની સરળ શૈલી, ઉત્તમ વિચાર તથા વસ્તુસંકલન ની ખુબી જોઈને મને ઘણો આનંદ થયો છે.

**શ્રીયુત છગનલાલ હરિલાલ પંડયા**

સંસારના કડવામીઠા અનુભવ અને અવલોકનનાં ચિત્રો રા. રાજેન્દ્રરાવે ઘણી ખુબીથી આપ્યાં છે. તેમ ...વામાં તેમનો પ્રયાસ સફળ નીવડયો છે. વાર્તાનો રસ વચ્ચોવચ બિલકુલ અટકયા વગર એક સરખી રીતે ચાલ્યો છે. તેમની ભાષા શિષ્ટ અને શુદ્ધ છે. વિચારો પણ સારા છે. સાંપ્રત સમયમાં ઘોળાતા કેટલાક પ્રશ્નો સંબંધી તેમણે ઠીક સુચન કર્યું છે. ટુંકમાં આ નવલકથા ઉત્તેજનને પાત્ર અને વાંચવા લાયક થઈ પડે એવા ગુણોવાળી છે.

**"ગુજરાતી"**

નવલકથાકારના જે શુભાંશો 'વિપિન' માં દષ્ટિગોચર થાય છે તે વિશેષ વિકસિત બની ભવિષ્યમાં ગુર્જર વંચનારાઓને વિશેષ લાભ આપશે એવી આશા અસ્થાને નથી.

**"સમાલોચક."**

# પ્રસ્તાવના



મારી "વિપિન" નામની સામાજિક નવલકથાનો ગુજરાતી વાચકવર્ગ તરફથી સારો સત્કાર થયલો જોઇ "મોગલસંધ્યા" નામની ઐતિહાસિક નવલકથા વાચકવર્ગ આગળ મૂકતાં મને આનંદ થાય એ સ્વાભાવિક છે. મારી "વિપિન" ની નવલકથા વાંચી અતિ પ્રસન્ન થઈ સ્વર્ગસ્થ સાક્ષર ઇચ્છારામ સૂર્યરામ દેસાઇએ એક ઐતિહાસિક વાર્તા લખવાની મને સૂચના કરી હતી. નાનપણથી "ગુજરાતી' ની એવી ભેટો તરફ મને અસાધારણ માન હતું. અને વાર્તાની સમાજ માટે જરૂર સમજી મેં એ સૂચના સહર્ષ ઉપાડી લઇ 'વિપિન' બહાર પડયાને એકાદ વર્ષ નહીં થયું હોય ને આ વાર્તા લખી કાઢી. ભેટનાં પુસ્તક તરીકે એ પુસ્તક બહાર પડે એવી મને ઇચ્છા હતી પરંતુ કંઇ કારણસર તેમ બની શકયું નહીં. યુરોપમાં ચાલતા વિગ્રહો લીધે કાગળ વગેરેના ભાવો વધી જવાથી, તેમજ વિપિનની બીજી આવૃત્તિની વિશેષ જરૂર હોવાને લીધે આ નવલકથાને બહાર પડતાં વાર થઇ. મોગલોનો સંધ્યાકાળ એટલે કે પતનની શરૂઆત ઔરંગઝેબના સમયથીજ શરૂ થાય છે એમ મારૂં માનવું છે. એ સમયને અંગે લખાયલાં અનેક પુસ્તકો વાંચી હું એવા નિર્ણય પર આવ્યો છું અને તેથીજ ઔરંગઝેબને લગતા સમયની ઐતિહાસિક નવલકથાઓ વિદ્વાન લેખકોને હાથે બહાર પડી છે, છતાં મેં એ કામ ઉપાડી લીધું છે. મેં નિરાળુંજ દષ્ટિબિંદુ ખડું કર્યું છે, એટલે સાહિત્યનાં ક્ષેત્રમાં 'મોગલ સંધ્યા' કંઇ જુદીજ છાપ બેસાડશે, એમ મારી ધારણા છે. વસ્તુની યોજનાનો મુખ્ય આધાર મેં ટૅાડનાં રાજસ્થાન પર રાખ્યો છે અને એનાંજ પુસ્તકોના આધારથી લખાયલી વાતે વાંચી ભારત-સંતાનો કાયરતા મૂકી દે, વીરતાને ગ્રહણ કરે એવી મારી અંતરની આશા છે. હાર્યા' 'નાસી ગયા' એવું વંચવાનું આપણે માટે ઘણું છે પણ તેને મુકફેલ્ફ પગ વિરામી દઇ આપણે પૂર્વજોનાં પરાક્રમોની વાતો જાણીએ, વાંચીએ, સાંભળીએ યા સંભળાવીએ તોજ પ્રસંગ આવે આપણે શૌર્ય દાખવી શકીએ અકબરના કરતાં વિપરીત ઔરંગઝેબની રાજ્યનીતિને અંગે તેણે બે મોટા દુશ્મનો ઉભા કર્યા. રજપૂતો અને મરાઠાઓનાં પેટમાં આંગળી ખોસી જાણી જોઇને શૂળ

ઉભું કર્યું એ ભૂલ ઔરંગઝેબને મરતી વખત સુઝી. પરંતુ છેવટ સુધી પોતાના એક પણ શાહઝાદામાં વિશ્વાસના અભાવને લીધે એ ભૂલ તે સુધારી શક્યો નહિ અને પરિણામે એના કરતાં બુદ્ધિમાં સર્વ રીતે ઉતરતા એના વંશજોએ રાજ્ય ગુમાવ્યું; આવા મોટા દુશ્મન સામે ટકી શકવા માટે દુર્ગાદાસને રાજસિંહને, જુના રાજ્યોને છિન્નભિન્ન કરવાને ભગીરથ પ્રયત્ન ઔરંગઝેબ કરી રહ્યો હતો. છતાં નવું રાષ્ટ્ર સ્થાપવાને શિવાજીને દુર્ગાદાસ, રાજસિંહ. અને શિવાજીની ત્રિપુટીને જેટલો ધન્યવાદ આપીયે તેટલો ઓછો છે. જાતિઅડાશમાં બાકી ના રાખનાર ઇતિહાસકારોને ત્રીસત્રીસ વર્ષ સુધી હિંદના શહેનશાહ સામે ટકી શકનાર એ રજપૂતો-તેની તરફદારી ઉંધી વાળનારાઓ માટે ભલે કંઈ લખવા જેવું ના લાગ્યું હોય, પરંતુ આ ત્રિપુટીએ દાખવેલાં ધૈર્ય ખંત અને વીરતા માટે જેટલું લખવામાં આવે તેટલું ઓછું છે. ખુશ થવા જેવી વાત એ છે કે આજ આટલે વરસે યુરોપની જાદવાસ્થળીના સમયમાં ઇતિહાસમાં શિવાજીને આપવામાં આવતી લુટારાની ઉપાધિ છીનવી લેવામાં આવી છે. અને એ આપણું અહોભાગ્ય કે કર્નલ શેકસપીયર તથા પ્રો. રૉલિન્સનને હાથે લખાયલાં પુસ્તકોમાં શિવાજીનો બચાવ કરવામાં આવ્યો છે તથા તેની વિરુદ્ધ ટીકા કરનારને ઉતારી પાડ્યા છે. આ ઇતિહાસ તેમજ પ્રો. જદુનાથ સરકારનો ઇતિહાસ મારી આ નવલકથા લખાઇ રહ્યા પછી મારા જોવામાં આવ્યાં છતાં નહિ જેવો ફેરફાર મેં વાર્તામાં તેને અંગે કર્યો છે. પ્રોફેસર જદુનાથ સરકાર જેવા વિદ્વાન્ ઇતિહાસકર્તા જોડે વાદમાં ઉતરવું એ મારું કામ નથી, તેમજ આ પ્રસંગ પણ નથી છતાં મારે લખવું જોઇએ, કે વીરપૂજાને અંગે વિદ્વાન્ માણસો પણ ગમે તેમ દોરાઇ જાય છે. એમના હાથમાં બ્રિટિશ મ્યુઝિઅમમાંથી "ફતુહાતે આલમગીરી" એ નામનો પાટણના નાગરબ્રાહ્મણ ઇશ્વરદાસે લખેલો લેખ આવ્યો છે. તેનાં નામ પરથીજ એટલું તો સમજાય છે, કે ઔરંગઝેબનો વિજય એ એ લેખનો આશય છે. લેખ તદ્દન અપૂર્ણ છે, અને ઇતિહાસની કક્ષામાં મૂકાવા લાયક નથી. પૂરો લેખ વાંચવામાં આવે તો વિશેષ અજવાળું પડે, છતાં (સરકાર જેમ ધારે છે તેમ) મુસલમાનના અથવા તો પાટનગરમાંના, બાદશાહ કને રહેનારના હાથે તે લખાયલો હોવાથી વિશેષ ભરોસાને પાત્ર છે, એમ મારા માનવામાં નથી આવતું. લેખક ઔરંગઝેબની

નોકરીમાં હતો તથા તેના મુઆ પછી ચોવીસ વર્ષ વધુ જીવ્યો હતો. કોઇ પણ વ્યક્તિની ખાસ કરીને રાજાની નોકરીમાં રહેનાર સ્વતંત્ર લખાણ પોતાના શેઠને માટે કેટલું લખી શકે છે, તે તો વાચક વર્ગને ખબર હશે. કદાચ ઇતિહાસના લેખક માટે એમ સમજીએ તો સત્યનોજ પ્રકાશ કરવાની જરૂર છે; છતાં હિંદના તે સમયના અને ચાલુ ઇતિહાસો જોતાં આપણને લાગે છે કે એવી સ્વતંત્રતા હિંદના સંબંધમાં જોવામાં નથી આવતી. ઔરંગઝેબનાં મરણ પછી હિંદમાં જે અંધેર ફેલાઇ ગયું, તે માટે એક અક્ષર પણ લખવા નાગરની બુદ્ધિ છતાં, ઇશ્વરદાસને ના સુઝ્યું, એ બહુ વિચિત્ર લાગે છે. દુર્ગાદાસને બાદશાહ કને લઇ ગયા. હથિયાર મૂકી દેવાની સૂચના કરતાંજ દુર્ગાદાસે તલવાર મ્યાનમાંથી કાઢી, બાદશાહે વિચાર બદલ્યો. તેને હથિયાર સાથ લાવવા હા પાડી, અને પછી રૂમાલવતી હાથ બાંધી દુર્ગાદાસને બાદશાહની હજુરમાં રૂહઅલ્લાહખાને ખડા કર્યા, અને ઇશ્વરદાસને પારિતોષિક મળ્યું ત્યાં એનો લેખ પૂરો થાય છે. સરકાર પોતે લખે છે કે આ ગુનાહને માટે માફી માગવાની હસવા સરખી રીતિ હતી. દુર્ગાદાસનો ગુનોહ એજ કે પોતાના રાણાનો એક છ માસનાં બાળકને બાદશાહને સોંપી દેવાની આજ્ઞાની એણે અવગણના કરી. સરકારને કદાચ ગયાજીના ગોરોનું સ્મરણ થયું હશે. પરંતુ મારે જણાવવું જોઇએ કે એ કંઇ વીસમી સદી નહોતી, કે વખતે કવખતે માફી માગે. દુર્ગાદાસ કંઇ નમાલો નહોતો કે એવા ઢોંગધતુરા કબૂલ રાખે. દુર્ગાદાસ કંઇ પિતૃશ્રાદ્ધ કરવા નહોતો ગયો પણ ઔરંગઝેબના અંતિમ અને ઉન્મત્ત વિચારોનું બળિદાન આપવા ત્રીસ વર્ષ થયાં ખડે પગે તૈયાર રહ્યો હતો. સરકાર કહે છે કે ઇશ્વરદાસ ઔરંગઝેબની ખાસ હજુરમાં નહોતો, એટલે કે ખોટાં વખાણ કરવાની એને જરૂર ના હોય. હું તો 'લૉજિક'ની માત્ર બાળપોથી શીખ્યો છું, પરંતુ સરકારને હું પુછું છું કે આ સૂત્ર એમને કોણે બતાવ્યું? વિગ્રહ યુરોપમાં ચાલે, આપણને સખત હાર મળે છતાં હિંદમાં બહાદુરીનાં વખાણ થાય એ સરકારને અજાણ્યું હશે. બાકી જોધપુરના સુબાના મહેસુલ ખાતાનો સાધારણ નોકર અને ઇતિહાસના વિષયમાં પોતાને પમર પ્રાણી સમજી સત્યપ્રિયની કક્ષામાં મૂકવાની ઇચ્છા ઇશ્વરદાસ ના પ્રો. સરકાર ભલે તેમ સમજે પણ હું તો ખુશામતઆની કક્ષામાં તેને મૂકું. વળી એ લેખ શી રીતે શરૂ થાય છે? પરમાત્માનું સ્મરણ અને બાદશાહનાં વખાણથી તો એ લેખની શરૂઆત છે. પછી ખુશામદમાં બાકી શી રહી? સરકારનાં સૂત્રને ન્યાયે તો દુર્ગાદાસ

પાછળથી એના રાણાનો અપ્રિય થયો હતો. ભાટચારણ ને તેમજ મેવાડના ઇતિહાસકારોને ન્યાલ કરી નાખે એવી શક્તિ દુર્ગાદાસમાં હતી નહિ ૧૯ મા સૈકામાં થયલા ટૉડને ૧૮મા સૈકામાંની મધ્યમાં થયલા દુર્ગાદાસનાં મિથ્યા વખાણ કરવાની જરૂર નહોતી. શાહઝાદા અકબર જ્યારે રજપૂતો જોડે ભળી ગયો ત્યારે ઔરંગઝેબે દુર્ગાદાસને લાંચ મોકલી, તે પોતે ના સ્વીકારતાં તેણે અકબરને આપી, અકબરે પણ જાતે ના રાખતાં બીજાઓને વહેંચી આપી એક મુસલમીન ઉમદા ખવાસનું ભાન જગતને કરાવ્યું તે દુર્ગાદાસ, ઔરંગઝેબ શાહઝાદા અકબરની બેટીઓને મેળવવા અત્યંત અધીરો થઇ ગયો છે તે જાણવા છતાં આવી રીતે તેના દરબારમાં પ્રવેશ કરે એ મારા માન્યામાં નથી ઉતરતું. ટૉડ લખે છે કે સુલતાનીને પાછી મોકલવાને માટે ઔરંગઝેબે જ્યારે દુર્ગાદાસને જાગીર આપવા કહ્યું, ત્યારે તે ના કબૂલ રાખતાં તેણે સેવંચી, ઝાલોર વગેરે પરગણાં મારવાડ માટે માગી લીધાં. એટલે બ ને ઠેકાણે ઔરંગઝેબની ઇચ્છાનો ઉલ્લેખ છે, પણ ટૉડ લખે છે કે કે એણે તે ના લીધાં. ઇશ્વરદાસ કહે છે કે દુર્ગાદાસે લાંચ કબૂલ રાખી. ટૉડનું શું આ લખાણ અસત્ય છે ? સરકારે તેમ સાબીત કરી આપ્યું હોત તો વધારે સારૂં થાત, કેમકે આવા વિષયોમાં મારા મનથી ટૉડને હું પ્રમાણ સમજું છું અને બાકીના ગમે તેવા લેખોને વાંકા વળી સાત સલામીના મુજરા ગણું છું પછી ત ભલે ઇશ્વરદાસે લખ્યા હોય અને બ્રિટિશ સંગ્રહસ્થાનમાં ઠંડી હવા ખાતા હોય અથવા તો ઉધાઇ તેને ખાતી હોય. પોતાના મારવાડના રાજસ્થાનના કટ્ટા દુશ્મનનો શાહઝાદો પોતાની રક્ષામાં ભરાયો તો તેને તેના બાપને ઇનામની કે રીઆસતની આશાએ સોંપી દેવાના વિચારને ઠોકર મારનાર, ખરૂં જોતાં [illegible]ના દુશ્મનના શાહઝાદાનો તેના જાન બચાવવા ખાતર સ્વાર્થના ભોગે તેને નિર્ભય સ્થાનમાં જાતે જઇ મૂકી આવનાર, બાદશાહનો એ રીતે બેવડો બોઝ વહોરી લેનાર ટેકીલો દુર્ગાદાસ, જે વખતે ઔરંગઝેબનું જોર નબળું પડી ગયું હતું, રજપુતોનો વિજય થતો હતો તેવે સમયે આવી રીતે સંધિ કરવા તત્પર થાય એ અશક્ય બીના છે. હવે ઇશ્વરદાસ આ બનાવનો ચિતાર કેવો આપે છે તે આપણે જોઇએ. દેશસેવામાં દેહ સમર્પણ કરનાર દુર્ગાદાસના એટલે હરજાને વિચાર બદલાઇ ગયા અને તે એવો થાકી ગયો, કે તેણે પ્રથમ સુલતાનીને મોકલાવી દીધી, અને તે બાદશાહ કને પ હોંચ્યા

પછી બાદશાહે બેગમને પૂછતાં દુર્ગાદાસની શી ઇચ્છા છે, તે જાતે ના કહેતાં ઇશ્વરદાસ કહ્યું જાણે છે, એમ તેણે જવાબ આપ્યો. આટમાં આટમાં વર્ષ રાજપૂત દળમાં ઉછરેલી, તેમના તરફથી સદ્વર્તનનો સંપૂર્ણ લાભ મેળવવા છતાં, બાદશાહને આટલો જવાબ પણ જાતે ના આપી શકે, દુર્ગાદાસ તરફ ઉદારતા બતાવવામાં આટલી હદ સુધી કૃપણતા બતાવે, એ ધ્યાનમાં ઉતરે એવું નથી. ઇશ્વરદાસ પોતાના હૃદયની તુલના જેવી દુર્ગાદાસ જેવા વીરની તુલના કરે તો ભલે ઇશ્વરદાસને છાજે પણ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરનારને તે અશક્યજ લાગે. તેણે કહ્યું, દુર્ગાદાસને લાયક ઓધ્ધો અને વર્ષાસન જોઇએ છે. બાદશાહ પણ બસ એકદમ ઉદાર થઈ ગયો, અને તેણે દુર્ગાદાસને ઉંચી પાયરી પર ચઢાવ્યો. એ વિષય પર લખતાં ઇશ્વરદાસ પોતાને પોતાની મેળે પગની રજ ગણે છે. હું સરકારને પૂછું છું કે ઇતિહાસના લેખકને પગની રજમાં ખપવાની જરૂર છે ? ખુશામદીઆ સિવાય આવા શબ્દો પોતાની જાત માટે કોઈ વાપરી શકે ? ઇશ્વરના દાસ થઈ મનુષ્યનાં ચરણની રજ થવાની શી જરૂર ! જે મનુષ્યને પોતાનાં મનુષ્યત્વ માટે અભિમાન નથી, જેનામાં વ્યક્તિત્વ નથી, તેનું જીવન ખશામતીઆ છે, ને તે જીવતો છતાં મુએલો છે, અને દુર્ગાદાસ જેવા વીર માટે આવું લખવુ એ તેના નામને અપમાન કરવા જેવું છે. જગતમાં કોઇ ગાળ દે તે સાંખી શકાય પણ જુઠો કહે તો માથું કાપવા જેવું લાગે. મેવાડના ઇતિહાસમાં તો ઇશ્વરદાસનું નામ પણ નથી. સુજાયતખાન અને નારાયણદાસ કુબી એ જણનો ઉલ્લેખ છે. એજ બતાવી આપે છે, કે ઇશ્વરદાસ પામર પ્રાણીનજ કક્ષામાં હતા અને કદાચ તેઓએ ચીઠ્ઠીઓ લઇ જવા લાવવામાં થોડાઘણા આંટા માર્યા હશે તેથી, અને સુજાયતખાનની સિફારસથી ૨૫૦ ના રસાલદાર બન્યા હશે, અને આજ સુધી ચરણની રજ હતા તે ઓધેદાર થયા તેથી ફુલાઈ ગયા હશે અને મુજરો કરતી વખતે બે વાર વિશેષ નમન કરતા હશે. ઇશ્વરદાસના વંશજમાં એના પુત્ર વ્રજરાય તથા તેના પુત્ર લાલા ખુશાલનાં નામો ઉપલબ્ધ થાય છે. વર્ષ બહુ વીતી ગયાં નથી એટલે કે આ નામના પુરુષો પાટણમાં હતા કે નહિ વગેરે ખબર મેળવવા માટે મ્હારા એક મિત્ર અને પાટણના નાગરબ્રાહ્મણ વતનીને મેં પુછાવ્યું હતું, પરંતુ તેમને આવા વિષયમાં કંઇ રસ ના હોવાને લીધે તેમજ પોતાના ધંધામાં કેમ કમાણી કરવી તેની વ્યવસ્થામાં ગળાડુબ ગુંથાઇ

ખબા હોવાને લીધે, મને એ ખબર હજી મળી નથી. ઈશ્વરદાસને એ સમયમાં અજમેરની પશ્ચિમે મેર્થમાં જાગીર પણ મળી છે, તો એ પ્રબંધમાં પણ કંઇ લેખ પાટણમાં કોઇ નાગરબ્રાહ્મણના ઘરમાં હશે. તો આ પુસ્તક કોઇ પાટણવાસીના વાંચવામાં આવે તો એ વિષય પર કંઇ અજવાળું પાડશે અથવા મને લખશે તો ઇતિહાસના શોખીનો પર ઉપકાર ,થશે. મેં આ નવલકથા લખવામાં જે પુસ્તકો વાંચ્યાં છે તેના કર્તાઓનો હું આ સ્થળે ઉપકાર માનું છું તેમજ મ્હારા સદ્ગત ભાઈ વામનરાવે આપેલી સૂચનાઓ માટે તેમનો તથા મારા ભાણેજો રા. વ્યોમેશચંદ્ર જ. પાઠકજી અને રા. ભાસ્કરરાવ જ. પાઠકજીએ પ્રુફ તપાસવામાં લીધેલા શ્રમ માટે તેમનો ઉપકાર માનું છું. આ વિષયમાં રસ લેતા વાચકવર્ગને જોડે આપેલી પુસ્તકોની યાદી ઉપયોગી થઇ પડશે.

કર્તા



# મોગલ સંધ્યા

## પ્રકરણ ૧

### મતાંધ

अपि संपूर्णतायुक्तैः कर्तव्याः सुहृदो बुधैः ।
नदीशः परिपूर्णोऽपि चन्द्रोदयमपेक्षते ॥

"પાક દીનમાં ફુલાવું આખી સલ્તનત, ઘેરઘેર કુરાન પઢાવું તોજ હું બાદશાહ ખરો. મારા પંજામાંથી છુટવાની કોની તાકાદ છે? એક કાંટો હતો તે દૂર થયો. મારી હિકમતેજ તેને દૂર કર્યો. પૃથ્વીસિંહને ઝેરનો ભરેલો ઝભ્ભો પહેરાવી જેર કર્યો, અને તેજ સાથે હું ધારતો તેમ જસવંતસિંહ પણ પડયો ગયો. હવે આ એનું બાળક છે, તેના શા ભાર છે? તેને મારા કબજામાં લઉં એટલીજ વાર. રજપૂત સરદારોની તાકાદ શી છે કે મને તેઓ એ બાળકને સોંપે નહિ! મારા રાજ્યમાંથી તેઓને છટકવાની બારીજ કયાં છે? એ બાળક હાથ આવ્યો કે પછી એને એક બેગમને સોંપી તેનું દૂધ પાઇ એને મોટો કરીશ. મુલ્લાં કને કુરાન પઢાવીશ, પાક દીનનો ચેલો બનાવીશ એટલે મારવાડ પર તો અલ્લાનો ડંકો વાગ્યો સમજવો. પછી રહેશે ગર્વી મેવાડ. તેના શા ભાર છે? હું સારી પેઠે જાણું છું કે બાપા રાવળના વંશજો કંઇ ગાંજ્યા જાય એવા નથી. પડયા પડયા પણ હિંદુસ્તાનને ભારે પડયા છે. પ્રતાપ મરતે મરતે પણ પોતાનો ટેક જાળવીને ગયો. પણ તેને અકબર જોડે કામ પાડવાનું હતું. ઢીલા પોચા જોડે સમજવાનું હતું. સમજાવી પટાવીને તેની છોકરીઓ લેવી એ મને માન્ય નથી, મારે તો રજપૂતોની કન્યા જોરજુલમથી લેવી છે, તેને બેગમ બનાવવી છે, તેમ ના માને તો ગુલામ કરવી છે અને દેવું કંઇ નથી. અકબરના હજુરીઆ પણ કેવા મૂર્ખો હતા? તેમને પણ બાદશાહની ભૂલ સુઝી નહિ! હશે ખુશામતીઆ, જે કહ્યું તેનું હાંજી હજુર. મારા પર અસર કરે એવો

---

* સંપૂર્ણ હોવા છતાં ડહ્યા માણુસોએ મિત્રો કરવા જોઈએ. સમુદ્ર પાણીથી ભરાયો હોવા છતાં ચંદ્રોદયની ઈચ્છા રાખે છે.

અંગત પરિચય હું કોઇ સાથ રાખતો નથી. છે કોઇની તાકાદ કે મારી વાતમાં માથું ઘાલી શકે ? છે કોઇ અંગતનો માણસ કે જેના પર મારા સંપૂર્ણ વિશ્વાસ અને તેથી થતો મારી તદબીરનો નાશ ? હું ચહું તેજ કરું છું, મને રોકનાર કોઇ નથી. આથી પાસે બોલાવી પછી ત્રાસ આપી મારા હુકમ મુજબ ચાલવા, પાકદીન ગ્રહણ કરવા અથવા તો મરવાજ ફરમાન. ના માને તો કપટ ન ળ. કાવાદાવા માં તો મને કોઇ પહોંચી શકે એમ છેજ નહિ. પાયતખ્ત મેળવવામાંજ કાવાદાવા કરવાનું ક્યાં બાકી રાખ્યું હતું ? ડોસો વૃદ્ધ થયો એટલે ગાદી કરવાને લાયક નહોતો, તેને ખસેડવાની જરૂર હતી. રાજ્ય કરવાને લાયક હુંજ હતો, હું બાદશાહ ન બનું તો પછી પાક દીનનું શું થાય ? દારાને લડાઇમાં જેર કરી, શુજાને સહેલાઇથી સ્વધામ પહોંચાડી, મુરાદનો કાંટો કાઢી નાંખી મારી મુરાદ મેં પાર પાડી મારી આ ખીલી ઘરમાં કોઇ રાખી નથી. ભત્રીજા ભત્રીજી બધાંને પહોંચાડી દીધાં છે. આ બધી જાળ પાથરી રકયો ત્યાં આની શી વીસાત ? રજપૂતો ભલા છે, ભોળા છે, કોલ આપે તો તે મુજબ વર્તે એવા મૂર્ખા છે. આપણે ક્યાં કોલ આપીને પાળવો છે ? એમની સાથે દગો રમતાં વાર શી ? મારી સાથે એ દગો રમવા આવવાના નથી અને આવ્યા તો એમના બાજ વગાડીશ. જશવંત સિંહના હાલ તેજ એમના. મેવાડી નમ્યો કે પછી રહ્યો કેસો હુંશારો. એ કોળને ફુંક મારી મારી ખાતાં આવડે છે તે હું એક ફુંકથી એને ઉરાડી દઇ શકું એમ છું. એકવાર જટકો! એ લે ફુસાતો હશે જાણતો નથી કે હું કોઇની છેતરપિંડી સાંખી શકતો નથી મારી જોડે દગો રમે તેને જાનથી બેજાન કર્યા વગર રહેતો નથી. એ તો માત્ર હું એને રમાડું છું, કોળવામાં ફુલેલ ઉંદરને જેમ દિલાસા આપી તેને ફુલાવવામાં આવે છે તેમ હું એને નચાવું છું. વિજાપુર સર થાય એટલીજ વાર. તેને હાલ હેવાસ મરવાંજ ત્યારે એ કોળની જરૂર છે. તે ચાલાક છે, હોશયાર છે પરંતુ નાપાક દીનનો છે. મારા ધર્મની વિરુદ્ધ કામ કરે છે પણ જાણતો નથી કે એક ઘડીમાં હુંદી નાંખીશ.

બસ આ મારવાડો અજિત, મેવાડો રાજસિંહ અને દક્ષણનો કે મારે તાબે થયા કે જોઇ લો પછી પાક દીનની ફત્તેહ. કોની તાકાદ છે કે કલામ પઢવાની ના કહેવા હિંમત રાખે ? તેની છાતીજ

કાપી નાંખું, તેના શરીરના ટુકડેટુકડા કરી નાંખું, કાગડા અને ગીધને ફોલી ખાવા તેમને ફેંકી દઉં. આજે પેલા સરદારોને બોલાવ્યા છે, જોઈએ છે તેઓ શા વિચાર પર આવે છે. માને છે તો ઠીક છે નહિતર... ... ... નહિતર શું ? કાવાદાવા, કપટ, દગો, પ્રપંચ, કેદ કે ઝેર. ”

શાબાશ ! શાબાશ ! પાકદીનની ફતેહ કરવા જે ના કરાય તે ઓછું. એ પાકદીનનું શિક્ષણ લેનારો પણ હોશયાર અને અર્થ સમજનારો પણ તેવોજ.

આહા ! શું મનુસ્નો ગર્વ, મિથ્યાભિમાન, અજ્ઞાન ! શું તેની સમજશકિત ! પણ ભૂલ્યો. એ કયાં રંગ્જેબજી માણસ હતો ? આખા હિંદુસ્તાનનો બાદશાહ, શહેનશાહ. ગુજરાત પર પોતાનો દાબ બેસાડી આગ્રા જતાં શાહજહાંની માનીતી બેગમ મુમતાઝને પેટે દાહોદમાં અવતરેલો સુલતાન આલમગીર ! શું સરસ નામ ! દુનિયાને જીતનાર ! હિંદુસ્તાનને જીતનારનો વંશજ ! હિંદુસ્તાન ખોવાનો પાયો નાંખનાર, તેને તારાજ કરનાર. પોતાનો ધર્મ તેજ પાક, બીજાનો નાપાક કેવી માન્યતા, કેવું અજ્ઞાન ! કયાં હિંદુ સૂત્રની સાથે તેની સરખામણી ? જે દીનમાં જન્મ્યા હોય તેજ દીનને મોટો માની તેનાજ કહ્યા મુજબ ચાલવું. બીજાનો ભલે વધારે સારો લાગતો હોય તે છતાં તે ગ્રહણ કરવાની મના. તેમજ તમારો સારો છે તે મુજબજ ચાલો, એટલે બસ. અમારો વધારે સારો લાગતો હોય અને તેમાં આવવા માંગતા હો તો તમારો સ્વીકારજ નહિ: તમારો તમને મુબારક અમને અમારો મુબારક. તમે જે ધર્મમાં જન્મ્યા હોય તેમાં સ્થિર ના રહો તો બીજો ગ્રહણ કરી તેમાં સ્થિર રહી શકો એ કેમ સંભવે ? જગતના મહાપિતા તરફ તમારી એ નાફરમાની કેમ નીભી શકે ? દીન, ધર્મ, ફરજ, જગતના મહાપિતા, પેદા કરનાર તરફની ફરજ. જન્મ આપનાર તરફની ફરજ. જનસમૂહ તરફ અદા કરવાની ફરજ. પોત પોતાના જન્મ પ્રમાણે, જાત પ્રમાણે, મંડળ તરફની ફરજ, રાજાની પ્રજા પ્રત્યેની ફરજ, પ્રજાની રાજા પ્રત્યેની ફરજ એનુંજ નામ ધર્મ, એનુંજ નામ પાકદીન. પણ તે કોને ? સમજે તેને, અહિંઆં તો મારો દીન તેજ ધર્મ, તેજ પાક, બીજાનો નાપાક. તેને મારા દીનમાં આવવા અરજ તો શાની ? પોતાનો વધારે સારો છે તેથી નઠારામાંથી તારવાનો વિચાર હોય તો તેને માટે આપણી

જોઇએ સમજણ, સલાહ; તેમાંનું કંઇજ નહિ. કાફરને અરજ ? શુકે ખુદા! કાફર પર તો સિતમ, તેની તો કતલજ. બસ બીજો ઇલાજજ નહિ. વાહ રે ધર્મની કર્તી તરફની, મંડળી પ્રત્યેની ફરજની ઉંચી સમજ.

પાક દીનમાં ભળવા ન માગે તો તેનો ઇલાજ ? કપટ કે કતલ. અકબર ઢીલો પોચો, એના સલાહકાર બેવકૂફ. ને આલમગીર ! સકલ ગુણુસંપન્ન ને સર્વશક્તિમાન. પછી સલાહની જરૂર શી ? વિશ્વાસની આવશ્યકતા ક્યાં ? પિતાને કેદ કરી, ભાઇભાંડુઓની કતલ કરી પાક દીનનો વાવટો ઉરાડનારને વિશ્વાસ કોનો હોઇ શકે, શી રીતે હોઇ શકે, રજપૂતો ભલા છે, ભોળા છે, કોલ આપે તે મુજબ વર્તનારા છે. અને પોતે ? તે વિચાર કરવાની શક્તિજ ક્યાં ? પોતાને મોંએજ દુશ્મનના ગુણનાં વખાણ અને પોતાની અવગણના. આપણે ક્યાં કોલ આપીને પાળવો છે ? શાબાશ, પાકદીનના સમજનાર. કુરાને શરીફના કયા કલમમાં કોલ આપીને પાળવાની મના કરી છે? ક્યાં દગો રમવાને સલાહ આપી છે. અને પોતાના જોડે દગો રમવાને જસવંતસિંહના હાલેહાલ. એ તો સર્વશક્તિમાન સુલતાન આલમગીર એટલે એને તો ખુદાતાલાએ દગો કરવાને પરવાને આપેલો અને બીજા બધા તો સાધારણ મણુસો. અને હિંદુઓ, તે તો કાફરોજ. પાકદીનવાળા જોડે દગો રમવાનો એને હક્ક શો? અરે લાચાર બિનસમજવાળા શાહ, પાક દીન તો દગો કરવાની રજા આપેજ નહિ. કાફર દગો રમે તેમાં નવાઇ શી ?

શિવાજી લૂંટારો ! ઇબ્રાહીમ લોદી પાસથી રાજ્ય છીનવી લેનાર, મોગલ રાજ્યના સ્થાપનાર બાબરનો વંશજ, શાહુનો શાહુ. પિતાને કેદ કરનાર, ભાઇઓની કતલ ચલાવનાર, હિંદુઓ જોડે દગો રમનાર, પૃથ્વીસિંહને ઝેર કરનાર, કોઇનો પણ વિશ્વાસ ના રાખનાર, વિજાપુર ગોલકોંડાને હોઇઆં કરવાની ઇચ્છા રાખનાર, કોલ આપીને તે પાળવાની જરૂર ન સમજનાર શાહુ !

મારવાડ, મેવાડ અને દક્ષિણમાં ફતેહ થઇ કે પાકદીનની ફતેહ હિંદુ ધર્મનો નાશ. શહેનશાહ, કંઇ કંઇ જીભ કાપનારા. મોંમા થુંકી વટાળનારા ના ફાવ્યા તો આર્ય ધર્મનો નાશ કરનાર તું કોણ? તેનો ઉદ્ધાર કરનાર કોઇનો કોઇ પણ નીકળશે. એ ધર્મનો ટેક સાચવવામાં કંઇ કંઇ રણમાં રોળાઇ ગયા કંઇ કંઇ માર્યા ગયા. કંઈ કંઇ સતીઓ બળી મરી. ધર્મ તો તેમણેજ સાચવ્યો. છે કોઈ હસ્તી ધરાવતી પ્રજા કે જે પરાજિત થયા પછી અટલી હદ સુધી ટેક રાખી

સ્વધર્મમાંથી ચળી નહોય ? અને બિચારી આર્ય પ્રજા તારા જેવા મતાંધ, ધર્માંધના તરફથી, અસંખ્ય જુલ્મ ખમી પોતાનો ટેક જાળવી શકી, સ્વધર્મમાંથી ડગી નહિ. જરા વિચાર કર, પ્રાચીન ઇતિહાસ તરફ નજર ફેરવ, અને ફાંફાં મારવાં મૂકી દે. તારૂં છે તેજ સંભાળ નહિ તો એ ઝનુનમાં છે તેજ જતું રહેશે; તારૂં નામનિશાન પણ રહેશે નહિ, મોગલાઇ હતી ન હતી થઇ જશે.

આવું ઔરંગઝેબ કને કહેનાર શિખામણ આપનાર કોઇ હતું નહિ, કહેત તો તેને સાંભળનાર કોઇ હતું નહિ. કરડી નજર કરી તેને દેહાંતદંડની શિક્ષા કરતાં શાહ ચૂકે એમ નહોતું. બાબરને માથે રાજ્ય સ્થાપવાનું, અકબરને તે પૂર્ણ ચઢતીમાં મૂકવાનું, જહાંગીર અને શાહાજહને હતું તે નીભાવી રાખવાનું લખ્યું હતું. આલમગીરને ! એ વંશનું નામનિશાન કાઢી નાંખી પોતાને કપાળે કાળી ટીલી ચોઢવાનું તેના નસીબમાં હતું.

## પ્રકરણ ૨ જું

### દિવાને ખાસ.

"અગર ફિરદોસ બર રુએ ઝમીનસ્ત,
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત." ×

મધ્યાહનનો સમય થયો. સૂર્યનારાયણનો પૂર્ણ પ્રકાશ દિલ્હી શહેરપર પડી રહ્યો હતો. ચાંદની ચોકમાં ઠઠ ઝામી રહી હતી. વેપારનું તે મુખ્ય ધામ હતું. શહેરનાજ રહેવાસીઓ ઉપરાંત મુસાફરો પણ ત્યાં ઘણી જાતના દેખાતા હતા. હિંદુસ્તાનની તે રાજધાની હતી એટલે ઔરંગઝેબની હકુમત તળે આવેલા બીજા રજવાડાના માણસો પણ છુટાછવયા ત્યાં દેખાતા હતા. સુલેહશાંતિનો તે સમય નહોતો. દેશમાં અનેક ઠેકાણે બાદશાહી છાવણી પડી રહેતી, કેટલી જગાએ લશ્કરો મોકલવાં પડતાં અને કેટલેક ઠેકાણે બાદશાહ સલામતને જાતે લશ્કર સાથે જવું પડતું. હાલના બાદશાહોની માફક તેઓ પાટનગરમાં બેસી રહેતા નહિ. વર્તમાનપત્રોમાં વાઘનો શિકાર કર્યાના સમાચાર છપાવી બેસી રહેતા નહિ, પરંતુ રણમાં રોળાતા દુશ્મનોના

× પૃથ્વી પર જો કોઇ પણ ઠેકાણે સ્વર્ગ હોય તો તે આ છે, આ છે, આજ છે.

હાંજા ગગડાવતા, ' અનેકને પાડી પોતે પડતા યા જીત મેળવતા. કેટલાએક, બાદશાહ સલામતને મુજરો કરવા આવ્યા હતા, કેટલાક તેનો હુકમ સાંભળવા આવ્યા હતા. બાદશાહનું ફરમાન કયા દેશપર હુમલો કરવાને તેમને આવે છે તે જાણવા તેઓ ઉત્સુક હતા. કયાં કોને મોકલવામાં આવશે તે કોઇ જાણતું નહોતું, બાદશાહનું કોઇ પણ અંગત માણસ જાણતું નહોતું. બાદશાહ બધી યોજના પોતાની કનેજ રાખતો, કોઇને પણ જણાવતો નહિ. ભૂલેચૂકે સૂચના પણ પડવા દેતો નહિ, બધેજ કાવાદાવા પ્રપંચ દેખતો, પોતાના જાનને જોખમમાં ગણાતો, ઉત્તરમાં પંજાબ, મધ્યમાં રજપૂતાના અને દક્ષિણમાં વિજાપુરમાં એને ભારે ખર્ચથી લશ્કર રાખવું પડતું તે સિવાય બીજે કેટલેક ઠેકાણે પણ પોતાના માણસો રાખવાં પડતાં હતાં. કારણ એજ હતું કે બાદશાહને એને ખંડીઆ રાજા પર પણ ભરોસો નહોતો. કદાચ તેઓ એકદમ સામા થઈ જશે, દુશ્મન જોડે મળી જશે એવી તેને ચિંતા હંમેશ રહેતી. જેને એક જગાએ જવાને હુકમ મળતો તેને પણ હંમેશ ત્યાંજ રહેવાનું થતું નહિ, વખતે તેમાં કંઇ દગો થશે એમ સમજી બાદશાહ તેને પાટનગરમાં બોલાવી લેતો, તથા તેને બીજા દેશમાં જવા હુકમ કરતો. આવા સબબથી દિલ્હી શહેરમાં વારંવાર જુદી જુદી જાતનાં લશ્કરોનું સંમેલન થતું, આ સિપાઇઓ, અમલદારો નવરાશની વખતે; બપોરની વખતે, લટાર મારતા નીકળી પડતા. વર્તમાનપત્રો તે વખતે હતાં નહિ, છતાં ચર્ચાપત્ર જોઇએ તેટલાં હતાં. લોકો જયાં ત્યાં એકઠા મળી બાદશાહની યોજના જાણે પોતે જાણતા હોય એવે ડોળ ઘાલી એક બીજાને કહેતા, મનના ચોક પૂર્યા જતા. બાદશાહની વિરુદ્ધ કોઇને ચું કે ચાં બોલવાનો અધિકાર નહોતો. ઘરમાં પણ કોઇ ખાનગી રીતે એવું બોલતાં અચકાતું, કારણકે બાદશાહના જાસુસો જયાં ત્યાં ફરતા રહેતા. તેઓને જરા પણ સંશયનું કારણ મળે તો પકડવા અધિકાર હતો. તે અધિકાર તેઓ બરાબર પાળતા. મૂળમાં મીયાં ને પછી ભાંગ પીધી, તેમ મૂળમાં સિપાઇ બચ્ચા ને પછી અધિકાર મળ્યો એટલે પૂછવુંજ શું? જરા કોઇ તેમની સામે થયો, જરા પણ તેમને વહેમનું કારણ મળ્યું, ઉશ્કેરાવવાનું સાધન જડયું, કે "ચલબે સાલે કોટડીમાં." આમ કંઇ કંઇ બિચારા નિર્દોષ માણસોને કોટડીમાં પૂરવામાં આવતા, ત્યાંના ત્યાં સડી જતા. એકવાર હાથમાં આવ્યો એટલે પછી તેને છુટવા બહુ મુશ્કેલી નડતી કારણકે વિરુદ્ધ સાક્ષી પડતી. તેને જેટલી માનવામાં આવતી હતી તેટલું તે

બિચારાઓના બચાવ તરફ લક્ષ આપવામાં આવતું નહોતું. વધારે ઓછું કંઇ બોલવા જતા તો ગાળોનો વરસાદ અથવા તો મેથીપાક મળતો. આથી તેઓ બિચારા ઝાઝું બોલતાજ નહિ. એટલામાં કોઇ બડામીયાંની સિફારસ મળી આવી તો છુટવાને ભાગ્યશાળી થતા.

આજે ઘણે ઠેકાણે જસવંતસિંહના પુત્ર અજિતસિંહના સંબંધમાં વાત ચર્ચાતી હતી. પૃથ્વીસિંહને વિના વાંકે બાદશાહે દગાથી માર્યો, જસવંતસિંહ બીચારો મરી ગયો, એમ વાત કરવાને કોઇને સત્તાજ નહોતી, કોઇનામાં શક્તિ પણ નહોતી. અજિતસિંહ દિલ્હીમાં છે, આજરોજ બાદશાહે મારવાડના સરદારોને આમંત્રણ કર્યું છે, અજિતસિંહને બાદશાહ પોતાની પાસે રાખવાની માંગણી કરનાર છે એમ વાત થતી હતી. બાદશાહની માગણી ખરી છે કે ખોટી, માગણી વખાણવા લાયક છે કે નહિ, કદાચ સરદારો હા કહે તો બાદશાહ તેમની જોડે દગો રમશે કે નહિ, એવા પ્રશ્ન પૂછવાનો કોઇને અધિકાર નહોતો. બાદશાહ જે કરે તે સારૂંજ, નઠારૂં હોય તોપણ સારૂંજ. તમારે પણ તેમજ માનવું ને કહેવું, આવો ઔરંગઝેબના વખતનો કાયદો હતો. આમ લોકો આપસ આપસમાં વાત કરતા હતા, તેવે સમયે મારવાડના સરદારો, યોદ્ધાઓ, ઔરંગઝેબના આમંત્રણને માન આપવા ખાતર પોતાની મરજી ઉપરાંત બાદશાહી મહેલ તરફ જતા હતા. સુવર્ણપુરી તરફ તેમને જવાનું હતું, ઇંદ્રભવનમાં તેમને બિરાજવાનું હતું, છતાં તેમના મોં પર કોઇ જાતનો ઉત્સાહ દેખાતો નહોતો. તેઓનાં ગાત્ર શિથિલ હતાં કારણ કે અત્યંત ઠઠવાળું ઔરંગઝેબનું ભવન તેમને સ્મશાન જેવું ભાસતું હતું બાદશાહે પણ, જાણે પોતાના ભપકાથી તેમને આંજવા માંગતા હોય તેમ દિવાને ખાસમાં બેસવાની ગોઠવણ રાખવા હુકમ કર્યો હતો. કિનખાબથી ભરેલો રાતા રેશમનો એક ભવ્ય ગાલીચો ત્યાં બિછાવવામાં આવ્યો હતો. એથી ઉંચી જાતના રંગબેરંગી કિનખાબથી ખીચોખીચ ભરેલા ગાલીચા ટાંગવામાં આવ્યા હતા. તે સમયના હિંદની ઉંચા પ્રકારની કારીગરીનો ખ્યાલ આપતી વિવિધ રત્નજડીત સુવર્ણની દિવાલ, તેમજ ચાંદીની છત પરથી મખમલની ઠેકઠેકાણે ઝાલરો ઝુકયાં કરતી હતી, મોતીનાં તોરણો દૃષ્ટિએ પડતાં હતાં. દિવાનની એક બાજુમાં વચ્ચોવચ, સર્વ વસ્તુને તુચ્છ ગણતું, પોતાનાં અનુપમ તેજથી આંજી નાંખતું, વારંવાર ઝળાંઝળાં કરતું, તેના પ્રકાશથી અનેક

આંખોને નિચાવી નાખતું, દેવોને વિસ્મય પમાડતું, જગતની નવ નવાઈમાં સ્થાન ધરાવતું મયુરાસન આવી રહ્યું હતું. તેની લંબાઈ છ ફુટ તથા પહોળાઈ ચાર ફુટ જેટલી હતી. એક નાના સરખા પલંગ જેટલી હતી. ચાર મોટા જબરદસ્ત સુવર્ણમય પંજાપર પાસથી પચીસ ઇંચ ઉંચા ચાર સોનાના પાયા તે તખ્તના ટકારૂપ હતા અને ત્રણ બાજુએ જડી લીધેલા વિવિધ રત્નજડિત બાર સ્તંભો એ તખ્તનું છત્ર ટેકવી રાખતા હતા. એ દરેક સ્તંભની વચ્ચોવચ એક ઘણુંજ ભભકવાળું મોંઘા મૂલ્યનું માણેક તથા તેની આસપાસ ચાર તેથી સહેજ નાનાં લીલમ ચોરસ આકારમાં જડવામાં આવ્યાં હતાં. આ પ્રમાણે સ્તંભની ચોમેર, ઉપરથી નીચે લગણ, વચ્ચે માણેક અને તેની ચારે બાજૂએ લીલમ અને વચ્ચે લીલમ અને તેની ચારે બાજુએ માણેક એમ વારા ફરતી ચોરસ આકારમાં દેખાતાં હતાં. એ લીલમ અને માણેક જડતાં રહી ગયલા વચગાળામાં કેટલેક ઠેકાણે હીરાઓ બેસાડવામાં આવ્યા હતા, તો કેટલેક ઠેકાણે મોતીઓ સુવર્ણની થાળી કરી બેસાડવામાં આવ્યા હતા. એ તખ્ત ઉપર ચઢવાને માટે ચાર પગથીઆં બનાવવામાં આવ્યાં હતાં. સ્તંભની ચોમેર સુંદર મોતીની તોરણમાળા ટાંગવામાં આવી હતી ઉપર સુવર્ણથી ખીચોખીચ રચેલું છત્ર આવી રહેલું હતું. એ છત્રની આસપાસ મોતીની ઝાલરો અને તોરણો ઝુકયાં કરતાં હતાં ચતુષ્કોણ અને ઘુમટ આકારનાં છત્રપર ભુરા રત્નની પુછડીવાળો કળા કરતો સુવર્ણનો મયૂર નજરે પડતો હતો. એના સુવર્ણશરીરમાં સર્વત્ર રત્ન જડી લેવાયાં હતાં અને છાતીની વચ્ચોવચ એક ઘણુજ મોટુ માણેક અનુપમ તેજથી સર્વને આંજી નાંખતું હતું અને તેની નીચે ૫૦ કેરેટનુ જમરૂખના આકારનું એક પાણીદાર મોતી લટકી રહ્યું હતુ. એ મોરની બન્ને બાજુએ રત્નજડિત સુવર્ણફુલવાળાં ચામરો આવી રહ્યાં હતાં. આ સર્વને આંજી નાંખે એવો આસરે એકસો દશ રતીનો એક તેજસ્વી હીરો તખ્તપર બેસનાર શાહથી દેખાય એવી રીતે ઝઝુમી રહ્યો હતો, ચમકયાં કરતો હતો. આ મયૂરાસનની કિંમત તે સમયે દસ કરોડ સીતેરલાખ રૂપીઆ આંકવામાં આવતી હતી. સરદારો અને યોદ્ધાઓ સહુ સહુને સ્થાને બેઠા, મોગલ અધિકારી મંડળે પણ તેની બેઠક લીધી. રજપૂત સરદારોનાં મનની સ્થિતિ આ વખતે વિચિત્ર હતી. તેઓને ફરમાન મળ્યું ત્યારે શોક આનંદ અને ચિંતાની ત્રિપુટીએ તેમના હૃદયમાં વાસ કર્યો હતો. ભૂત માટે શોક, વર્તમાન

માટે આનંદ અને ભવિષ્ય માટે ચિંતાનું રાજ્ય સ્થપાયું હતું. જસવંતસિંહનાં મૃત્યુથી તેમનો એક વહાલામાં વહાલો સરદાર, રજપૂતાઇનો સાચો મિત્ર તેમણે ખોયો હતો. જસવંતસિંહનાં મરણથી જેમ ઔરંગઝેબનો હર્ષ માતો નહોતો તેમ રજપૂતોના શોકની સીમા રહી નહોતી. તેઓ ઉદ્વેગમાં હતા તેનો પ્રતાપી પુત્ર પૃથ્વીસિંહ હોત તો તે પિતાની ખોટ કંઇક અંશે પૂરી પાડી શકતે. પરંતુ તે તો ક્યારનો ઔરંગઝેબના કપટનો ભોગ થઇ પડયો હતો. આમ તેમના મનની સ્થિતિ હતી. પરમેશ્વરે તેમની સામે જોયું અને રાણીએ પુત્રને જન્મ આપ્યો. પિતાના મરણનો શોક પુત્રના જન્મથી થોડેક અંશે દબાયો ને કપટી ઔરંગઝેબ તરફથી ફરમાન આવ્યું કે અજિતસિંહને લઇને કાબુલથી બારોબાર તેમણે દિલ્હી આવવું. સરદારો વિચારમાં પડયા. બાદશાહી ફરમાનને અપમાન આપવા વખત નહોતો કારણકે એક તો તેમને સરદારની જરૂર હતી. વળી તેઓ પોતાનાં વતનથી બહુ દૂર હતા. રસ્તો બહુ વિકટ હતો માર્ગમાં જયાંત્યાં ઔરંગઝેબનું લશ્કર પડયું હતું. તેને વટાવી જોધપુર જવું બહુ અઘરું પડે એમ હતું. ઠામઠામ લડવા કરતાં છેવટે એક જગાએ લડવું તેમને પસંદ પડયું અને ખુદ બાદશાહનાં પાટનગર આગળ જરૂર પડે તો લડાઇ કરવાનું જોખમ વહોરી તેઓ દિલ્હી આવ્યા. સર્વાનુમતે જસવંતસિંહના જમણા હાથ દુર્ગાદાસને તેમણે સરદારી આપી. સરદારી મળ્યાથી દુર્ગાદાસ ફુલાતો નહોતો. બીજાઓ કરતાં એને ચિંતા ઉલટી વધારે રહેતી, કારણકે તે એક ખરો રજપૂત, સ્વામિભક્ત, દેશભક્ત સરદાર હતો. બાદશાહના હુકમને માન આપી ફાવટ આવે તો ઔરંગઝેબને થાપ આપવાનો તેનો વિચાર હતો. ફરમાન આવ્યું અને તેણે જણાવ્યું કે અજિતસિંહને લઇને અમે દિલ્હી આવવા ખૂશ છીએ. દિલ્હીની હદમાં તેઓ આવી પહોંચ્યા, બાદશાહને તે બાબતની ખબર કરી અને અમુક વખતે તેઓને દિવાનેખાસમાં હાજર રહેવાનું ફરમાન થયું. હુકમ મુજબ તેઓ આનંદને ઘેર મૂકી હાજર થયા હતા અને બાદશાહની રાહ જોતા હતા. ચિંતામાં ને ચિંતામાં અરધો કલાક પસાર થયો ને છડીદારે નેકી પોકારી.

' શહેનશાહે હિંદ, દીનદાર, ગરીબપરવર જહાંપનાહ, સુલતાન આલમગીર ઔરંગઝેબ બાદશાહકી સવારી પર નિગાહ રખો મહેરબાન સલામ. '

જસવંતસિંહ તથા પૃથ્વીસિંહને ઠેર કર્યાથી હરખાતો અને મલકાતો, મૂછમાં હસતો, ભોળા રજપૂતોની ભલાઇનો લાભ લેવાની આશા રાખતો, તેમને તથા અજિતસિંહને પોતાના કબજામાં લેવાની અનેક યુક્તિઓ ગોઠવતો, હવાઇ કિલ્લાઓ બાંધતો ઔરંગઝેબ રેશમી ફુલેવરનો પગના કાંડા લગણ લટકતો ઝભ્ભો પહેરી દિવાને ખાસમાં આવી પહોંચ્યો અને કેટલાએક મને, તો કેટલાએક કમને ઉઠી બાદશાહને મુજરો કર્યો. બાદશાહે કમરની આસપાસ એક તદ્દન સોનેરી કિનખાબનું પેલું વિંટાળ્યું હતું. અને તેમાં રત્નજડિત ખંજર તથા જમૈયાનો ફેક એક છેડો અડકે એવી રીતે સામસામાં ખેસ્યાં હતાં. બાજુમાં સોનાની રત્નજડિત મુઠવાળી તલવાર લટકતી હતી, માથા પર મુકુટ ધારણ કર્યો હતો. તેને મુકુટનું નામ આપવું કે કેમ એ એક સવાલ છે. નરમ જરીયાનનો તે ફેંટો હતો. તેના પર અતિ અમૂલ્ય હીરાજડિત શિરપેચ ચોડેલો હતો. એ શિરપેચની બરાબર વચ્ચોવચ એક હીરો ભભકદાર સૂર્યની માફક ઝળાંઝળાં કર્યા કરતો અને તેનાં તેજથી સૌ કોઇને આંખો નાંખતો ત્યારે એકજ સ્થાનમાં બે સૂર્ય હોય એવું સૌ કોઇને ભાન થતું. બાદશાહ પણ જાણે તે હીરાનાં તેજથી પોતાનો પ્રભાવ બેસાડવા માંગતો હોય તેમ પોતાની ડોક વાંકીચુંકી કર્યા કરતો અને તેથી તેના પ્રકાશનો બહાર વારંવાર જુદી જુદી દિશાએ પડતો. તખ્તપર બેસી તેના પર પડેલા કીનખાબના ભરેલા રત્નજડિત ઉશીકાને અઢેલી જમણી બાજુએ પડેલા તેનજ લંબગોળ તકીઆ ઉપર કોણી ટેકવી તરતજ તેણે રાઠોડ સરદારો તરફ જોઇ ભાષણ કરવાનો આરંભ કીધો.

" મારા વહાલા બહાદૂર રજપૂતો, તમને આજ શોકમાં જોઇ મને અત્યંત દિલગીરી થાય છે. જસવંતસિંહ—મારો જમણો હાથહતો તેનાં અકાળ મૃત્યુથી તમને દુઃખ થયું છે તેથી વિશેષ મને થયું છે. એમ કરતાં પણ જસવંતસિંહની છબી મારી નજર આગળથી હું દૂર કરી શકતો નથી. પૃથ્વીસિંહ બિચારો પણ મરી ગયો. તે જીવતો હોત તો જરૂર પોતાના બાપનું નામ રાખતે. ખુદા તાલાનો મોટો અહેસાન કે રાણીને પુત્ર આપી મારવાડની ગાદી જસવંતસિંહના વંશજના હાથમાંથી જતી અટકાવી. મારો એવો વિચાર છે કે રાણી તથા નવા બાળકને અહિં મારી કનેજ દિલ્હીમાં રાખવાં ને એ બાળ રાજા ઉમર લાયક થાય એટલે તેને યોગ્ય શિક્ષણ આપી મારે હાથેજ

તેને રાજ્યની લગામ સોંપવી. તમારો એ બાબતમાં શો અભિપ્રાય છે ?"

રજપૂતોને ઓરંગઝેબની કપટ જાળનો અનુભવ ઓછો નહોતો. તેઓ એવા ડાબાડમરા શબ્દોમાં ભોળવાય એમ નહોતા. તેમજ ઓરંગઝેબના વિચાર પ્રથમથી જાણીનેજ અત્રે આવ્યા હતા એટલે જવાબ આપતાં તેમનાં મનને કોઇ જાતનો ગુંચવાડો પડે એમ નહોતું. તેમના તરફથી દુર્ગાદાસજીએ બોલવું શરૂ કર્યું

" જહાંપનાહ, આપના વિચાર બહુ સ્તુત્ય છે પરંતુ રાણીજીને અત્રે રહેવું ફાવે એમ નથી. અત્રે રહેવાથી મહારાણાજી તથા પૃથ્વીસિંહના અકાળ મૃત્યુનું સ્મરણ તેમને આવ્યાં કરે છે. તેમના જીવને અત્યંત પરિતાપ થાય છે. વળી કુંવર બાળક હોવાથી રાણીજી તેને પોતાનાથી છુટો મુકવા માંગતા નથી. "

ઓરંગ— હું કયાં તેને છુટો કરવા માગું છું, ભલે તેઓ બંને અહીંઆ તેમના મહેલમાં રહે. હું તે બાબત પૂરતી વ્યવસ્થા કરીશ.

દુ—તેઓ એકલાં અત્રે રહી શકે એમ નથી. સરદારો પણ દૂર દેશાવરથી ઘણે વખતે પાછા ફર્યા છે એટલે પાછા વતન જવાને તેઓ ઉત્સુક છે.

ઓ—મારે સરદારોનું કંઇ કામ નથી. મારા રાજ્યમાં માણુસ ચાકરની કંઇ ખોટ નથી.

દુ—રાણીજી અત્રે અમારા વગર રહી શકે નહિ. અમારા જેવી બંદોબસ્ત તેમની કેઇ રાખી શકે નહિ.

ઓ-શું મારે ત્યાં કોઇ જાતની ન્યૂનતા છે ?

દુ. હું ન્યૂનતાની વાત કયાં કરું છું ? માણસોનો એ સ્વભાવ છે કે જયારે તે શોકમાં હોય ત્યારે તેને પોતાના વતનમાં, પોતાના મંડળમાં રહેવાથી શોક દૂર થાય.

ઓ તો ભલે રાણીજી તથા તમે સરદારો વતન જાઓ તથા કુંવરને અહિં મુકી જાઓ.

ધીરેધીરે ઓરંગઝેબનો મૂળ આશય દેખાવા માંડ્યો. દુર્ગાદાસની ઇચ્છાજ હતી કે ઓરંગઝેબની સ્વાર્થપરાયણતાનો ખ્યાલ

બીજા સરદારોને પણ આવે. બાળરાજાને પોતાની માતાથી છુટા પાડ-ામાં તથા પોતાની કને રાખવામાં બાદશાહનો શો સ્વાર્થ હતો તે હવે સમજવાનું બાકી રહ્યું નહિ. તેમજ અત્યાર લગણ શાંતિનો દેખાવ ચાલ્યાં કર્યો તે હવે ચાલે એમ નથી, એમ દુર્ગાદાસના મનમાં નક્કી થયું.

દુ–કારણ? જરા દમામથીજ પૂછ્યું.

ઓ–મારી મોજ.

દુ–મોજ કંઇ બાદશાહ ખુદાવંદે એકલાએજ ઇજારો નથી રાખી. હમારાં માતુશ્રીની ઇચ્છા એવી છે કે જોધપુર જવું.

ઓ–તેમ નહિ બને.

દુ–તે તો પરિણામે સમજાશે.

ઓ–તમારે કોઇને જોધપુર જવું હોય તો તેમાં મારો અટકાવ નથી, પરંતુ કુંવરને તો મને સોંપવોજ પડશે. એવું મારૂં તમને બધાને ફરમાન છે.

દુ–ફરમાન! મને તેને. અમે એવા ફરમાનને માન આપવા બંધાયા નથી. રાણા જશવંતસિંહના મરણ પછી રાણીજીનું ફરમાન તેજ અમને માન્ય, બીજા કોઇનું ફરમાન અમે માનતા નથી.

ઓ–શું તમે મારૂં અપમાન કરશો? તમને ખબર છે કે હું કોણ છું? સુલતાન આલમગીર, આખા હિંદનો શહેનશાહ. મારા હુકમનો અનાદર કરવાની કોની તાકાત છે? તમને આટલું બોલવા દીધા એ પણ મારી રહેમદિલી સમજવાની છે.

દુ–જહાંપનાહ જ્યારે અમારૂં અપમાન કરે ત્યારે અમારે લાચારી સાથે તેના હુકમનો અનાદર કરવોજ પડે. રાજપુત્રના રક્ષણ માટે, તેને ઉછેરવાને માટે રજપૂતો શક્તિમાન છે. વિપરીત વિચાર માત્ર અમારી કોમનું અપમાન લેખાય. શહેનશાહતને આધાર ઇન્સાફ પર છે. ન્યાય નથી તો શહેનશાહત પણ લાંબો નીભી શકે નહિ.

ઓ. શું તમે એમ કહેવા માગો છો કે મારા રાજ્યમાં ઇન્સાફ નથી?

દુ–મારા કે જહાંપનાહના કહ્યા કે માન્યાથી ઇન્સાફની ગણત્રી થતી નથી પ્રજાજનની અંતરની લાગણી કંઇ બહાર દેખાવ કરતી નથી પણ એ અંતરની જવાળા જ્યારે સળગી ઉઠે છે ત્યારે વિપરીત

પરિણામ આવે છે. તે જ્યારે સળગી ઉઠશે તેની કોને ખબર પણ પડતી નથી. બંદીખાનામાં સડવા દીધેલા વૃદ્ધ પિતા શાહજહાન, દારા, શુજાહ, મુરાદની કતલ અને ભત્રીજાઓના હાલબેહાલ એ બધી બીનાથી મુસલમાન તેમજ હિંદુઓનાં મન પર કંઇ સારી છાપ નથી પડી. બાદશાહ સલામતે મને બોલવા દેવામાં રહેમદિલી વાપરી તે કરતાં આપ જહાંપનાહનાં કુટુંબ પર રહેમદિલી ચલાવી હોત તો વધારે સારૂં થાત પરમાત્માની રહેમદિલી સિવાય રજપૂત કોઈની રહેમદિલીની પરવા રાખતો નથી.

ઔ.–દુર્ગાદાસ, તમને જેમ છુટ આપું છું તેમ તમે વધારે લવારી કરો છો. રહેમદિલીની વ્યાખ્યા ઔરંગઝેબ તમારી પાસેથી જાણવા માંગતો નથી. રાજ્યલોભ કોને હોતો નથી. રાણા જસવંત-સિંહ પણ જોધપુરના કયાં હક્કદાર વારસ હતા, ખરા વારિસ તો અમરસિંહ હતા.

દુ–રાણા જસવંતસિંહજીએ મોટા ભાઇની કતલ કરી રાજ્યગાદી પચાવી નહોતી પાડી. અમરસિંહ તથા જસવંતસિંહને કોઇને એકકેને માટે વૈરભાવ નહોતો. માતપિતાની આજ્ઞાને આધીન થઇ અમરસિંહે દેશવટો લીધો તથા જસવંતસિંહે રાજ્યપદ સ્વીકાર્યું.

ઔરંગઝેબ આ જવાબ સાંભળી લાજવાબ થયો. દુર્ગાદાસજીનું કહેવું અક્ષરેઅક્ષર ખરૂં હતું ઔરંગઝેબની ધીરજ હવે ખુટી ગઇ. આશથી કે ત્રાસથી તેને તીવ્ર ઇચ્છા હતી. ત્રાસથી ફાવી શક્યો નહિ ત્યારે આશને આગળ કરી, સૂતેલા સિંહોને વધારે ઉશ્કેર્યા.

ઔ.–તે બધું મને માલમ છે. દુર્ગાદાસજી, તમને તેમજ અહિં બેઠેલા સઘળા રજપૂતોને મારી સલાહ છે કે તમારે રાણા જસવંતસિંહ-ના પુત્રને મારે હવાલે કરી દેવો. એટલી મારી ઉમેદ બર લાવો અને આખો મરુદેશ તમારી વચ્ચે વહેંચી આપીશ, તમને ન્યાલ કરીશ. પ્રત્યેકને મરુદેશના અમુક ભાગનો સુબો બનાવીશ. આ વાક્ય દુર્ગાદાસ તેમજ અન્ય વીરો પૂરેપૂરૂં સાંભળી શક્યા નહિ, સાંખી શક્યા નહિ કોઇ તેમની બેઠકપરથી અડધા ઉભા થઇ ગયા, કોઇએ મોં ફેરવી નાંખ્યું તો કોઇએ કાનમાં આંગળી ખોંસી દીધી. આટલી વાર સુધી ગમે તેમ કરી દબાવી રાખેલો ક્રોધ, રાખેલી કમાન છુટી પડતાં બમણા જોરથી ઉછળે તે મુજબ ઉછળ્યો. મુખ પર ક્રોધ અને તિરસ્કારની

લાગણી એકદમ તરી આવી અને સૂતેલો સિંહ એકદમ જેમ ઉઠી ઉછાળો મારે તેમ દુર્ગાદાસ કુદ્યો, મ્યાનમાંથી તરવાર કાઢી ગર્જના કરી ઉઠ્યો.

"ભાઇઓ ઉઠો, આપણી માતૃભૂમિ અને આપણા બાળરાજાનું રક્ષણ કરવા આપણા બાહુ પૂરેપૂરા શક્તિમાન્ છે, આપણે છીએ આપણી તલવાર છે, અહિં એક પળ પણ ઉભા રહેવું આપણને અપમાનરૂપ છે."

કદાચ ગમેતેમ દગો થાય એમ સમજી દરેક સરદારની તલવાર તેના મ્યાનમાંથી ઉછળી અને એક પછી એક ઓરંગઝેબ તિરસ્કારની નજર નાંખી તેને મુજરો કર્યા વગર એકદમ દિવાને ખાસ છોડી ચાલતા થયા. સૌથી પાછળ દુર્ગાદાસ હતો. તેનો ચહેરો એવો ક્રોધયુક્ત હતો કે ખુદ ઔરંગઝેબ પણ તેની નજર સામું વધુ વાર જોઈ શક્યો નહિ.

દિવાનેખાસમાંથી રજપૂતો ચાલી નીકળ્યા ને ઔરંગઝેબ તખ્ત પરથી ઉઠ્યો અને બોલ્યો "બચ્ચા દુર્ગાદાસ, તને પણ બતાવી આપત કે જસવંત અને પૃથ્વીને દૂર કર્યા તે મુજબજ તને પણ કરી શકતે તારી સાથે સરદારોની સંખ્યા સારી હોવાથી મારા પ્રપંચની ખબર આખા રાજપૂતાનામાં ફેલાઈ આખું રાજપૂતાના મારી સામે થાય તે માટેજ આજે તને જતો કર્યો છે, પણ યાદ રાખજે કે આલમગીર જેની કેડે પડ્યો તેનો પીછો છોડે એમ નથી."



## પ્રકરણ ૩

### દિલ્હીની લડાઇ

જનની જણ તો ભકતજન કાં દાતા કાં શૂર,
નહીં તો રહેજે વાંઝણી, મત ગૂમાવીશ નૂર.

આણી તરફ સરદારોએ રાજમહેલ બહાર પહોંચતાંજ, જાણે વિજયની માળા પહેરી આવ્યા હોય, પોતે બતાવેલી બહાદુરી માટે રાણી પાસે શાબાશી મેળવવા આતુર હોય, તથા ઓરંગઝેબને જાણે મહાત કરી પાછા વળતા હોય તે મુજબ પોતાના ઘોડા દોડાવી મૂક્યા.

જસવંતસિંહનો મહેલ નજરે પડતાંજ તેમણે જોયું કે આસપાસ બધે ઔરંગઝેબનાં માણસો પડયાં હતાં તથા મહેલની આસપાસ તેમણે ઘેરો ઘાલ્યો હતો. આ દેખાવ નજરે પડતાંજ તેમણે ઘોડાઓને પૂર જોરથી છોડી દીધા, તથા મુસલમાન લશ્કર પણ તેમના ભયંકર દેખાવથી અંજાઈ જઇ આમ તેમ વીખરાઈ ગયું. એ વીરોની સામે થવા કોઇની હિંમત ચાલી નહિ. આ અવ્યવસ્થાનો લાભ લઇ તેઓ તરતજ મહેલમાં દાખલ થઈ ગયા.

રાણી દ્વાર આગળજ ઉભાં હતાં. રાજપૂતો શું કરી આવ્યા તે તો પૂછવાનુંજ નહોતું. ઔરંગઝેબની શી ઇચ્છા હતી તથા તેનો જવાબ રજપુત વીરોએ શો આપવો તે બાબતમાં શંકાનું સ્થાન નહોતું, છતાં તેઓ દાખલ થતાંજ રાણીએ પૂછ્યું "કેમ દુર્ગાદાસજી પરિણામ શું આવ્યું ? આપણા ઉપર આટલો ત્રાસ વર્ત્યો તેથી એને સંતોષ થયો કે નહિ, આટલી દુષ્ટતાથી એ ધરાયો કે નહિ ?"

દુ–રાણીજી, ભૂંડો ભૂંડાનો ભાવ ના ભૂલે, દુષ્ટ દુષ્ટતા ના મૂકે, કાજળ શ્યામતા શી રીતે તજે? પિતા, પુત્ર, ભ્રાતા, ભત્રીજાના હત્યારા પાસે સારા પરિણામની આશાજ ક્યાંથી ? સત્વર અંદર ચાલો તથા મહેલ ઉપર તથા આસપાસ જે સરદારો રક્ષણ માટે ઉભા હો તેને એકદમ અંદર બોલાવો. એક પળ એક જુગ સમાન છે; મિથ્યા ભાષણ કરવાનો આ સમય નથી.

એક પળમાં સરદારો બધા ભેગા થઇ ગયા.

દુ–વહાલા ભાઇઓ, અમે દરબારમાં જઈ આવ્યા તેનું પરિણામ કોઇ રીતે સારૂં આવ્યું નથી, સારૂં આવવાની આપણને આશાજ નહોતી. બાળરાજાનું ગમે તે પ્રકારે રક્ષણ કરવું તથા આપણી સ્ત્રીઓની આબરૂ જાળવવી એ આપણી પ્રથમ ફરજ છે. મરવું એ તો નિશ્ચયજ છે પરંતુ ઔરંગઝેબને બતાવી આપવું કે દુષ્ટતાના પરિણામે કેવા વીરોની તેણે મદદ ગુમાવી છે.

ચંદ્રભાણ, બિહારીમલ્લ, રઘુનાથ, રણછોડ તથા ગોવિંદસિંહ પાંચે જણ સાથે બોલી ઉઠ્યા, 'રણક્ષેત્રમાં હવે અમને ઝંપલાવવા દો, આ અસુરનું અમે નિકંદન કાઢી નાખશું. અપ્સરાઓ વિજય-માળ પહેરાવવા અમારી વાટ જોઇ રહી છે."

સુજનભટ્ટ—આપણને જે જાગીર મળે છે, આપણા ઉદરમાં રાણાજીનું જે અન્ન છે તેને હલાલ કરવાનો આજના જેવો ઉત્તમ

દિવસ નથી. રાણીજીની મા । તરફની મમતાનો બદલો વાળવા આવો શુભ અવસર મને મળ્યો તે હું મારૂં સ્હૃભાગ્ય સમજુ છું. હું પણ પ્રાણની આહુતિ આપી મારા પિતાનું નામ સાર્થક કરીશ.

દુ.–આપણી સમશેરથી દિલ્હીને તાબુગ કરી નાંખશું, ઔરંગઝેબનાં લશ્કરને આપણા ક્રોધાગ્નિથીજ બાળી ભસ્મ કરી નાંખશું ઉઠો, સરદારો, ઉઠો, રાણા જસવંતસિંહજી આપણને મળવા અધીરા થયા છે, જુઓ, બહાર રણશિંગડાંનો અવાજ થયો. દુશ્મનો સજ્જ થઈ આવી પહોંચ્યા એમ સમજાય છે. માટે ચાલો જસવંતસિંહજીની જય, રાજપૂતોની જય.”

આણી તરફ રસ્તાઓ પર, મહોલ્લાઓમાં વેપારની નવીન વાત આવે ને વેપારી આલમમાં ખળભળાટ મચી રહે તે મુજબ ગભરાટ મચી રહયો. લોકોને રસ્તા બહાર જવું આવવું મુશ્કેલ થઇ પડયું. કોઇ બારીએથી તો કોઇ અગાસીએથી આ શી ધામધુમ ચાલે છે તે જોવા ડોકીઆં કરવા મંડી પડયા. ઔરંગઝેબ કોના પર રૂઠયો છે તે કોઇ સમજી શકયું નહિ. વળી દિલ્હીમાં તે બાદશાહનો કયો મોટો દુશ્મન હશે કે જેની સામે લડવાને બાદશાહને ૧૫૦૦૦ માણસનું લશ્કર મોકલવું પડયું તે કોઇ સમજી શક્યું નહિ. એ લશ્કરીઓનો ઘોંઘાટ, વાજીંત્રોના અવાજ તથા ઘોડાઓની ખરીઓના કણાકણાટ તથા તેમના ખોંખરાથી દિલ્હી ડગમગવા માંડયું. ધરતીકંપનો જાણે આચકો આવ્યો હોય તેમ લોકો જેમના તેમ પોતાના ઘરમાં સ્થિર થઈ ગયા. બારીએ ઉભેલા ઘરમાં જઇ શકયા નહિ, ઘરમાં બેઠેલા બારીએ આવી શકયા નહિ. બાળકો તથા સ્ત્રીઓ આ બનાવથી બાવરાં બાવરાં બની ગયાં. કેટલાકોએ રોદન શરૂ કર્યું. ખુદ દિલ્હી શહેરમાં ને તે પણ ઔરંગઝેબ આખા હિંદના શહેનશાહના વખતમાં આ અનુભવ તેમને પહેલા વારતો મળ્યો. આણી તરફ દુર્ગાદાસને ઔરંગઝેબના લશ્કરની સામે થવાની કંઇ મોટી તૈયારી કરવાની નહોતી. માત્ર ૨૫૦ રજપૂતોના રસાલાના સાથે તેઓ કાબુલથી દિલ્હી તરફ આવ્યા હતા. આવા મોટા લશ્કર સામે લડવાને તેને કુદરત સિવાય કોઇની મદદની આશા નહોતી. એ કુદરતની મદદ પરમાત્માએ તેને આપી અને તેણે એક સાંકડી ગલીનાં મોં આગળ માત્ર પચીસ માણસો જેમ તેમ માય એવી જગામાં રતનસિંહને મોકલી આપ્યો. દિલાવરખાનની સરદારી હેઠળ બાદશાહનું લશ્કર

આવ્યું અને અટક્યું. રજપૂતોની સંખ્યા કેટલી હતી તેથી સરદાર વીરાજ નહોતો, કુંજગલીમાં પેસતાંજ છંછેડાયલા રાઠોડની તરવાર સામે થવામાં મઝા નહોતી. લડાઈ જેમ બને તેમ લંબાવવી અને ગલીમાં કોઇને પણ પેસવા દેવો નહિ એટલોજ દુર્ગાદાસનો દરેક સરદારને હુકમ હતો.

મુસલમાન લશ્કર પાસે આવતાંજ યમ રાજાના જાણે અવતાર હોય તેમ રજપૂતો બાદશાહી લશ્કર પર તૂટી પડ્યા. અનેકના ધડ ભાંયભેગાં કરી દીધાં. દિલાવરખાન પણ મોટા ગુંચવાડામાં પડી ગયો. ઘડીકવાર પાછળથી લશ્કરને એકદમ દુશ્મન પર હલ્લો કરવાને, ઉતાવળથી કુચ કરવાને હુકમ કાઢતો ને પાછો જગાની સંકડાશ જોઇ નિરાશ થઇ જતો. રજપૂતો મરવાજ આવ્યા હતા. તેમને તો બીજો ઇલાજજ નહોતો. અહિંથી કદાચ પણ મુસલમાનના હાથમાં સપડાઈ કેદ કરવામાં આવે તો ઔરંગઝેબ પાસેથી દયાની તો આશાજ રાખવાની નહોતી. એટલે પાંચ પચાસ મારીને મરવું એમાંજ તેમનું ભૂષણ હતું. વળી રાણા જસવંતસિંહ તથા પૃથ્વીસિંહ પર ચલાવેલી ઔરંગઝેબની ક્રૂરતાનો દાવ લેવાનો, ગેરવર્તણુંકનુ વેર લેવાનો આથી વધારે સારો પ્રસંગ તેમને મળે એમ નહોતું, એટલે તેઓ તો જીવ મૂકીને કતલજ કરવા મંડયા.

રત્નસિંહ અને તેના સરદારોએ ભારે કેર વર્તાવી દીધો. મુસલમાન સિપાઇ કે સરદાર જરા આગળ ધસ્યો કે એકદમ તલવારનો ભોગ થઇ જમીનપર પડતો મુસલમાન લશ્કરમાંથી પાંચસો માણસો રણમાં રગદોળાતા ત્યારે અત્રે દસેક માણસ માંડ પડતાં હતાં. દિલાવરખાન બહુ અકળાયો પણ શું કરવું તે તેને સૂઝતું નહોતું. એ ગલીનો લાભ રજપૂતોને જેવો તેવો નહોતો. એ ફાવટ ન હોત તો મુસલમાનોના હાથમાં તેઓ જરૂર સપડાતે. આખો દિવસ લગી આમ તુમુલ યુદ્ધ ચાલ્યું અને હજારો માણસોને હંફાવી નાંખી, કંઈકને બેજાન કરી રત્નસિંહ પડયો અને રંભા તેને બાથમાં લઇ ઉડી ગઇ. રત્નસિંહની જગા 'દિલુ'એ લીધી અને રત્નસિંહ કરતાં અધિક બહાદુરી બતાવી, દુશ્મનોને હંફાવી રાણાનું ખાધેલું નિમક હલાલ કીધું ને ચંદ્રભાણુ બહાર પડયો. દુશ્મનનાં હજાર માણસો તો તે સહેજે કપાઇ મુવાં. મરતાં મરતાં પડતી તેમની ચીચીઆરીઓ, સવાર વગરના ઘોડાઓની નાસભાગ, કેટલાક જખમી થયલા ઘોડાઓનો ભયાનક ખોંખારા કાનને અસહ્ય થઇ પડયા. દિલ્હી શહેરમાં મુસલમાનોનાં

લોહીની નદી વહેવા માંડી. અટારીએ તથા અગાસીએ ઉભેલાં માણસો આ દેખાવ સહન કરી શકયાં નહિ અને તેઓ પણ આ કાત્લ-રોળથી અકળાઇ ઔરંગઝેબની રાજ્યનીતિને વખોડવા મંડી પડયા. બહારથી આવતો હૃદયભેદક અવાજ, મરતા યોદ્ધાઓ, ઘોડાઓની કારમી ચીસ સાંભળી તેમનાં હૈયાં ફાટી ગયાં અને કંઇ પણ વસ્તુ પર તેમનું મન લાગ્યું નહિ. એટલામાં ચંદ્રભાણુ પર થતા અનેક મુસલમાનોના તલવારના ઘા તેને ભારે થઇ પડયા અને તેને અપ્સરાઓ આવી ચંદ્રલોકમાં લઇ ગઇ. સુજનભાટ પછી મેદાને પડયો ને તેણે બે હાથે પટા ખેલી, તલવાર ચલાવી હાહાકાર વર્તાવી દીધો. મત્ત થયેલા હાથીની માફક, આમ તેમ જોયા વગર તે આગળ ધસ્યોજ ગયો. તેની જોડે એક બીજો પણ રજપૂત બચ્ચો હતો. તેનું ઓળખાણ, વાંચનાર, તને ટુંક મુદતમાં તે થશે, તેમની અડફટમાં આવનારના પ્રાણ તેઓ પલકમાં લઇ લેતા. દિલાવરખાન પાછળના ભાગમાં હતો તે આ સમાચાર સાંભળી સાત

મુસલમીન લશ્કરનો ગભરાટ ઓછો કરવા તેણે બનતા પ્રયત્ન કીધા, 'દીન'ને નામે તેમને ઉશ્કેર્યા પણ સુજનભાટની અને તેની સાથેના વીરની સામે કોઇ થઇ શકયું નહિ. હજારો સિપાઇઓને તેમણે જાનથી બેજાન કર્યા. આખરે દિલાવરખાંન પોતે તેની સામે એકદમ ધસી આવ્યો. સરદારને આગળ આવતો જોઇ, મુસલમીન સિપાઇઓ પણ તેના પર ધસી આવ્યા અને વીર સુજન, અર્જુનકુમાર અભિમન્યુની માફક ચોતરફ ઘેરાઇ ગયો. પણ તે

બચ્ચો હતો, રજપૂતોને લડાઇને પ્રસંગે ઉશ્કેરવા એ તેનું હંમેશનું કામ હતું એટલે એમ ઘેરાવાથી તે ડરી જાય એમ નહોતું. બે હાથે પટાબાજી ચલાવી તેણે અનેકના જાન લીધા અને એકદમ દિલાવરખાન પર ધસી ગયો. દિલાવરખાન પણ નમાલોપોચો નહોતો. બન્નેની વચ્ચે યુદ્ધ ચાલ્યું.

પેલો બીજો રજપૂત વીર બીજી બાજુએ કેર વર્તાવી અનેકના પ્રાણ લેતો, બીજી દિશા તરફ ચાલ્યો. જેઓ તેમની સામે થઇ શકયા નહિ તેઓ 'નાઠો નાઠો' પોકાર કરી બેસી રહ્યા. એ વીર નાસતો હતો કે કેમ તે તો આગળ પર સમજાશે પરંતુ અત્યારે પણ નજીકમાં નાઠો નાઠો એવો અવાજ પડતાં પોતાને સોંપેલું કામ ભૂલી જઇ એમ પોકાર કરનાર દુસ્મન પર ધસી જઈ તેણે દસ વીસને રામશરણ કરી દીધા. તેને બહુ અગત્યનું કામ સોંપવામાં આવ્યું હતું. એટલે વધુ ના ગણકારતાં તે પંથે પડયો.

ગ્રાણી તરફ આપણો વીર સુજનભાટ આખા દિવસના પરિશ્રમથી થાકેલો છતાં દિલાવર ખાનને એક તલમાત્ર પણ ફાવવા દેતો નહીં.

બે વાર તો દિલાવરખાનનો જાન જતો માંડ માંડ બચ્યો. પોતાની ઉમેદમાં ફાવટ ના આવવાથી સુજન થાકેલો અને કંટાળેલો મરવું કે મારવું એમ ધારી દિલાવરખાનના અંગ પર ધસી આવ્યો. અને દિલાવરખાનનો જાન તદ્દન જોખમમાં આવેલો જોઈ બે મુસલમાન સિપાઇઓ સુજનપર પાછળથી તૂટી પડયા ને સુજન પડયો, પડતાં પડતાં પણ એ બે સિપાઈઓ ઉપરાંત બીજા જાન લેઈ સુજન ચંદ્રલોકમાં સીધાવ્યો.

દુર્ગાદાસને આ લડાઇની રજેરજ બાતમી મળી જતી હતી. આ પ્રમાણે જ્યારે સાત સરદારો પડયા ત્યારે દુર્ગાદાસે રાણીજીને કહ્યું "રાણીજી, મહેલની દરેક સ્ત્રીને સાથે લઇ જવી એ હવે અશક્ય છે તો મહેલને સળગાવી મૂકી આપણે બહાર નીકળી પડવું દુરસ્ત છે. બાળરાજા માટે મેં ગોઠવણ કરી દીધી છે. અમારો જાન જશે તો ભલે, પણ આપ તેમજ કુંવરને મારવાડ જવાને માર્ગ સરળ કરી આપીશું. આપ જરા પણ ગભરાશો નહિ, હિંમત રાખજો. એમ કહેવું આપને અપમાન સમાન છે છતાં પણ આપ સ્ત્રી છો. કુંવરમાં આપનો જીવ ભરાયો છે, આપનું હૈયું તેના પ્રેમને લીધે મૃદુ કુમળું થયું છે તેથી કહું છું કે દુશ્મન સાથે લડવાને હવે તૈયાર થાઓ મનમાં જે કંઇ વિચાર આવતા હોય તે કાઢી નાંખો. નીડર બની એકલિંગજી પર વિશ્વાસ રાખી હવે સજ્જ થાઓ."

રાણી—દુર્ગાદાસજી, તમે જરા પણ મારી ફિકર કરશો નહિ. કુંવર માટે ભલે મારૂં મન કોમળ બની ગયું હોય પણ પ્રાણ જતે પણ કુંવરને ઔરંગઝેબના હાથમાં તો નહિજ જવા દઉં. છેવટે કંઈ પણ રસ્તો નહિ સૂઝે તો કુંવરનો પ્રાણ લઈ હું જાતે પણ મારા પ્રાણની આહૂતિ આપીશ. જસવંતસિંહની રાણી આત્મભીતિ સમજતીજ નથી, ભય એ તેની વ્યાખ્યામાંજ નથી. હું તૈયાર છું.

દુ.—કેમ નેકબખ્ત, તૈયાર!

ને—હાજી, હોશયાર.

દુ.—નેકબખ્તજી, દુનિયાનો આધાર શેના ઉપર છે?

ને—ઈમાન પર.

દુ.—તે આધાર શેનાપર છે

ને— ઈબારત.

દુ.-તમને આ સવાલ પૂછ્યો તેથી માઠું લગાડશો નહિ. તમને સોંપેલું કામ કોઈપણ રજપુત કરી શકે એમ છે. છતાં મારો તેમજ રાણાંજીનો તમારા પર પૂરો વિશ્વાસ છે. એ વિશ્વાસનો ભંગ તમે કરશો એવો શંકા તલમાત્ર પણ અમને હોય તો આ કામ તમને સોંપાયજ નહિ. રજપુતને પોતાની વીરતા પર આધાર રાખી આ કામ કરવાની ફાવટ આવે એમ છે ત્યારે તમે મુસલમીન છો એ લાભ તમને વિશેષ છે. રાણાજીને પણ તમારે માટે બહુ લાગણી હતી. તમારો બે વાર જાન તેમણે બચાવ્યો છે. તમે પણ તે ઉપકાર આજ લગણ ભૂલ્યા નથી. મરતાં સુધી પણ ભૂલશો નહિ એવી આશા છે. રાણાએ મરતી વખતે રાણીજીનું તથા બાળ કુંવરનું રક્ષણ કરવા આપણી પાસ પ્રતિજ્ઞા લેવડાવી છે. એ પ્રતિજ્ઞા આપતી વખતે તમે પણ હાજર હતા. રત્નસિંહ, ચંદ્રભાણ, સુજનભાટ વગેરે વીરો પ્રતિજ્ઞાનું યોગ્ય પાલન કરી પોતાના પ્રાણની આહૂતિ આપી ચૂકયા છે. તમે પણ એ અપેક્ષા વચનનું યોગ્ય સમર્થન કરશો તથા તમારી મુસલમીન કોમને નીચું જોવાડશો નહિ એટલી મારી તમને વિનતિ છે. પ્રાણ જતાં પણ બાળકનું રક્ષણ કરશો. અમે તમારાથી બહુ દૂર નહિ હોઇએ. દિલ્હી શહેરની તમે બહાર નીકળ્યા કે તમારે માટે તૈયારી બધી રાખી છે. સુજનભાટની સાથે લશ્કર પર ધસી જવામાં તેજસિંહ પણ હતો. યુદ્ધ થતું જોઇ, તેનો લાભ લઇ એ હાથે પટા ફેરવતો તે બીજી દિશામાં જય મેળવી બીજે માર્ગે જતો રહ્યો છે. તેની સામે કોઇ થઈ શકયું નહિ છતાં મુસલમીન સરદારો તેને નાસી જતો સમજી પૂઠે પડયા નથી પૂઠે પડયા હોત તો ખબર પડત કે તેજસિંહનું તેજ ઓછું થયું નથી. શહેર બહાર તે તમારી રાહ જોતો હશે. માટે જાઓ, એક ઈશ્વર પર ભરોસો રાખી વચન પાળી તમારી જીંદગીને સાર્થક કરો.

નેકબખ્ત, રાણીજી તથા દુર્ગાદાસ આગળ તલવાર મૂકી, નમન કરી બોલ્યો. બોલવું બહુ અને કરવું થોડું એ મને આવડતું નથી. બસ, ખુદાતઆલા મારી ઉમેદ બર લાવો. કુંવરને બીજા કોઇ મુસલમીનના હાથમાં જવા દેતા પહેલાં હું તેનો પ્રાણ લઇશ અને હું પણ આપઘાત કરી મરીશ. કુંવરને તેજસિંહ પાસે સહીસલામત નહિ લઈ જાઉં તો આ તલવાર હું કોઇ દિવસ હાથમાં ઝાલીશ નહિ.

દુ. જાઓ! ફત્તેહ કરો.

નેકબખ્ત એક ગરીબ મુસલમાનનો વેશ લઇ માથે સુખડીનો ટોપલો લઇ આવ્યો. એ ટોપલામાં શું હતું તે કહેવાની હવે જરૂર રહી નથી. જેને સુખશૈય્યામાં સુવાનું સરજાયલું હતું, દોઢ મણ મશરૂની અનેક તળાઇ વાપરવાની, બક્ષિસ કરવાની જેનામાં શક્તિ હતી તેને મારવાડના રાજપૂતને એક વાંસના ખરછટ ટોપલામાં લપાઇ રહેવું પડયું એ પણ ભાવીની પ્રબલતા. મનુષ્ય માત્રના ભાવીના નિર્માણ કરનાર શ્રીકૃષ્ણને એ પ્રસંગ આવ્યો હતો તો મનુષ્યને આવે એમાં શી નવાઇ? દુ:ખથી ડરી જવું, કાયર થવું એ ડહાપણનું કામ નથી. અનેક મુશ્કેલીઓના પ્રસંગ આવે છે, ચાલ્યા જાય છે પણ પ્રભુ પર આસ્તા રાખી, હિંમત રાખી નેકીથી કર્મમાં મચ્યા રહેવું, જયપરાજય માટે ઉત્સુક ના રહેવું એજ મનુષ્ય કર્તવ્ય છે.

આણી તરફ રજપૂત સૈન્ય પણ ઓછું થતું હતું. માત્ર પચાસ માણસો બાકી હતાં, મુસલમાનોનાં નહિ નહિ પણ દસ હજાર માણસો હતાં. દુર્ગાદાસને અનુકુળ

> "ના છે રાત્રિ, દિવસ નથી વા, સૂર્ય વા ચંદ્રમા ના
> કિંતુ તેના ઝાળહાળ થતા તેજમાં વિશ્વ ન્હા તું

એ સમય આવી પહોંચ્યો. સમીસંધ્યા હતી છતાં રાત્રિ કરતાં પણ અધિક બિહામણું તેનું સ્વરૂપ હતું. અશ્વો અને મનુષ્યોનાં અનેક મુડદાં આમ તેમ પડયાં હતાં. કમકમાટ ઉપજાવે એવો ત્યાં દેખાવ થઈ રહ્યો હતો. સહેજસાજ કોઈનામાં જીવ હશે તો તેના પર કોઈ નજર નાંખી શકતું નહોતું, તો સારવાર તો કયાંથીજ કરે? એવા અધમુઆ થયેલા જીવપર સવારો ઘોડા દોડાવતાદોડાવતા પોતાનાજ આદમીને પોતે પૂરો કરી નાંખતા હતા. અને તેનું કોઇને ભાન નહોતું, ભાન હતું તો પરવા નહોતી. તે વખતે અમારો સગો છે, મારો સ્નેહી છે તેવા વિચાર તેના મનમાં આવતો નહિ અને આવતો તોપણ તેથી કરીને ચાલો એને અહિંથી લઇ જાઉં ઘેર મૂકી આવુંવએની સારવાર કરાવું એમ તો નહોતુંજ થતું. બસ, રજપુતોએ એને આ દશાએ પહોંચાડયો છે તેનું વેર લઇશ. તેમના પણ એવાજ હાલ કરીશ. અહા, વિગ્રહની અધિષ્ઠાત્રી શો તારો જુલમ? મનુષ્યની આવી સ્થિતિ જોતાં તને દયા નથી આવતી? તું સ્ત્રી છે–તને કંપારી નથી છુટતી તો મનુષ્યનો શો

વાંક કાઢીએ ? સલાહ, સંપ, સંધિ એ બધી હવાઇ વાતો છે. તારી સત્તા એકવાર ઝામી કે પાછલા ઉપકાર, આગલો સંબંધ બધું ભૂલી જવાય છે. વેર રગેરગમાં પ્રસરી જાય છે. નથી રહેતી મનુષ્ય તરફની પ્રીતિ, નથી થતો નિર્દોષનો કે ગરીબોનો વિચાર. દુશ્મનોનો કિલ્લો તોડી પાડતાં નથી રહેતું તેની કારીગીરી પ્રત્યે માન, તેના શહેરને સળગાવી મૂતકાં, નિર્દોષ વસતિને બાળી મૂકતાં યોગ્યાયોગ્યનો વિચાર મિત્રને અસહ્ય દુઃખમાં સડેલો જોતાં વૈરાગ્ય ના આવતાં ઉલટી વેરની આગ હૃદયમાં સળગે છે. વગર વાંકે લડાઈ સળગાવનાર ઔરંગઝેબ પ્રતિ તિરસ્કાર ના થતાં પોતાના બચાવને અંગે લડતા રજપૂતપર વૈર ભાવ પ્રકટે છે.

જેને અંગે આ લડાઇનું બીજ રોપાયું છે તેજ બાળરાજાના પિતા જસવંતસિંહની સરદારી નીચે આ મુસલમીન લશ્કર કેટલા પ્રાંતોમાં વિજય મેળવી આવ્યું હશે, કેટલીકવાર તેની આજ્ઞાનુસાર વર્તન ચલાવ્યું હશે પરંતુ તે સરદાર નથી; સમય પણ તે નથી. આજ સમય બદલાયો છે. જસવંતસિંહ મરણ પામ્યો. છે. તેના પુત્રને જોર જુલમથી પણ લઈ જવો એમ ઔરંગઝેબનું ફરમાન છે. એ ફરમાન લાઝમ છે કે નહિ તે વિચારવાનું શું આ સ્થાન છે ? નહિ, અહિં તો મારો, કાપો, મારો, કાપો, એટલુંજ ધ્યાન છે. સમી સંધ્યાનો સમય હતો છતાં માળામાં જતાં પક્ષીઓનો મૃદુ અવાજ કાને પડતો નહોતો, તેમનાં ટોળેટોળાં નજરે પડતાં નહોતાં. તેઓ પણ જાણે આ ભયંકર દેખાવથી ત્રાસ પામી એ દિશા તરફ આવતાં નહોતાં તથા તેની જગા કાગડા, ગીધ જેવાં હિંસક પક્ષીઓએ લીધી હતી. તેઓ પોતાને રહેઠાણે જવાનું ભૂલી જઇ એકદમ નીચે ઉતરી પડતાં અને કોઇની આંખ તો કોઇની ખોપરીનો ભાગ, કોઇનો ટાંટીઓ તો કોઇનો હાથ ફાવે તે ટુંપી ખાતાં હતાં, ગમે તે ઉંચકી ઉડી જતાં હતાં. તેમનો કઠોર અવાજ આ ભયંકરતામાં વધારો કરતો હતો. નેકબખ્ત આ કરપીણ દેખાવ નિહાળતો, આમ તેમ નજર નાંખતો, કુદરતને સંભારતો ધીરે ધીરે જતો હતો. તેને મુસલમાન ધારી હજી લગણ કોઇ તેના માગમાં આડે આવ્યું નહોતું. આણી તરફ રજપૂત સ્ત્રીઓ તથા તેમની દાસીઓને એક ઓરડામાં લઈ જવામાં આવ્યાં અને તે ઓરડાને સળગાવી દેવામાં આવ્યો. દુર્ગાદાસ વગેરે બહાર નીકળી પડયા. રાણીએ પુરુષનો પોશાક ધારણ કર્યો હતો. શિવસિંહ, મુકું-

દસિંહ સોર્નીંગ મુસલમાનોની કતલ ચલાવી રહ્યા હતા ને દુર્ગાદાસે આગળ આવી તેમને ધીરેથી કહ્યું. વિલંબ કરવામાં હવે માલ નથી. પચાસજ માણસ આપણા રહ્યાં છે. સુજનભાટે જે ભાગ ભજવ્યો તે આપણે પણ હવે ભજવી બતાવવાનો છે. મહેલને સળગાવી મૂકયો છે માટે ચાલો, લશ્કરના દળમાં પેસી માર્ગમાં આવે તેને દૂર કરી ફાવે તો સંહાર કરી તેજસિંહને જઇ મળીએ. નેક-બખ્ત પણ અડધોએક માઇલ નીકળી ચૂકયો હશે. જસવંતસિંહની જય કરતા સરદારો એકદમ તૂટી પડયા. ગલીના અંદરના ભાગમાં, મહેલના દરવાજા આગળ આમતેમ ખાલી ઘોડા દોડાવી બે ત્રણ રજપૂતો હજી મહેલમાં ઘણા રજપૂતો હોય એવો ડોળ કરતા હતા. મુસલમાનો પણ ઘણે વખતે આ કુંજગલી તેમને હાથ આવી સમજી એકદમ ગલીમાં પેઠા અને મહેલના ચોગાનમાં તેમનો મોટો જમાવ થયે લશ્કરનો થોડોક ભાગ દિલાવરખાનની સરદારી હેઠળ દુર્ગાદાસ વગેરે પર તૂટી પડયો. બન્ને બાજુએ સખ્ત કાપાકાપી ચાલી શરૂ થઇ. પણ એટલામાં એક બાજુએ રજપૂતાણીની મરમા ચીસ સંભળાઇ. એક મુસલમીન સિપાઇ એકદમ હાંફતો હાંફતો ઘોડાને એકદમ દોડાવતો દિલાવરખાન પાસે આવી પહોંચ્યો અને બોલ્યો "ખાનસાહેબ, રાણી અને તેનો પુત્ર કેદ પકડાયાં છે માટે આપણાં બિરાદરોનું વધારે ખૂન રેડવું સલામત નથી. આ રજપૂતો તો મરવાને આવ્યા છે એટલે એમને જીવવું મરવું બધું સમાન છે. દિલાવરખાનનો આ સમાચાર સાંભળી હર્ષ માયો નહિ. "શાબાશ, શાબાશ, આટલું મારા લશ્કરનું લોહી રેડાતાં પણ ધારેલી ઉમેદ પાર પડી એટલે થયું. જે સિપાઇની બહાદૂરીના પરિણામે આ કામ થયું હશે તેને સુલતાન પાસે જરૂર સરપાવ અપાવીશ. મને પોતાને તો બદશાહે એક પ્રાંતનો સુબો બનાવવાનું વચનજ આપ્યું છે. ચાલો સિપાઇઓ ચાલો" એમ એમ કહી વધામણી કહેવા આવેલા સરદાર સાથે તેણે બતાવેલી દિશા તરફ ચાલ્યો. દુર્ગાદાસ તથા બીજા રજપૂત સરદારોને વધુ લડવામાં સાર નહોતો. સપડાયલી રાણીની ચીસ તેમણે પણ સાંભળી હતી. તેનો વિચાર તેમના મનમાંથી ખસતો નહોતો પણ તેઓ નિરુપાય હતા. અમળાની બ્હારે ના ધાતાં તેઓને ન છુટકે ઘોડા એકદમ મારી મૂકવા પડયા.

## પ્રકરણ ૪

### દિલાવરખાનને સરપાવ

દિલાવરખાન પેલા સરદાર સાથે પોતાના લશ્કરને લઈને આવી પહોંચ્યો. પોતાની નજરેનજર રાણી તથા તેના બાળકને જોઈ હર્ષ માયો નહિ. બાળરાજાનું મોં જોવા તે બહુ ઉત્સુક હતો પણ રાણીએ પકડાતાં વારને તલવાર મ્યાનમાંથી કાઢી તેને કેદ કરનારને આઘા રહેવાનું સૂચવ્યું. તેણે જણાવી દીધું કે જે કોઈ મારી પાસે આવશે અને બાળકની ઉંઘમાં જરા પણ ખલેલ કરશે તો તેનો જાન લઈશ. આ બાળક મારો પ્રાણ છે. એને જરા પણ ઉણું કોઇ આવવા દેશે તો સાંખીશ નહિ. તમારી સાથે તમે જ્યાં લઇ જશો ત્યાં હું આવીશ, નાસી જવાની મારે માટે ખારીજ નથી છતાં તમને જરા પણ શંકાનું કારણ મળે તો તમને ફાવે તેમ કરશો તેમાં મને હરકત નથી આથી કરીને એક કુંડાળું વળીને સિપાઇઓ તેને ઘેરીને તેનાથી દૂર ઉભા હતા. દિલાવરખાને જે સિપાઇની બહાદૂરીથી આ અંત આવ્યો તેને પોતાની પાસે બોલાવી, વાંસો થાબડી, પ્રશંસા કરી. "કમરૂદીન, આજથી હું સિપાઈગીરીમાંથી તમને મુકત કરી, ખાસ લશ્કરના પાંચસો માણસની ટુકડીનો હું તમને સરદાર બનાવું છું. તમારી હોશયારીનો વધુ બદલો બાદશાહ સલામત આપશે. ચાલો, આ ખુશ ખબર બાદશાહને પહોંચાડી આપણું જીવન સાર્થક કરીએ."

રસ્તે ચાલતાં ચાલતાં સિપાઇઓ માંહોમાંહે વાર્તાલાપ કરી પોતનો વખત ગુમાવવા લાગ્યા.

જલાલુદીન-કયું મિયાં કમાલ, પેલી ગલીમાંથી અમે મહેલમાં ગયા તે વખતે તમે સાથે હતા કે?

કમાલ—નહિ રે, મિયાં સાહેબ, હું તો કમરૂદીનની નજીકમાંજ હતો.

જમાલુદીન—હં હં, ઠીક, ત્યારે તો તમને પણ આજે સરપાવ મળવાનો. અરે યાર, તમે બહુ નસીબદાર, બાકી અમને તો રજપૂતોએ આજીત બનાવ્યા.

કમાલ-કેમ, કેમ, શું થયું?

જમાલ-અરે, અમે દરવાજામાં પેઠા તો ત્યાં તો માત્ર ચોખ્ખા ચારજ રજપૂત હતા. એ ચાર જણ જોડે લડતાં

પા કલાક નીકળી ગયો. આપણા પચાસેક માણસને ઘાણ કાઢીને પડ્યા. મહેલ તરફ નજર કરી તો તેને સળગાવી મૂકેલો. હવે ત્યાંથી પાછા ફરી તમારી મદદે આવવાનો વિચાર કર્યો એટલામાં મહેલના એક ભાગમાંથી એક કારમી ચીસ સંભળાઈ. અવાજ સ્ત્રીનો હોવાથી અમે ધાર્યું કે રાણીને અહિં મૂકી મહેલને સળગાવી રજપૂતો અહિંથી પલાયન કરી ગયા હશે. સરદાર આસફખાને તેથી અમને બધાને મહેલની અંદર પેસી બારણાં ભાગી નાંખી સ્ત્રીને જીવતી લાવવાનો હુકમ કર્યો તથા જીવતી લાવનારને પાંચ હજારનું ઇનામ આપવા કહ્યું. મહેલની જુદી જુદી દિશામાં અમે દોટ મૂકી જોયું એ તો બધાંજ બારણાં ઉઘાડાં હતાં. ખુણેખોચરે બધે તપાસ્યું પણ કોઇ પણ માણસનો પત્તો લાગ્યો નહિ. એમ કરતાં એકજ ઓરડો બાકી રહ્યો. તે તરફ ગયા તો બારણું અંદરથી બંધ હતું. ખુબ જોર કરી અમે બારણાં ભાંગી નાંખ્યાં. આગ ત્યાંથી થોડીક દૂર હતી એટલે અંદર અંધારૂં લાગતું હતું. અંદર એક જણ ગયો તે પાછો ફર્યોજ નહિ. બીજો, ત્રીજો, ચોથો એમ કરતાં દસ જણ અંદર ગયા પણ કોઈ પાછું ફરેજ નહિ. એટલામાં આગ ધીરે ધીરે એ ઓરડાની એટલી બધી પાસે આવી પહોંચી કે સાથે ધસારો કરીએ તો પાછા નીકળવું બધાને ભારે થઇ પડે એમ હતું. તેમજ અંદર કોઈ દુશ્મન છે એમ તો નક્કીજ હતું. પણ દુશ્મન એકજ છે, સ્ત્રી છે કે પુરુષ છે, તે કંઇ સમજાતું નહોતું. આખરે બહુ વાર થવાથી સરદાર આસફખાન મહેલમાં આવી પહોંચ્યા. તેણે આ તોફાન જોઈ અમને પાંચ જણાને એકદમ ધસારો કરવાનો હુકમ કર્યો. અંદર ગયા તો તાજુબ, તાજુબ યાર શું કહું, તે ઓરડાની દિવાલ તથા બીજા ભાગ તરફ પડતાં લાકડાનાં બારણાં સળગવા માંડ્યાં. ઓરડામાં સર્વત્ર પ્રકાશ પ્રકાશ થઇ રહ્યો અને અમે જોયું કે આપણા દસ સિપાઇઓને જમીનદોસ્ત કરનાર એક સ્ત્રી હતી. મીયાં, શું કહું એતો રૂપની વાત. બસ, જાણે હુરે અરબ અમે પાંચે જણાતો તેના પર મુસ્તકીમ થઇ ગયા.

કમાલ—તમે તે સ્ત્રીને પકડી લાવ્યા કે નહિ? જાઓ મીઆં સાહેબ, તમારામાં તો કંઈ પાણી નહિ. આ રાણીને પકડતાં પણ અમને થોડી મહેનત પડી હશે? કેમે કરી જીતાયજ નહિ. કેટલાને તો તેણે ઠાર કર્યા. છેવટે મેં તથા કમરૂદ્દીને ઘેરી લઈ તેને કેદ કરી લીધા.

જમાલ. તમે અમારી સાથે આવ્યા હોત તો જરૂર તેને છોડતેજ નહિ. અમે આમ એ હુરનો વિચાર કરતા હતા, કોણે તેને જઇ પ્રથમ કેદ કરવી તેના વિચારમાં હતા. એટલામાં તે સ્ત્રીએ આગમાં એવી છલંગ મારી કે અમે તો બેહોશજ થઇ ગયા. અરે, એ જીવતાં બળી મરવાની તેની હિંમત કેમ ચાલી ? અમે એ ઓરડ માં એક પળ ઉભા રહ્યા એટલામાં તાપથી અધમુઆ થઈ ગયા. તો તાપમાં પડવાની છાતી તેણે શી રીતે ચલાવી ? બોલો મી ાં સાહેબ તમે અમારી સાથે હોત તો એની પૂંઠેજ પડતે કેની.

કમાલ—વારે યાર તમે તો મને બળતી આગમાં પડવાની વાત કરો છો પણ બીબીનો કંઇ વિચાર કર્યો ?

જમાલ—દોસ્ત, એમ નહિ, એ તો તમે કેવું પાણી બનાવતે તેની તારીફ કરૂં છું.

કમાલ—અરે યાર, આજ ઠીક થયું કે લડાઇની હંગામમાં એ બલા રજપૂતોના લશ્કરથી જુદી ગઇ ને હું, તથા કમરૂદ્દીન તેની પૂઠે પડયા, નહિતર આપણા આટલા આદમીઓ પણ બચતે કે નહિ તે સવાલ છે. જાનની તો એ લડનારાઓને જરા પરવાજ નહોતી. દરેક જણ બે હાથે પટા ખેલી જાણે બકરાં કાપતો હોય તેમ કતલ ચલાવી રહ્યા હતા.

આમ વાતો કરતાં મહેલ આગળ તેઓ આવી પહોંચ્યા. ઔરંગઝેબને એ આગમનની ખબર પડતાં મહેલની બારીએ આવ્યો. રાણી તથા તેના હાથમાં રહેલા કુંવર પર નજર પડતાં તેનો હર્ષ માયો નહિ. તેણે તરતને તરત દરબાર ભરવા હુકમ કરી દીધો.

દિલાવરખાન હર્ષમાં આજ છલકાઇ જતો હતો, આખા હિંદના શહેનશાહ આલમગીરની તેના પર આજે મહેરબાની થવાની. તેના માનમાં આજ દરબાર ભરાવાનો, બધા તેની વાહવાહ કરવાના, ખુદ બાદશાહ જાતે તેને સરપાવ આપવાના, એના કરતાં સ્વર્ગ મળવામાં અધિક શું રહ્યું ? કમરૂદ્દીન તેની જોડેજ હતો. તે તો એક સાધારણ સિપાઇ હતો તેમાંથી બડો અમલદાર બની જવાનો એટલે તે તો ધરતી પર ચાલે એટલો તેના પર ઉપકાર. અમલદાર બનીશ પછી બીજાને આમ સતાવીશ. મારા હાથ નીચેના સિપાઇઓને આમ તાબામાં રાખીશ, મારો હુકમ નહિ માને એમ તો બનેજ કેમ પણ કદાચ તેમ બને તો આમ સજા કરીશ વગેરે વિચારોએ તેનું મસ્તક ભમાવી નાખ્યું હતું.

ઔરંગઝેબ પણ જેવા તેવા હર્ષમાં નહોતો. જસવંતસિંહ માટે તેનો એટલો બધો ભય વ્યાપી રહ્યો હતો કે તેના જીવન પર્યંત ઔરંગઝેબને પૂરી ઊંઘ નહોતી આવતી તથા તે વારંવાર નિશ્વાસ મૂક્યાં કરતો. તેનું મરણ થયું, પૃથ્વીસિંહને પણ દગાથી રામશરણ કર્યો છતાં ઔરંગઝેબને નિરાંત વળી નહોતી. તેના બાળક પુત્રને પોતાની કક્ષામાં લઈ તેને મુસલમાન કરવાની તેની ઇચ્છા તીવ્ર હતી. આજે તે બર આવી, અને જસવંતસિંહના પર પૂરું વેર લેવાયું એ વિચારથી તે મસ્ત થઇ ગયો હતો.

સિંહાસન પર બિરાજી તેણે કહ્યું. દિલાવરખાન, તમારાં આજે જેટલાં વખાણ કરૂં તેટલાં ઓછાં છે. મારવાડનો રાજકુમાર આપણે તાબે આવ્યો એટલે મારવાડ પર તો અલ્લાનો ડંકો વાગ્યો સમજજો, આ કુંવરને આપણી નજદીક રાખી, લાડથી ઉછેરી, કુરાન પુઢાવવાનીજ હવે વાર છે. તમને આજથી પ્રાંતના સૂબા તરીકે હું જાહેર કરૂં છું. તમે રજપૂતો પર શી રીતે જય મેળવ્યો, પેલા ગર્વિષ્ઠ દુર્ગાદાસના શા હાલ થયા, વગેરે બ્યાનથી કહો.

દિ.–ગરીબપરવર, આલીજહાં, શહેનશાહ, જે દુશ્મનો સામે મને જહાંપનાહે લડવા હુકમ ફરમાવ્યો હતો તે નબળા પોચા નહોતા એમ કહી મેં વિશેષ ધાડ મારી છે એમ બતાવવાની મારી મુરાદ નથી. પરંતુ રજપૂતોએ આ લડાઇમાં જે શૌર્ય દાખવ્યું છે તેથી અમે બધા અજયબીમાં ગિરફતાર થઇ ગયા છીએ. પ્રથમ તો તેઓ આ લડાઈ માટે પહેલેથી તૈયાર હતા એમ અમને માલૂમ પડ્યું. કારણકે તેમણે એવી જગાએ સ્થાન લીધું હતું કે તેમનાં માણસોની સંખ્યા જાણ્યા વગર એકદમ તેના પર હલ્લો કરવાનું બની શકે એમ નહોતું. પરિણામે તેમના ૨૫૦ માણસો માંડ હતાં પણ તેમણે આપણા લશ્કરની બેહદ કતલ ચલાવી. આપણાં પાંચ હજાર માણસોને જમીનદોસ્ત કર્યાં. શહેરમાં લોહીની નદી વહેવરાવી. અનેક કુટુંબને તેમણે નિરાધાર કર્યાં છે. બાદશાહ ખુદાવિંદ જરૂર એ કુટુંબોની દરકાર કરશે, એવી મારી ગરીબની અરજ છે. છેલ્લી ટુકડી દુર્ગાદાસની સરદારી હેઠળ અમારી જોડે લડવા મેદાન પડી. એ ટુકડીએ પણ લડવામાં કોઈ રીતની કચાસ ના રાખી. આપણા માણસોની સંખ્યા તેમનાં કરતાં હદથી ઝયાદા હતી એટલે છેવટે આપણનેજ ફ-તેહ મળતે પણ તેમાં મુશીબત બહુ પડતે. લડાઇ આમ એક બાજુ પર

બહુ જોરમાં ચાલી હતી એટલામાં આ મારા સાધારણ સિપાઇ કમરૂદ્દીનની હોશિયારીથી રાણી તથા તેના કુંવર આપણા હાથમાં સપડાયાં અને ખુદાતાલાની મહેરબાનીથી જયવંત થઇ, હસતે ચહેરે, મારાથી આજ પાછું ફરાયું. દુર્ગાદાસ તથા તેના ગણ્યાગાંઠ્યા રજપૂત સરદારો આપણી સામે થવાની હિંમત કરી શકયા નહિ અને બાજી હાથથી જતી જોઇ પલાયન કરી ગયા.

છેલ્લા શબ્દો સાંભળી રાણીએ દાંત કચકચાવ્યા. રજપૂતોને માટે આવું હલકું વેણ તે સાંખી શકી નહિ. પણ તે લાઇલાજ હતી એટલે મૂંગી રહી. તે હાલ તુરત એક ભાગમાં પડદા પાછળ બેઠી હતી.

જમાલ. (કાનમાં) કયું મિયાં કમાલ, તમારૂં તો નામ દેવાનું પણ સરદાર સાહેબ ભૂલી ગયા. હું જઇ એમને તમારી બહાદુરીની યાદ કરાવું ?

કમાલ.–અરે જવા દેને યાર, આપણે કયાં એ માનના ભૂખ્યા છીએ ?

ઔરંગઝેબ- શાબાસ, મારા સરદાર, શાબાસ. આપણા માણસોની કતલ કરનારને યોગ્ય સજા હું કરીશ પણ હાલ તો તમને જેટલી શાબાસી આપું તેટલી ઓછી છે. કમરૂદ્દીન, તમને હું એક હજાર સિપાઇની ટુકડીનો સરદાર બનાવું છું. બીજા સરપાવ માટે યોગ્ય બંદોબસ્ત કરવા હુકમ કરૂં છું એમ કહી તેણે વઝીરને કાનમાં કંઈ કહ્યું.

"કમરૂદ્દીન, રાણી તથા, કુંવરને મારી આગળ યોગ્ય સતકારથી હાજર કરો."

કમરૂદ્દીન બાદશાહના ફરમાન મુજબ રાણીને તેડી સભામાં આવ્યો.

ઔ.–રાણી, તમારા સરદારોની હઠીલાઈથી તમને દુઃખ ખમવું પડયું તેથી હું બહુ દિલગીર છું. તેઓ મને નબળોપોચો સમજતા હશે, બાકી આટલી જહેમત ઉઠાવતે નહિ. વળી એ સઘળી મહેનત એમની બરબાદ ગઇ, તેઓનો મોટો ભાગ મોતને શરણે ગયો, અને આખરે ફાવટ ના આવવાથી ખરી રજપૂતાઇ ભૂલી જઇને તમને આમ અધવચ છોડીને ફિટકારો દુર્ગાદાસ તથા તેઓ ઉભી પૂંછડીએ નાઠા. તમે કોઈ પણ રીતે ગભરાશો નહિ. તમને તેમજ તમારા કુંવ-

રને સન્માનથી રાખવાં એ મારી તમારા ધણી જસવંતસિંહ ની ફરજ છે. જસવંતસિંહ મારા રાજ્યનો જમણો હાથ હતો.

રાણી.-ઓ મોગલ શહેનશાહ, આજ લગણ તારી ખ્યાતિ સાંભળી રાજ્ય મેળવવામાં તેં કપટકળા બતાવી, તે પરથી હું એમ ધારતી હતી કે તું અક્કલમંદ હશે.પણ આજની તારી હોશિયારી જોઇ હું પણ આફ્રીન જ થઈ ગઇ છું. જસવંતસિંહ મારા માલિકના પણ માલિક છે. રજપૂતો ઉભી પૂંછડીએ નાઠા કે કેમ તે તો શહેરમાં લોહીની નદી વહે છે ત્યાં જઇ જોઈ આવ્યાથી ખાતરી થશે. હજી રજપૂતાઇ એવી રંડાઈ નથી કે નિરાધાર થયલી રાણીને અધવચ છોડી દઇ તેઓ પાછા પગલાં ભરે. તેમના શરીરના ટુકડે ટુકડા થઇ ગયા હોત તો ભલે, પણ જીવને તો રાણીને આ મગરૂર સરદારોના હાથમાં આવવા દેતજ નહિ. દુર્ગાદાસને હિચકારા કહ્યાથી તેની કાર્તિર્દી ઝાંખી થવાની નથી. તેનું નામ તો રજપૂતાનામાં ઘેરેઘેર આજે અમર થઇ ગયું એમ જરૂર સમજજો. તમારા તરફનાં માનપાનની તેને દરકાર નથી. હિચકારા તો આ સરદારો છે કેમકે એમને સોંપેલું કામ બર લાવ્યા લગર તેઓ તમારી સામે ખડા થયા છે જસવંતસિંહજીના કુટુંબ પ્રત્યેની તમારી લાગણી આખી રજપૂત કોમને ખબર છે તો પછી મને કેમ ન હોય? પણ એ લાગણી દાખવવાનો તમને સમય ન આવ્યો તેનું કારણ આ તમારા સરદાર અને બીજા આ સિપાઇ બહાદુર છે. હાથથી બાજી જતી જોઇ ઇનામની આશાએ મારા જેવી એક નિર્દોષ રખડતી સ્ત્રી કેદ કરી તમારી પાસ ઉભી તરી તેઓ મોટા ઇનામની આશા રાખે છે.-જોધપુરની રાણી તેમના સરદારો સાથ સહીસલામત છે અને આપ ખુદાવિંદની આંખમાં ધુળ નાંખવા ઈનામની લાલચે મને અહિં હાજર કરવામાં આવી છે.

આવા લાંબાલચક ભાષણથી સભાજનો એક બીજાની સામું જોઈ રહ્યા, કેટલાક રાણીને ગાંડી ગણવા લાગ્યા, કેટલાક ક્રોધમાં આવી ગયલા ઔરંગઝેબની સામું જોઈ રહ્યા, તો કેટલાક જમીન તરફ જ નીહાળી રહ્યા. દિલાવરખાનની સુબાગીરી અને કમરૂદ્દીનની સરદારી સરકી જતી જોઇ કેટલાક મનમાં મલકાયા.

દિ.—જહાંપનાહ, કુંવર તથા પોતે આપણા હાથમાં સપડાવાથી રાણી ગમગીન થઈ ગઇ છે ને તેથી તે શું લવે છે તેનું તેને ભાન નથી. રાણી પાગલ થઈ ગઇ છે.

ઔરંગઝેબ મોટા વિચારમાં પડી ગયો. સામી ઉભેલી સ્ત્રી નિડરતાથી કોઇની પણ દરકાર કર્યા વગર એવું સરળ બોલી જતી હતી કે તેને પાગલ કહેવાનું એના ધ્યાનમાં ઉતર્યું નહિ. તેમજ વળી તેના હાથમાં બાળક તો હતું, ટાઢ ન આવે તેમ તેને લપેટયું હતું એટલે સ્ત્રીની વાત પણ તેના માનવામાં આવી નહિ

ઔ,—અરે, એ સ્ત્રી, તું કોણ છે, કયાંથી આવી છે, રાણી સાથે તારે શો સંબંધ છે તે તું સાચેસાચું નહિ કહે તો તારા પર તું નહિ ધારે એવો સિતમ ગુજારીશ. યાદ રાખજે કે ઔરંગઝેબ આગળ જૂઠું કહેનાર કોઈ ફાવ્યો નથી અને ફાવવાનો નથી.

રાણી.-જૂઠા પર આપનો આટલો ક્રોધ તથા ન્યાય પ્રત્યેની આપની દૃષ્ટિથી હિંદુ કે મુસલમાન કોમ અજાણી નથી. હું એક સાધારણ રજપૂતાણી છું. મારા ગૃહસંસારની રાણી છું. હું એક ગરીબ અબળા છું તો રાણી સાથે મારો શો સંબંધ હોઇ શકે? મારાં જેવાં અનેક તેની નોકરીમાં છે તો હું તેની આગળ શી વિસાતમાં છું? મને પાગલ કહી આપને પણ પાગલ બનાવવા ધારે છે તે ખરેખર દિવાના બની ગયા હોય એમ મને લાગે છે

દિ.-અરે,......ઓરત આ તો તું પાગલ હોઇ બાદશાહ સલામતને તેમજ અમને બધાને પાગલ ઠેરવતાં શરમાતી નથી? શું કરૂં કે બાદશાહ સલામતનો હુકમ નથી, નહિતર તારી અત્યારે ને અત્યારે જીભ ખેંચી કાઢું. જહાંપનાહ કુંવરને આપ ખુદાવિંદના રક્ષણમાં લઇ એને પાગલખાનામાં મોકલી દો, નહિતર આ રાણી શું કરશે તે મને સમજાતું નથી.

ઔરંગઝેબને આ અબળાનું ભાષણ સાંભળી તેના બોલવામાં વિશ્વાસ આવતો હતો તથા તેને રાણી કહેવાનું તે સલામત ધારતો નહોતો.

ઔ.-એ ઓરત, તારૂં નામ શું?

રાણી.-મારા નામનું શું કામ છે તે હું સમજતી નથી છતાં બધાને જાણવુંજ હોય તો કહું છું કે મારૂં નામ વિજયા છે.

ઔ.-વિજયા, આ બાળકને સોંપી તમે તમારે ફાવે ત્યાં ચાલ્યાં જાઓ. મા । રાજ્યમાં તમારો ખપ નથી.

વિ.-આ હાથમાંનાં બાળકને સોંપવાની મારી ના નથી પણ તેને સોંપ્યા પછી બાદશાહ જેના પર ક્રોધ કરવો જોઇએ તેના પર ન કરતાં મારા જેવી અબળા પર કરે તેની શી ખાતરી?

આ રજપૂતાણીનું બોલવું સાંભળી ઔરંગઝેબ પણ તાજુબ થઇ ગયો હતો. રજપૂત સરદારો મરતાં સુધી લડયા એ તેના સરદારેજ ખુદ જણાવ્યું હતું. દુર્ગાદાસની સ્વામિભક્તિ, દેશભક્તિનો તેને સારો અનુભવ મળ્યો હતો. રાણી તથા કુંવરને અધવચ છોડી દઇ રજપૂતો પાછા ફરે એ બનવાજોગ વાત નથી એમ તેને મૂળથીજ લાગ્યું હતું.

વિજયા તરફ ફરીને તેણે કહ્યું, "મારા વજીર, સરદારો સિપાઇઓ સમક્ષ હું કુરાને શરીફના કસમ ખાઇને કહું છું કે આ બાળકને તું સોંપી દેશે ને તારૂં કહેવું સત્ય હશે, તું જોધપુરની રાણી નહિ હોય તો હું તને છુટી કરોશ અને તને પકડી કેદ કરનારને યોગ્ય શાસન આપીશ."

વિ.—એક શરત કરવા જતાં ત્રણ શરત કરી તોપણ અસ્તુ. હું નથી જોધપુરની રાણી કે નથી બોલી અસત્ય. બ્હાલા મોએ પાછા ફરવા કરતાં મારા જેવી નિર્દોષ અબળા પર નજર પડતાં તેમજ વળી મારા હાથમાં આ બાળક હોવાથી તેનો લાભ લઇ બરાબર પાટા ગોઠવી આ બહાદુરો એ આપની હજુર મને ઉભી કરી દીધી. છે. પણ એ સિપાઇ બહાદુર તથા તેના આ સરદાર કયાં ભૂલ્યા તેની તેમને ખબર નથી. હું જોધપુરની રાણી નથી એમ કહેતાં તેઓએ મને પાગલ ઠેરવી પણ મારા હાથમાંનું બાળક જોધપુરના કુમાર નથી એમ જ્યારે તેમને સાબીત થશે ત્યારે સમજાશે કે આ બધી જોડી કાઢેલી વાત છે તથા હું સાવ નિર્દોષ છું.

ફિ.-હવે લાંબું લાંબું ભાષણ કરવું છોડી દો ને હજુરને બાળક સોંપી દો એટલે થયું.

"વિ.-તમે એટલા બધા આ બાળકોને મળવા આતુર છો તો લો. ઘેર જશો તો તમારા બાળકોને રમવાને ખપ લાગશે." એમ કહી તેણે દિવાનખાન તરફ તે બાળકને ફેંક્યું.

સભાજનો તો વિજયાની આ રીતિથી તે સાવ પાગલ થઇ ગઇ છે એમ બોલી ઉઠ્યા. એક પળ માત્ર તેઓ પોતાના વિચાર જણાવવા પહેલાં થોભ્યા હોત તો વધારે સારૂં થાત કારણ તે બાળક દિવાનખાનના ઉપર પડતાંજ ફડાક કરતો અવાજ થયો ને કોઇ ચીજના ચૂરેચૂરા થઈ ગયા હોય એમ જણાયું. હજી તે તેમને તેમ

ચિંટાળેલું હતું અને તેના પરનું કપડું ખસેડતાંજ માલુમ પડયું કે માટીના પૂતળા સિવાય તેમાં કંઈ હતું નહિ.

દિલાવરખાનના ક્રોધનો પાર રહયો નહિ. એક વખત વિજયા સામું જુએ તો બીજી વાર કમરૂદ્દીન તરફ તિરસ્કારની નજર નાંખે. જેઓ હિંદુ ધર્મ તરફ ધિક્કારની નજરે જોનારા હતા, જેઓ હિંદુને મારી મચડી જબરજસ્તીથી મુસલમીન કરવામાં કુરાનેશરીફનું ફરમાન છે એમ સમજતા હતા તેઓનો ક્રોધ પણ માપો નહિ. પણ આ બધા ક્રોધને કોરે મૂકી દે એટલો ક્રોધ આ સમયે ઔરંગઝેબના મોં પર વ્યાપી રહ્યો હતો. તેનું મોં લાલચોળ થઇ ગયું હતું. તેની આંખમાંથી અગ્નિ વરસતો હતો. સિંહાસન પરથી તે ઉભો થઇ ગયો હ તો તથા પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી હતી. તેનું ચાલતે તો કોણ જાણે કેટલાકના ખૂન કરી નાંખતે. પાસે વજીર તથા બીજા અમલદારો હતા પણ કોઇની બોલવાની હિંમત નહોતી તેમજ કોઇ એકપણ શબ્દ ઉચ્ચારતું નહોતું. પોતાની જોડેજ બેઠેલાની સાથે ધીમેથી પણ વાત કરવાનો કોઇ વિચાર કરતું નહોતું. એક નાનામાં નાની સોય પડતાં તેનો પણ અવાજ સંભળાય એવી રીતે બધા ચૂપચાપ નીચું જોઇ બેઠા હતા. આ બેચાર પળ વીતી ગઇ. આખરે ઔરંગઝેબ ગર્જના કરી ઉઠયો. દિલાવરખાન. તારા જેવો બે કુફ માણસ મેં કદી જોયો નથી. રજપૂતો તને હાથતાળી આપી છટકી ગયા. તું તેમની બુદ્ધિ, ચપળતા જરા પણ સમજી શકયો નહી દેખતી આંખે તેણે તમારા બધાની આંખમાં ધૂળ નાંખી અને આ અક્કલના ખાવિંદ કમરૂદ્દીનની વાત તમે બધાએ ખરી માની. કમરૂદ્દીન, આ બાઇ પકડાતાં તેના હાથમાં શું છે તે જોવાની દરકાર કરી હતી?"

કમરૂદ્દીન ધ્રુજતો ધ્રુજતો બોલ્યો,—જી, હજૂર, તમે કો પણ પાસે આવશો અથવા મારા હાથમાં બાળકને જરા પણ ઉણું આવવા દેશો તો હું તમારો જાન લઇશ, તમે મારાથી દૂર રહેશો તો હું તમારી સાથે વગર હરકતે આવીશ એમ એ સ્ત્રીના કહેવાથી હું મુગો રહયો."

ઔ–તમે એ સ્ત્રીનો લિબાસ પહેરવાને યોગ્ય છો તથા આ કારસ્તાની સ્ત્રી તમારો વેશ પહેરવાને લાયક છે. તમે બન્યા અને તે પણ એક સ્ત્રીનાથી એથી વધારે નીચું જોવાનું શું કાઇ શકે!

વિ —મારો વાંક હજૂરને શો લાગે છે તે હું સમજતી નથી બાળકને રમાડવા માટે આ પુતળું લીધું હતું તથા તેને લપેટી હું

જલી હતી અને માગ પર એકાએક હુમલો થયો. હું રાણી નથી એમ ચોકખું કહ્યા છતાં મને કેદ કરવા વિચાર જણાયો. વધુ જોર કરવા છતાં રમકડું પડી ભાંગી જાય તેથી મારાથી દૂર રહેવા મેં ફરમાન કર્યું અને મૂગે મોંએ તેમની સાથે આવવા હા પાડી. બાળકને પ્રિય વસ્તુ માતા પોતાના પ્રાણુની માફક સાચવે એમાં મને તો નવાઈ જેવું લાગતું નથી મેં કંઇ એમ નહોતું કહ્યું કે આ મારૂં બાળક છે.

ઔ —વિજયા, આ દિલાવરખાન તથા મંદ અક્કલનો કમરૂદ્દીન ભલે તમારામાં ગણાય પણ ઔરંગઝેબ એમ ભોળવાય એવો નથી મને એક સ્ત્રીનો મૂર્ખ બનાવવાં હજી વાર છે. આ કારસ્તાન તમારૂં એકલાનું નથી પણ આમાં દુર્ગાદાસનો હાથ જરૂર હોવોજ જો એ. આ બધો પેચ આગળથીજ ઉભો કરી તને આગળ કરી તેં આ કામ પાર પાડવા બીડું ઝડપ્યું અને સાથે લગી તારા જાન બચાવવાનું મારી પાસે વચન લઇ લીધું દુર્ગાદાસ સિવાય આવી અકકલ કોઇના ચાલી શકે નહિ. આસફખાન, આ બધી બીના બની ત્યારે તમે કયાં હતાં ? તમે પણ આ સ્ત્રીની વાતમાં લપટાઇ ગયા હતા કે શું ?

આસફખાન હજૂર દુર્ગાદાસ તથા બીજા સરદારો બહાર નીકળી પડતાં મહેલ આગળ રજપૂતનાં માણસો ઘોડા દોડાવતા દેખાતા હતા તેમને જોઇ ગલીનો રસ્તો ખુલ્લો થતાંજ અમે ગલીમાં પેઠાં. ત્યાં જોતાં માલૂમ પડ્યું કે માણસો માત્ર ચાર હતા પણ તે આમતેમ ખાલી દોડાદોડ કરતાં હતાં તેથી તેમનો વિશેષ જમાવ હોય એમ જણાતું હતું. તેમણે આપણા થોડાઘણાં માણસોનો જાન લીધો પછી તેઓ પડયા. મહેલને રજપૂતોએ સળગાવી મૂકયો હતો. એટલામાં એક સ્ત્રીનો અવાજ સંભળાતાં અમે એ મહેલમાં પેઠા તેના ઓરડામાં પેસતાંજ તેણે દસેક જણનો જાન લીધો. છેવટે પાંચ જણા સામટા ધસી ગયા ને સ્ત્રીએ આગમાં ભુસકો માર્યો તથા તે બળી મુઇ,

ઔ.-આસફખાન, તમે પણ વધારે અક્કલ ચલાવી હોય એમ લાગતું નથી. આ રીતે તમને મહેલ તરફના ભાગ આગળ રોકી દિલાવરખાનને થાપ આપી રાણી તથા કુંવર સાથે દુર્ગાદાસ સહી સલામત ચાલ્યા ગયા અને તમે તમારૂં કાળું મોં બતાવવા મારા

લશ્કરનો કચરઘાણ કાઢનારની પૂરી ખબર લીધા વિના પાછા ફર્યો. દુર્ગાદાસ પોતાનું કામ બજાવ્યા વગર પલાયન કરી જાય એ મારા માન્યામાં આવતુ નહોતું. એક મુઠીભર રજપૂતોએ તમને શિકસ્ત આપી બેવકૂફ બનાવી પોતાનું કામ કાઢી લીધું. અને આ વિજયાને લઇ વિજયમાળા પહેરતા મારી આગળ દિલાવરખાન ખડા થયા. દિલાવરખાન તમે કરેલી ભૂલ કંઇ નાનીસુની નથી. તમારો જાન લેતાં પણ તમારાં કસૂરને માટે તમને પૂરતો ન્યાય મળે છે એમ હું ધારતો નથી. તૈબરખાન, એનો પોષાક તથા તલવાર લઇ લો. તથા એને તેમજ આ કમરૂદ્દીનને અવળે મોંએ ગધેડે બેસાડી ગામમાં ફેરવો, બંદીખાનામાં પૂરો. આસફખાન, આ વિજયાને દિલ્હી બહાર મૂકી દો. હું કુરાને શરીફના કસમથી બંધાયલો છું. બાકી આવી સ્ત્રીને જતી કરૂં એવો બેવકૂફ નથી.

વિજયા, દુર્ગાદાસને કહેજે કે ઔરંગઝેબને એક થાપ આપી તેથી ફુલાતો નહિ. મારા લશ્કરનું જે લોહી રેડાયું છે તેનું પૂરેપૂરૂં વેર લઇશ. દિલાવરને બેવકૂફ બનાવ્યો તેનો બદલો વાળીશ નહિ ત્યાં લગણ હું સુખે સુવાનો નથી. રાણી તથા કુંવરને ના સોંપવામાં મારો ખોફ એણે એની મેળે વોરી લીધો છે. મારી સઘળી આશા હાલ તો એણે ધુળભેગી કરી છે. એકને પાપે વહાણ ડુબે તેમ દુર્ગાદાસની હઠને પરિણામે આખી રજપૂત તથા હિંદુ આલમ પર મને કીનો ચઢયો છે. બસ, સબુર, ઠીકજ યાદ આવ્યું. વેર વેર ને વેર. વઝીર! રાજા રામસિંહ, વગેરેને એકદમ ખબર કરો કે જજીઆ વેરાનો અમલ આજથી થોડા દિવસમાં કરવામાં આવશે. એમનો જવાબ તે પહેલાં મળવોજ જોઇએ. સલ્તનતમાં પણ હુકમ કરો કે ગાયની કતલ કરવામાં કોઇએ અટકાવ કરવો નહિ. સિક્કા દરેક નાનામોટા રાજયે મારા નામના પાડવા. જ્યાં જ્યાં હિંદુ મંદિર હોય તે તોડી પાડી તે પર મસજીદ ચણાવો અને અલ કુરાનનું ફરમાન તેજ અદલ ઇન્સાફનું પ્રમાણ છે, એમ ખબર કરો. જે કોઇ પણ હિંદુ મારા હુકમનો અનાદર કરશે તેના પર માથા દીઠ કર લેવામાં આવશે. વિજયા, દુર્ગાદાસને કહેજે કે ઔરંગઝેબને છંછેડવાનો આ બદલો.

વિજયા— અરે, બદબખ્ત બાદશાહ. હિંદુ કોમ પર તારાથી થાય તેટલો સિતમ ગુજારવામાં તું બાકી ના રાખતો. હું તો એક સ્ત્રી છું, તને શિખામણ આપવા લાયક નથી પરંતુ તારા અમીર

ઉમરાવો પણ મોંમાં જીભ ઘાલી કેમ બેસી રહ્યા છે તે મને સમજાતું નથી. યાદ રાખજે કે વિનાશ કાળે વિપરીત બુદ્ધિ. કુંવરને મુસલમીન બનાવવામાં થાપ ખાધી તેથી સમજ્યો હોત તો સારૂં થાત. તેનું વેર આખી હિંદુ કોમ પર લેવું હોય તો ભલે પણ યાદ રાખજે કે તારૂં સિંહાસન ડોલવા માંડયું છે. બાબરે જેનો પાયો નાંખ્યો છે, અકબર જહાંગીરે જે મેળવ્યું છે તે બાપદાદાથી વારસાનું મળેલું ધન ગુમાવવાનું તારા નસીબમાં લખ્યું છે. હિંદુઓ એવા નમાલા નથી કે તારા ફરમાનને માન આપશે, ગાયોની કતલ તેમની નજરે જોતાં કાયરની માફક બેસી રહેશે. આ ફરમાન સાંભળી તેઓ તને અરજ આવવાના નથી, તો મારો એક આની અરજ છે કે વિચાર ફેરવવો હોય તો હજી ફેરવ. તેઓ તલવારથી અરજ ગુજારશે. અનેક જુલ્મ છતાં તેઓ ખમી રહે એવો વખત આવતાં હજી વાર છે. ગૌબ્રાહ્મણ પ્રતિપાલ, રજપૂતો અમથા નથી કહેવાતા. આખી રજપૂત કોમના ખોફને તું તારે માથે વોરી લે છે. જરા નજર કર. મારા દેશની તેં શી સ્થિતિ કરી છે તે જો. જ્યાં ફળફુલવાડી હતાં ત્યાં આજ વેરાન છે. જ્યાં જમીન ગસકસ અને ધાન્યથી ઉભરાતી હતી ત્યાં લાખો માણસો દુકાળથી પીડાઇને પોતાનાં પેટ કુટે છે, માથાં પછાડે છે. જ્યાં પાઠશાળા, ધર્મશાળા ઉભરાતી હતી ત્યાં કતલખાનાં ઉભરાય છે. દેશપરદેશ કોઇ છુટથી નિર્ભયપણે જઈ શકતું નથી અને વેપાર મંદ પડી ગયો છે. અનેક લોકો નવા નવા જાતના રોગના ભોગ થઈ પડે છે. વસ્તી ઘટતી જાય છે. જોગી, વેરાગી, અને સંન્યાસી વસ્તીવાળી જગા છોડીને પહાડ અને ગુફાઓમાં ભરાઇ જાય છે. ન્યાય અને ઇન્સાફ એ તો નામનાંજ રહ્યાં છે, અલ કુરાનને ઇન્સાફનું પ્રમાણ ગણ્યા કહે છે પણ તે પ્રમાણે ઇન્સાફ રાજ્યમાં અપાય છે ખરો ? નાહારા કેટલાક સરદારો ફાવે છે તેમ જોહાકી ચલાવે છે તેની દાદ કે ફરિયાદ કોઇ સાંભળતું નથી. આટલું છતાં તારી મુસલમાન પ્રજા પણ તારા રાજ્યથી સંતુષ્ટ નથી. લડી લડીને તે થાકી ગઇ છે, અનેક કુટુંબો તેમનાં વડીલોના મરણથી ગમગીન બની ગયાં છે. તારૂં લશ્કર પણ તારા રાજ્યમાં કંટાળી ગયું છે. આવક રાજ્યની દિનપ્રતિદિન ઓછી થતી જાય છે ત્યારે તું અનેક જગાપર ચઢાઇ કરી રાજ્ય લોભનાં પરિણામે મોટું લશ્કર રાખી ખર્ચમાં વધારો કર્યો જાય છે. વળી પોતાની સલ્તનતની હકુમતની આટલી આટલી મગરૂરી છતાં તેં કોની સાથે

લડવું દુરસ્ત ધાર્યું છે ? નિરપરાધી, ગમે તેમ કરી પોતાનું પેટ ભરનારા, હથીઆર વગરના બ્રાહ્મણો, ઉદ્યોગી વૈશ્યો સાથે હું રજપૂત છું, મારી કોમ તરફથી તને કહું છું કે તારે જોઈએ તો બીજી કોમોને આ કરમાંથી મુક્ત કરી એકલા રજપૂતો પરજ આ કરનો બોજો નાંખ અને પછી જોઈ લે કે એ કર અમે કેવી રીતે ભરીએ છીએ ? નબળા સાથે બાથ ભીડવી એ તૈમુરના વંશનેજ છાજતું નથી. ફકીર થવાનો ડોળ કરી, ઉંધું ચત્તું સમજાવી, ભાઇભાંડુઓની કતલ કરી દગાથી મેળવેલા રાજ્યનું પાપ રૈયતને રંસ્યાથી ધોવાવાનું નથી. રાજ્ય કોઈનું અમર રહ્યું નથી ને તારૂં પણ તારાં કૃત્યો જોતાં રહેવાનું નથી. ચેત, ઔરંગઝેબ, હજી એ ચેત, નહિતર પસ્તાવું પડશે. બસ, હવે અહિં વધારે ઉભા રહેવામાં માલ નથી. આસફખાનજી, મારી સાથે આવવા તમારે જરૂર નથી. રજપૂતાણી પોતાનું રક્ષણ પોતાની મેળેજ કરી શકે છે. તે મુસલમાનની રક્ષા પર આધાર રાખતી નથી.

આમ કહી વીજળીની માફક વિજયા સડસડાવટ નીકળી ઔરંગઝેબ તેમજ તેના અમીર ઉમરાવો એની ચાલાકી અને બહાદુરીથી છક થઇ ગયા. તે દિવાન છોડીને થોડેક દૂર ગઇ ત્યાં લગણ કોઇને તેને અટકાવવાનો વિચાર પણ સુઝયો નહિ, એકકે એક અજાયબીમાં ગરકાવ થઇ ગયા, કોઇક તેની ચપળ ચાલ જોઇ રહ્યા હતા, તો કોઇ તેણે ભાખેલું ભવિષ્ય ખરૂં પડશે તો આપણું શું થશે એ વિચારથી નિરાશ થઇ ગયા, તો કોઇ ઔરંગઝેબની જોહુકમી હદથી ઝયાદા જોઇ વિજયાની માફક તેની પડતીના ભણકારા સાંભળી રહ્યા. નીચી પાયરીના અમલદારો, ઔરંગઝેબનું નામ સાંભળી ડર ડરી ડરકુઓ તેની હિંમત પર આફરીન થઇ ગયા તથા બાદશાહ સલામતે તેને આટલું છતાં જતી કરી તે માટે તાજૂબ થઇ ગયા. કારણ કે ઔરંગઝેબને આપેલું વચન પાળવાની દરકાર નહોતી. ઔરંગઝેબના વિચારના, હિંદુઓ પ્રતિ સાવ તિરસ્કારની નજરે જોનારા એ સભામાં જૂજ હતા પરંતુ તેઓ પણ વિજયાની કુનેહ રીતભાત તથા કાળના મોંમાંથી આવી સટકી જવાની તદબીરથી ચેંદ ખાઇ ગયા. ઔરંગઝેબનાં મનને પણ ચહેન પડતું નહોતું વિજયાના કહેવામાં સત્ય લાગવાથી નરમાશ બતાવવાના વિચાર થતા હતા ને તરતજ દુરાશે આપેલી હાથતાળી તથા પોતાના લશ્કરના થયલા કચ્ચરઘાણનો વિચાર આવતા વેર પૂરેપૂરૂં લઉં તોજ હું ખરો બાદશાહ એમ મનમાં થતું

હતું કોઇક વાર જસવંતસિંહ તથા પૃથ્વીસિંહ સાથે પોતે કરેલા કપટનો વિચાર આવતાં તેના બાળ કુંવર પ્રતિ રહેમદિલી રાખવા વિચાર થતો હતો તો બીજી ક્ષણે દુર્ગાદાસ તથા રજપૂતોએ દિવાને ખાસ છોડી જતી વખતે ચલાવેલી તુમાખીભરેલી વર્તણૂંક યાદ આવતાં તેમને જેમ બને તેમ સતાવવા યુક્તિ રચતો હતો. રજપૂતો એના ફરમાનથી દિલ્હી આવ્યા, દિવાને ખાસમાં હાજર રહ્યા એ બનાવ આંખ આગળ તરી આવ્યો. પોતે વાપરેલી અનેક યુક્તિ પ્રયુક્તિ નિષ્ફળ ગઇ, દિવાને ખાસ છોડી રજપૂતો કુરનીશ પણ બજાવ્યા વગર ચાલતા થયા, તથા દુર્ગાદાસ અને વિજયાએ કરેલા તિરસ્કારનો ચિતાર આંખ આગળ ખડો થયો અને મસ્તક ભમવા લાગ્યું. સત્તાનો કેફ ધીરે ધીરે ચઢવા લાગ્યો અને બોલાઇ જવાયું "હું કોણ ? સુલતાન આલમગીર. મારૂં નામ સાંભળતાં આ પૃથ્વી પર કયો માણસ છે કે જે ડરે નહિ ? એ બે બદનામના ઠાકરડાઓ અને જાગીરદારોથી હું ડરી જવાનો ? એમની મદદની મારે જરૂર પડે છે તેથી એઓ ફાવી ગયા છે પણ જાણતા નથી કે જસવંત પણ એજ મુજબ પોતાના જોરપર મુસ્તકીમ રહી મારી સામે થવા માંગતો હતો. મેં રહેમદિલી બતાવી ત્યાં લગણ ટકી રહયો. તેનો એણે દુરૂપયોગ કરવા ધાર્યો ને મેં એને પાડયો. એજ હાલ આ રજપૂતોના છે. હાથે કરીને મારી બોફગી માથે વ્હોરી લીધી છે તો તેઓ પણ જોશે કે ઔરંગઝેબ એવો નમાલો નથી કે પાંચ પચીસ ઠાકરડાઓથી ડરી જાય. બસ, જઝીઆ સિવાય તેઓ ઠેકાણે આવવાના નથી."

જઝીઆનું ભાન થતાં વિજયા યાદ આવી, તે છટકી ગઇ તેનું સ્મરણ થયું. તેની યુક્તિ અને હિંમતનો ખ્યાલ આવતાં એવી સ્ત્રી તો રજપૂતોના ઘરમાં ના શોભે એવો વિચાર આવ્યો. કુરાને શરીફનાં કસમનો ખ્યાલ આવ્યો ને વિચાર પાછો પડયો. બેચાર સમક્ષ આવા કસમ ખાધા હત તો કંઇ પણ ઇલાજ થાત. પરંતુ આ તો અમીર ઉમરાવ ઉપરાંત કાઝી, મોલાઓ વગેરે સભામાં બેઠા હતા, કસમ કુરાનના પોતે ના પાળે તો ધર્મ સંબંધનું પોતાનું ઝનુન તથા મહમદ પેગંબરના ફરમાનને અંગે હિંદુઓને જબરદસ્તીથી મુસલમાન કરવાનું કારણ નષ્ટ થઇ જાય, અને પોતાનું પોગળ બધું ફુટી જાય. ખુદ મુસલમીન કોમ પણ એવા વિચારથી વિરૂદ્ધ થઈ જાય એમ બીતિ થઇ, બાકી ઔરંગઝેબ ભલે ધર્મને નામે ઝુંડો ઉઠાવતો હતો પરંતુ સત્તાના કેફમાં તેમજ પોતાની મરજી મુજબ દુનિયાનું તંત્ર

ચલાવવામાં ધર્મ કે કર્મ કંઇ પણ આડે આવે તે સહન કરી શકતો નહોતો. સાપે છછુંદર ગળ્યા જેવી એની સ્થિતિ થઈ. વિજયા આંખ આગળથી ખસતી નહોતી, કુરાને શરીફ માર્ગ રોકી આડે આવતું હતું. વિજયા થોડેક દૂર ગઇ હશે, વખત રાતનો છે, રાત અંધારી છે, કાળાં કૃત્ય કરવાને ઉચિત છે, ઉત્તેજન આપનારી છે. ઉચિત પ્રસંગનો લાભ લેવો એ નીતિશાસ્ત્રનું પ્રમાણ છે, ન લેવો એ કમઅક્કલપણાનું કામ છે એમ વિચાર આવતાં, કચેરી એકદમ બરખાસ્ત કરી માત્ર આસફખાનને પોતાની પાછળ આવવા ઇશારત કરી ઔરંગઝેબ ચાલતો થયો. સભાજનો એક પછી એક ઉઠી દિવાને ખાસ છોડી ગયા, ઔરંગઝેબ તથા આસફખાનને મહેલના અંદરના ભાગમાં છોડી આપણે પણ ચાલતા થઈએ એમની ખાનગી મસલહત સાંભળ્યાનો અણસારો ઔરંગઝેબને જરા પણ થાય તો પાડાની કસૂરે પખાલીને ડામ દેવાય એ ન્યાયે દિલાવરખાનની ભૂલનું પરિણામ આપણે ભોગવવું પડે અને એના હાલ તેજ આપણા થાય, વળી વિજયી વિજયા જે સ્થળે ઉભી રહી નહિ તે સ્થળે આપણે પણ હવે ઉભા રહેવું ઉચિત નથી માટે ચાલો.

---

## પ્રકરણ ૫

### વિજયા

રાત્રિ ઘોર અંધારી હતી. ઘરોમાં તેમજ મહોલ્લાઓમાં થયલા દીવાઓનો મંદ પ્રકાશ એ અંધકાર દૂર કરવા આજે સમર્થ નહોતો. લોકો અહિંતહિં કોઈ હાથમાં ફાનસ લઇને તો કોઇ મીણબત્તી લઇને અમુક દિશામાં જતા હતા ગમગીનીમાં ગરકાવ થઇ ગયા હોય એવા તેમના ચહેરા આ અંધકારમાં વધારે ભયાનક દેખાતા હતા. સ્ત્રીઓ પણ રાતનો વખત છતાં બહાર નીકળી પડી હતી. કેટલીક કલ્પાંત કરી મૂકતી હતી. ઘરોમાં રહેલા માણસોના પણ એજ હાલ હતા. દુઃખમાં ડુબી ગયા હોય એવું તેમનાં મો પરથી લાગતું હતું. સ્ત્રીઓનો છાતીફાટ રુદનનો અવાજ ચૌટે અને ચકલે કાને અથડાતો હતો, ગમે તેવા પાષાણ હૃદયના માણસથી પણ આ દેખાવ ખમી શકાય એવો, જોઇ શકાય એવો નહતો. વિજયા એક સ્ત્રી હતી, કોમળ હૃદયની હતી. આ દેખાવ જોઇ તેનું હૃદય ભરાઇ

આવ્યું. તેણે પોતે પણ બધાએ લીધેલા માર્ગ તરફ પ્રયાણ કરવા માંડયું. દિલાસો આપવાને શોભવાનો આ વખત નહોતો.

આખરે લડાઈનાં સ્થાને તે આવી પહોંચી. અસંખ્ય માણુસો ત્યાં તેની પહેલાના આવી લાગ્યા હતા, તેમના શોકનો પાર નહોતો. કોઈનો પુત્ર તો કોઈનો મિત્ર, કોઈનો ભાઈ તો કોઈનો જમાઈ, કોઈનો પતિ તો કોઈનો પિતા લોહીની ચાલેલી નદીમાં સડયા કરતા હતા. કોઈનું કંઇ અંગ તો કોઈનું કંઈ એવું અવ્યવસ્થિત પડયું હતું કે બાકીનો ભાગ મેળવવાનો પ્રયાસ બધાનો નિષ્ફળ જતો હતો. શરીરથી ધડ ચાળીસ કદમ દૂર પણ દેખાતું નહોતું તો કોઈના હાથ પગનાં ઠેકાણાં નહોતાં. વળી કોઇ મરવાની અણી પર હોવાથી અસંખ્ય વેદનાથી ભુમરાણ કરી રહ્યા હતા તો કોઇ ખાલી શ્વાસ ચાલતો જોઇ તેને તરત ઉપાય કરવામાં આવે તો કદાચ બચે એવી સ્થિતિમાં પડયા હતા. આમ તપાસ કરવા નીકળી પડેલા લોકોનાં હાથ, પગ, કપડાં પણ આ સ્થાનમાં આવ્યાથી જાણે ખુન કરી આવ્યાં હોય તે મુજબ લોહીલોહાંણ થઇ ગયાં હતાં. દેખાવ ખરેખર અસહ્ય હતો છતાં ઘરમાં બીજું કોઈ અંતરનું સગું ના હોવાથી અથવા તો પોતાના અંતિમ પ્રેમને લીધે પોતે જે કામ કરી શકશે તેવું બીજું કોઇ નહિ કરે એવા વિચારોથી બિચારી; સ્ત્રીઓને પણ આ રાક્ષસી જગામાં પોતાના વહાલાની શોધ કરવા આવવું પડયું હતું. તેઓનું કલ્પાંત જોતાં અંગનાં રૂવેરૂવાં ઉભાં થઇ જતાં હતાં. આવી સ્થિતિમાં આવેલાં માણસોમાંનો કોઈ પણ પોતાનાં વહાલાંની લાસ શોધવાની ગરબડમાં ગમે તેમ ચાલી શકતો નહોતો કે વર્તન ચલાવી શકતો નહોતો. પોતાને જોઇતો અમુક ભાગ ના જડયો ને બીજી જગાએ શોધ કરવાની ઉતાવળમાં તે ભાગ પડતો મૂકયો ને પાછળથી અવાજ આવતો. "અરે ભાઇ, એ હાથને એમ અફાળતો નહિ. એ હાથની હુંફ જતી રહી પણ એ હૃદયની કોમળતા ભુલાવાની નથી. જો જો, તારે જોઇએ છે તે પેલી તરફ હશે. ધીરે ધીરે જજે હોં, કોઇને ખુંદતો નહિ, ઠોકર મારતો નહિ."

વિજયા એક વીર રજપૂતાણી હતી કામ પડે તો દેશને માટે પોતાનો દેહ અર્પણ કરવા તૈયાર હતી, છતાં આ દેખાવ તેનાથી જોઇ શકાયો નહિ. પોતાનાં અંતરના માણસોના શરીર પણ આ

સ્થાને પડયાં હતાં પરંતુ તેમાંનો કોઇનો ટૂંક મુદતમાં પત્તો લાગે એમ નહોતું. કારણકે રજપૂતોની સંખ્યા જુજ હોવાથી તેઓ મુસલમાન લશ્કરનાં અસંખ્ય મુડદાંઓમાં અટવાઇ ગયા હતા. તે કંઇ કારણસર અત્રે આવી હતી પણ હજી લગણુ કંઇ ફાવટ આવી નહોતી એમ તેના મોં પરથી લાગતું હતું. વિજયા શોકાતુર હતી તેમજ તેનાં મોં પર ક્રોધ પણ અત્યંત હતો. ઔરંગઝેબ આ સ્થિતિનું કારણ હતો. અને તેના પર એનો ગુસ્સો માતો ન હોતો. તે મનમાં ને મનમાં બબડી "અરે, નરપિશાચ, અહિં આવીને જો કે તું માને છે અને ધારે છે તે મુજબ નથી કોઇને અલકુરાનના ફરમાઓની પરવા કે નથી કોઇને મહમદ પેગંબરના ફરમાનની દરકાર. આ હિંદુઓ અને મુસલમાનો એકમેકમાં ભેળા થઇ ગયા છે. નથી તેમને તારી હકૂમતનો ડર કે નથી તારા સૂત્રની કનવાર. તારી તાકાદ હોય તો અહિં આવીને તેમને જુદા કર. ભેટીને સુતા છે, એમનાં લોહી પણ ભળી જઇ આમથી તેમ વહે છે તે છુટું કર. આ પાક અને આ નાપાક એમ જુદું પાડ. તેમને જુદા પાડવાની, પ્રત્યેક માટે જુદો જુદો ઇન્સાફ આપવાની પરમાત્માને ભલામણ કર. ઓ કમઅક્કલના શાહ, અહિં આવ અને જરા નિરીક્ષણ કર. શરીરનાં આ અંગ જેમ એક એકથી છુટાં પડી ગયાં છે તેમ આપણે પણ એકજ કૃતિના જુદાં જુદાં અંગ છીએ. નથી આપણાથી એમ કહેવાવાનું કે આ હાથજ મને પ્રિય છે, પાક છે, માટે બીજા ભાગોનું મારે કામ નથી. તે નાપાક છે માટે કાપી નાંખીશ. તેમજ પરમાત્મા એમ નથી ધારતા કે આ કોમ મને પ્રિય છે, એજ મને ખરા રૂપમાં ઓળખી શકે છે, બીજી કોમો પ્રતિ મને લાગણી નથી, તેનું નિકંદન કાઢનારને સરપાવ આપીશ, સ્વર્ગમાં સ્થાન આપીશ. એટલું યાદ રાખજે કે હાલ તુરત જેટલી જુદાઇ કરવા માગે છે તેટલું તને અને તારા વંશજને પસ્તાવું પડશે. બેની લડાઇમાં ત્રીજો ફાવી જશે."

આમ વિચાર કરતી હતી એટલામાં ઓટલાની બાજુમાં એક અશ્વને ઉભેલો જોયો. અશ્વનો માલિક રજપૂત હતો. માલિક રણમાં પડવાથી ઘોડો તે જગા છોડી જવા માટે રાજી દેખાતો નહોતો. જોતાંજ તે તરફ ચાલી અને સ્વાર થઈ પ્રથમ તો નિમકહલાલ ઘોડાએ ચાલવાની આનાકાની કીધી પણ પછી ધીરે ધીરે ચાલવા માંડ્યું.

મહેલમાં ઔરંગઝેબ તથા આસફખાન એક ગુપ્ત સ્થાનમાં બેસી સંકેત કરતા હતા. તે તેમનાં આચરણ પરથી જણાતું હતું.

ઔ.—આસફખાન, દિલાવરખાને હાથમાં આવેલી બાજી ખોઈ. તમને રજપૂતોએ થાપ આપી તેના કરતાં એને વધારે આપી. તમારૂં તે વખતનું વર્તન સાવ ભૂલભરેલું નહોતું. હવે આ વિજયા પાછી રજપૂતોમાં નિર્ભય પાછી ફરે એ મારાથી સહન થઇ શકે એમ નથી.

આ આપ તેને કોલ આપી ચૂકયા એટલે બીજો ઇલાજ નથી કુરાને શરીફના કસમ તોડવાની કોઇની હિંમત નથી.

ઔ.—તમે પણ ધાર્યા તેટલા હોશિયાર લાગતા નથી. કસમની બાબત નવી નથી. તેમજ તે બાબત મારા મનમાં નહિ હોત તો હું અત્યારેજ એને અહિંથી જવા ના દેત. પરંતુ એની સાથે જે સરત કરી છે તેમાંથીજ ઇલાજ સુઝી આવે એમ છે. વિજયા જોધપુરની રાણી ના હોય એમ મારા મનને સિદ્ધ થાય તોજ હું વચનથી બંધાયેલો છું. એ રાણીજ નહોતી તેની સાબિતી શું?

આ—જહાંપનાહ, તો એજ સમએ એને રોકવાની જરૂર હતી. હવે, તો તે કયાંય જતી રહી હશે

ઔ—ભર સભામાં હું તેને રોકી શકું એમ નહોતું. વળી તે બહુ ચપળ સ્ત્રી હતી. એને કદાચ રાણી નથી એમ સાબિત કરવાનું કહ્યું હોતે તો એ એવો માર્ગ કાઢતે કે પછી આપણને આટલી પણ બારી રહેતે નહિ. આ તો જાણે પાદળથી આપણને ભૂલ જડી આવી હોય તેમ એની પાછળ પડી એને પકડી લાવવી. વળી એ બાબતની ઝાઝી ચર્ચા ના થાય એવા ઉપાય ઓછા નથી. ઔરંગઝેબના મહેલમાં ગુપ્ત સ્થાનની ખોટ નથી, કોઇની પણ નજરે એ સ્ત્રી ના પડે એમ કરવું મુશ્કેલ નથી. કદાચ વાત જાહેરમાં આવશે તો રાણીનું કારણ આગળ કરવું. માટે ચાલો, તૈયાર થાઓ. દુર્ગાદાસ વગેરેએ જે રસ્તો લીધો તેજ રસ્તે વિજયા પણ ગઈ હશે. તેમને તૈયાર રહેવાનું કહી પોતે મહેલના અંદરના ભાગમાં બીજી ગોઠવણ કરવા ગયો.

## પ્રકરણ ૬

### મુસાફર

વિજયા લડાઇની ભૂમિ આગળથી નીકળી ને [illegible] પરથી રજપૂત દેખાતા એવા બે મુસાફરો ત્યાં આવી પહોંચ્યા. લોકોનો જમાવ ત્યાં હજી ઓછો થયો નહોતો. રુદનનો છાતી ફાટે એવો અવાજ હજી કાને અથડાતો હતો, અસહ્ય વેદનાથી પીડાતા વીરોનું કલ્પાંત હજી જારીજ હતું. પરંતુ આ બે મુસાફરમાંના એક પર કોઈ પણ જાતના શોકની છાયા દેખાતી નહોતી. જે વિચારે તે નીકળ્યો હતો. તે ફેરવી ઘર તરફ પ્રયાણ કરવા તેની ઇચ્છા ના થઇ. એનું હૃદય કોમળ બન્યું નહિ. વેરનુંજ આ પરિણામ આવ્યું હતું છતાં વૈરાગ્ય તેનાંમાં પ્રવેશ કરી શક્યો નહિ. વેર લેવાનો વિચાર વધારે દઢીભૂત થયો. તેના રાક્ષસી વિચાર પાછા સતેજ થયા અને જરા પણ દયાની દષ્ટિના ખ્યાલ વગર, જરા પણ થોભ્યા વગર, જરા પણ ગમગીની દાખવ્યા વગર તેણે પ્રયાણ કર્યું. સાથે રહેલા મુસાફરનાં મનમાં એવો વિચાર આવી જશે અને કદાચ તે પાછો ફરવાનો મનસુબો કરશે એ ખ્યાલથી પોતાનો ઘોડો મારી મુકી તેને પણ સાથે રહેવાનું ફરમાન કર્યું. બીજો મુસાફર તેની સત્તા હોય તેમ કહ્યા મુજબજ દોરાવાની તેને ટેવ પડી ગઇ હોય એમ તેની વાતચીત પરથી દેખાતું હતું. ટુંક મુદતમાં તેઓ શહેર બહાર નીકળી પડયા ને મારવાડ તરફનો તેમણે રસ્તો લીધો. અનેક વાર એ બાજુ પર જવાની ટેવ હોય એમ તેમની માર્ગ કાપવાની ચતુરાઇ પરથી જણાતું હતું. રાત્રિનો સમય હતો. કોઇ મુસાફર યા આસપાસના ગામડાં યા શહેરમાં રહેનાર માણસ યા તો ખેતરમાં કામ કરનાર ખેડુત કે મજુર તેમને અત્યારે મળી શકે એમ નહોતું. અમુક જગાએ કયે રસ્તે જવું તે પુછવાનું સાધન નહોતું છતાં પણ આ બન્ને મુસાફરોને પણ ખોટ જણાતી નહોતી. નિર્ભયપણે તેઓ ઘોડા દોડાવ્યા જતા હતા. રાત્રિ અંધારી હતી, કાળી હતી, પાષાણહૃદયના આ બેમાંના એક મુસાફરને અનુકૂળ હતી. આસપાસ આવી રહેલી ગીચ ઝાડી તેને કોઇનું ખુન કરવું હોય તો મદદ આપે એવી હતી. તેમના ઘોડા પણ સારો આરામ લઇને તબેલામાંથી નીકળ્યા હતા. થોડો વખત થોભવાની, વિશ્રામ લેવાની તેને આવશ્યકતા નહોતી. આમ આ બે

મુસાફરોની સ્થિતિ હતી; ત્યારે તેમનાથી થોડેક દૂર માર્ગ કાપનાર એક મુસાફરની સ્થિતિ ન્યારીજ હતી. તેનો ઘોડો આખો દિવસ અથાગ મહેનત કરીને થાકી ગયો હતો. ખુલ્લી હવા હોવા છતાં તેના શરીર પરથી પાણીના રેલા નીગળતા હતા. તેના પર આરૂઢ થયલા મુસાફરની એજ સ્થિતિ હતી. છતાં કર્તવ્ય બજાવ્યા વગર છુટકા નથી એમ સમજી તે અશ્વ અને તેના પર આરૂઢ થનાર, આમ તેમ જોયા વગર આરામની દરકાર કર્યા વગર, ચાલ્યા જતા હતા.

પેલા બે મુસાફર એક ગીચ ઝાડીમાં પેઠા ને કંઈ વસ્તુની શોધમાં આવ્યા હોય તેમ થંભ્યા. દૂરથી તેમને કાને આ શાંતિમાં કંઇક અવાજ સંભળાયો ને તેઓ તે તરફ કુચ કરી ગયા. જે વસ્તુની તેઓ શોધમાં હતા તે બહુ દૂર હોય એમ હવે લાગતું નહોતું અને તેઓએ વધુ વેગથી પ્રયાણ કર્યું. વધુ નજીક આવી પહોંચતાં એક મુસાફર છુટા પડી ગયો અને ઝાડીમાં ભરાઈ ગયો.

આપણા આગળ નીકળી ગયલા મુસાફરને કાને પાછળથી ઝાડીમાંથી કઈ અવાજ થતો સંભળાયો હોય એમ લાગ્યું ને પાછળ જોવાની તેને ફરજ પડી. જોતાંજ ઘોડા પર એક માણસ સવાર થઇ આવતો હોય, તેનેજ મળવા માગતો હોય એમ લાગ્યું. કોણ હશે તે તેને સમજાયું નહિ. કોઇ પણ આવી મળશે એમ તેને ખબર હતી પરંતુ આવનાર મિત્ર હતો કે દુશ્મન તે સમજાયું નહિ. આજરે તેણે ઘોડાની લગામ ખેંચી અને થોડીક વાર તેને તેમજ ઘોડાને વિશ્રાંતિ મળી. એ ઘોડેસ્વાર તે કોઇ નહિ પણ આપણી વિજયા હતી.

પાછળ આવેલો મુસાફર તેના પોષાક પરથી રજપૂત દેખાતો હતો. આવી અંધારી રાતે એક સ્ત્રીને આવા ઘોર જંગલમાં એકલી જોઇ તેની અજાયબી માઈ નહિ.

આવતાંજ તેણે પૂછ્યું. "ઓ વીર બાળા, તું કોણ છે, ક્યાંથી આવી છે, ક્યાં જાય છે, આવી મોડી રાત્રે તું આ જંગલમાં કેમ એકલી પ્રયાણ કરે છે તે તને હરકત ન હોય તો કહે."

વિ.–"હું એક રજપૂતાણી છું; અનાયાસે અહિં આવી પડી છું તથા મારા વતન તરફ જાઉં છું." પ્રશ્ન પૂછનારનો પોષાક રજપુતનો હતો છતાં તે સ્ત્રીને કોણ જાણે કેમ તેના પર વિશ્વાસ આવ્યો નહિ તેથી તેણે પોતાનું નામ ઠામ બરાબર આપ્યું નહિ.

મુસાફર તારૂં નામ શું તેથા તારૂં વતન ક્યાં છે તે હરકત ના હોય તો જણાવ.

વિ. હું તમને ઓળખતી નથી તેથી તમને મારૂં નામ ઠામ હાલ તુરત ના જણાવું તે ખોટું લાગાડશો નહિ. મારે માથે આપત્તિ આવી પડવાનો મને ભય રહે છે. અને જ્યાં સુધી મિત્રની હદમાં હું પહોંચું નહિ ત્યાં સુધી કંઇ પણ ખુલાસો કરવા માંગતી નથી. તમે પણ રજપૂત દેખાઓ છો, તમારે પણ આ તરફજ જવું હોય તો ચાલો આપણા બનેનો રસ્તો ઝડપથી કપાશે. સુર્યોદય થવા માંડયો છે. અને આપણે કોઇ શહેરમાં ટુંક વખતમાં દાખલ થઇ શકીશું, વીસામો લઇ શકીશું.

દ.—મારે એ તરફ જવાનું નથી, મારે દિલ્હી તરફ જવાનું છે, ઘોડાનાં પગલાંનો અવાજ સાંભળી કોણ હશે તે જાણવાની ઇચ્છા થઇ. હું જાસૂસ છું તથા કંઇ બાતમી મેળવવા નીકળી પડયો છું. તમારૂં નામ ઠામ જાણી હું મારે રસ્તે પડીશ.

વિ.-હું પણ જાસુસી કામ માટેજ નીકળી પડી છું. મારી ઓળખ હું આપી શકું એમ નથી. માટે મને માફ કરો એમ કહી તેણે ઘોડો ચલાવવા માંડયો. મુસાફરની સ્થિતિ કફોડી થઇ પડી. સ્ત્રી કંઇ તેનાથી ઉતરે એમ નહોતી તે તેને સાફ જણાઇ આવ્યું. સ્ત્રીના માર્ગમાં આવી તે ઉભો અને બોલ્યો "સબુર તમારૂં નામઠામ જણાવશો નહિ ત્યાંસુધી તમને જવા દેવામાં આવશે નહિ. તમે મિત્ર છો કે દુશ્મન છો તે જાણવાની જરૂર છે તથા તમારી ઓળખ મળ્યાથી તમને કોના તરફથી શું કામ સોંપવામાં આવ્યું છે તે મને સમજ પડે. વિજયાનાં મનમાં શંકા મૂળથી હતી તે દૂર થઇ.

"આસફખાનજી, બધી ચાલાકી જવા દો. તમારો પોષાક ભલે તમારૂં ખરૂં સ્વરૂપ ના દેખાડવા પ્રયત્ન કરતો હોય પરંતુ એક મુખ જોયું હોય તે હું વીસરી જતી નથી. તેમજ દરબારમાં થોડીજ વખત પર તમે કરેલા ભાષણને લીધે તમારો અવાજ હજી મારા કાન સાથે અથડાય છે. તમારૂં જાસૂસી કામ મારા લક્ષ બહાર નથી તેમજ મેં મારૂં કામ કેવી રીતે બજાવ્યું તેનો ખ્યાલ ખુદ ઔરંગઝેબ જિંદગી સુધી વીસરવાનો નથી તો પછી તમારો તો શો ભાર? રણમાં તો બહાદૂરી પૂરી બતાવી ચૂક્યા, હવે જાસૂસી કરવાની બાકી રહે છે તો ચાલો તૈયાર થાઓ. તમારા બીજા કામને અંગે દરબાર ભરવા

વરમાળા પહેરાવવા ઔરંગઝેબ રાહ જોતો હશે. રજપૂતોની સામે શૂર બતાવાયું નથી તો એક સ્ત્રી સામે શૂર બતાવી તમારૂં નામ અમર કરો. ઇતિહાસકારો પણ ઔરંગઝેબના આસફખાન જેવા મોટા સરદારો વગર વાંકે એક નિરપરાધી બાળા સાથ લડાઈ કરી તેને મહાત કરી તેની વાહવાહ કરશે. કદાચ તમે મહાત થયા તો તમારૂં શરીર સંભાળીને તમારા બાળ બચ્ચાંઓને મોકલી દેશો, તથા તમારો શિરપેચ સાથેનો ફેંટો દરબાર ભરાયો હશે તે વખતે બાદશાહને મોકલી આપીશ. ઔરંગઝેબ પોતાનો કોલ કેવી રીતે પૂરો પાડે છે, કુરાન પર તેને કેટલી શ્રદ્ધા છે તેની ખુદ મુસલમાનોને કાઝીઓને પછી શંકા રહેશે નહિ. હું પડું તો મારા મૃત શરીરને તમારા કાયર હાથ અડકાડી ભ્રષ્ટ કરશો નહિ. સ્ત્રી ઉપર ઘા કરવાને તૈયાર થયલા કાયર પુરુષના હસ્તસ્પર્શ કરતાં કાગડા અને ગીધ મારા શરીરને અસ્તવ્યસ્ત કરી નાખશે તે હું સાંખી શકીશ. પરંતુ મારો એ સંદેશો તમારા બાદશાહને કહેજો કે જો એક રજપૂત વીરાંગના તારા જેવાને થાપ આપી તારા સરદારોની આંખમાં ધુળ ઘાલી તેના મનની ધારણા પાર પાડી ગઇ તો મારી એકલીનાં બળિદાનથી સંતોષ માની આખી રજપૂત કોમના વીરોને જગાડવાનો, સૂતેલા સિંહોને ઉઠાડવાનો ખ્યાલ મનથાંથી કાઢી નાંખજે, રાણી તથા તેના પુત્રને પોતાના તાબામાં લેવાના વિચાર આ રાણીના મૃત્યુથી માંડી વાળજે."

આ—શું ત્યારે તમે રાણીજ છો ?

ઝાડીમાં પણ ચેતન આવ્યું હોય તેમ આ છેલ્લા વાક્યથી સણુસણાટ થયો. બીજું કોઇ માણસ છુપાઇ રહ્યું હશે એમ વિજયાને શંકા થઇ પણ તેને હવે કોઈ જાતનો ડર રહ્યો હતો નહિ.

વિ.—આસફખાન, હવે તમને અથવા તમારા બાદશાહને હું કોણ છું તેની ખબર પડે તેની મને પરવા નથી. હું રાણી છું પણ રાણી નથી. જે વીરના હૃદયમાં હું બિરાજું છું, જેની હું રાણી છું તેની વીરતાનો, બુદ્ધિનો તમને, તમારા બાદશાહને તથા દરબારમાં બિરાજેલા અમીર ઉમરાવોને પૂરો પાઠ મળ્યો છે. તેનીજ બુદ્ધિના પરિણામે તમારૂં આવું મોટું લશ્કર હોવા છતાં તમારી આંખમાં ધુળ નાંખી રાણી તથા કુંવર સટકી ગયાં, તેનીજ અક્કલ હોશિયારીને લીધે મને રાણી સમજી તમે ભોળવાયા, અને તમારા બાદશાહે રાણી તથા કુંવર કેદ થયાં સમજી દરબાર ભરી પોતાની અક્કલનો ખ્યાલ કરાવ્યો. દિલાવરખાન તથા કમરૂદ્દાનને જે શિક્ષા કરી તે શિક્ષાને યોગ્ય તમારે

બાદશાહ પોતેજ છે. એ બે જણુ કરતાં કોઇ રીતે વધુ હોશિયારી તેણે બતાવી નથી. હું કોણુ છું, મારા હાથમાં શું છે તેની તપાસ કર્યા વગર દિલાવરખાન તથા કમરૂદ્દીનને સરપાવ આપવા રાતોરાત દરબાર ભરવાની અક્કલ દોડાવનાર ઓછો શિક્ષાને પાત્ર નથી. રજપૂતો દરબારમાંથી પણુ લઇને નીકળ્યા હતા. રજપૂતો તેમનું વચન પાળવામાં બાદશાહ કરતાં ઘણા ચઢીઆતા છે તેનો અનુભવ બાદશાહને આજે પહેલી વાર થયો એમ નથી. અને તેથીજ હજી પણુ તમારા બાદશાહને રાણી તથા કુંવરનો ખ્યાલ છોડવાનું કહેવડાવું છું. રજપૂતો બાદશાહના ડરાવ્યા એમ ડરવાના નથી.

વિજય વધુ બોલી જાણી જોઇ વખતનો વ્યય કરવા માગતી નહોતી. રહવાર પૂરેપૂરી પડી એવો ભાસ શહેર કરતાં જંગલમાં વહેલો થાય. અત્રે પણુ એવોજ ભાસ થયો અને વિજયાને લડવાની હવે પૂરેપૂરી ફાવટ આવશે એમ ખાત્રી થઈ. ઝાડીમાં સંતાઇ રહેલા મુસાફરની ધીરજ ખુટી ગઇ. આસફખાને આટલી બધી ઢીલ કરી તે તેને પસંદ પડયું નહિ. વિજયા ખુદ દુર્ગાદાસની સ્ત્રી છે એમ જાણી તેનો અચંબો માયો નહિ. તેને જતી કરી એ એક ગંભીર ભુલ થઈ એમ તેનાં મનમાં સાલ્યાં કીધું. વિજયા તથા આસફખાન જયાં ઉભાં હતાં ત્યાં તરત જઇ પહોંચવાનો વિચાર તે રોકી શકયો નહિ, એક પળનો વિલંબ તેનાથી ખમી શકાયો નહિ અને તે ત્યાંથી ઉપડયો.

આસ.—શું ત્યારે તમે દુર્ગાદાસની સ્ત્રી છો? તમે બીજી દિશા તરફ જવાનો મનસુબો છોડી દો અને મારી સાથે ચાલો. બાદશાહના મહેલમાં જેવું સ્થાન તમને મળી શકશે તેવું દુર્ગાદાસ સો ભવે પણુ તમને આપી શકશે નહિ.

વિ.-તમારા બાદશાહની જહાંગીરી જહાનમમાં જાઓ એ મહેલના કુડકપટ, કાવાદાવા તમનેજ મુબારક. એ બાદશાહતને હું લાત મારૂં છું. અમને અમારી ફકીરીજ પસંદ છે. તેમજ હવે વધુ બકવાટ ના કરતાં લડવાને તૈયાર થાઓ. તમારી શિખામણુ મારે જોઇતી નથી. આ તમારા બાદશાહ આવે છે તેનેજ શિખામણુ આપ્યાં કરજો એટલે બસ. એક સ્ત્રી સાથે લડવાને ઔરંગઝેબ તથા આસફખાન બે જણુને મેદાન પડતું પડયું એ વાત જયારે બહાર આવશે ત્યારે તમને બન્નેને સરપાવ આપવાને તમે ભર્યો તે કરતાં ભવ્ય દરબાર ભરવો પડશે. પણુ એટલું યાદ

રાખજો કે વિજયા જીવતી તો તમારા હાથમાં આવવાનીજ નથી. માટે ચાલો તૈયાર થાઓ એમ કહી તેણે તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને આમતેમ પટા ફેરવવા માંડયા.

ઔરંગઝેબ તથા આસફખાન એકએકની સામું જોઇ રહ્યા. વિજયાને જતી કરવી એ વિચાર તો ઔરંગઝેબને આવ્યોજ નહિ. તેનું વિજયાએ અપમાન કરવાનું બાકી નહોતું રાખ્યું તેમજ દુર્ગાદાસનુંજ આ બધું કારસ્થાન છે એમ જણાવા છતાં તેની આને જીવતી છોડે એવો ઔરંગઝેબ ઘેલો નહોતો. બીજો કંઇ ઇલાજ ના હોવાથી તેણે તલવાર કાઢી. આસફખાને પણ ન છુટકે તેમજ કર્યું.

આસફખાન એક મુસલમાન હતો, ઔરંગઝેબના લશ્કરની ટુકડીનો એક વડો હતો. અનેક લડાઇમાં તેણે ઔરંગઝેબની જોડે ભાગ લીધો હતો છતાં તેનું હૃદય કોમળ હતું. ઔરંગઝેબની નીતિ રીતિ તેને પસંદ પડતી નહોતી પણ બાદશાહને કંઇ પણ કહેવાની તેનામાં શક્તિ નહોતી. ખુદ જસવંતસિંહની સરદારી હેઠળ આસફખાને ઘણી લડાઇઓમાં ભાગ લીધો હતો. રજપુતોના સહવાસમાં તે બહુ સારી રીતે આવ્યો હતો અને તેથી આ વીર જાતની જોડે વગર કારણે દુશ્મનાવટ કરવી તે તેને જરા પણ પસંદ હતું નહિ. વિજયાને કહેલા શબ્દોની પણ તેના પર અસર થઇ હતી. એક સ્ત્રી સાથે લડી બહાદુરી બતાવવી તેને જરા પણ ઠીક લાગ્યુ નહિ પરંતુ ઔરંગઝેબે તલવાર કાઢી એટલે તેને પોતનો બીજો આરો રહ્યો નહિ.

ઔરંગઝેબને આશાનો જરાક અંશ મનમાં રહી ગયો હતો. તે ધારતો હતો કે અમને તલવાર કાઢતાં જોઇ વિજયા આ હેતુથી ડરી જશે તથા અમારે શરણે આવશે પરંતુ તેની એ આશા સફળ થઇ નહિ. રજપુતાણી તેના સંકલ્પમાં દ્રઢ હતી અને જે ભારે કામ તેણે માથે ઉપાડયું હતું તે પોતનું માથુ મૂકીને અને પ્રથમથી પૂરો વિચાર કરીનેજ લીધું હતું. દરબારમાંથીજ ને છટકવા [illegible]મી તે તેને એક પુનર્જન્મ જેવું લાગતું હતું. ઔરંગઝેબે આખરે જોયું કે વિજયા તો લડવાને માટે બહુ ઈંતેજાર હતી ત્યારે તેણે આસફખાનને તેની સામે થવાને ફરમાન આ[illegible].

આસફખાને લડવું શરૂ કર્યું. પરંતુ કોઇ જાતે [illegible] લાગતો ન હતો કારણકે તેને એક આવી સ્ત્રી સાથે [illegible]

પડયું નહિ. વળી ઔરંગઝેબે પણ તેને આગળથી સૂચના કરી હતી કે લડવાનો આખરે પ્રસંગ આવે તો માત્ર બચાવવાને ખાતર જે કંઇ કરવું પડે તેથી વિશેષ કરવું નહીં અને વિજયા આખરે થાકીને યા તો ઘાયલ થઇને જીવતી હાથમાં આવે એવીજ રીતે તેની સામા થવું. શાહના આ વિચાર લાંબો વખત ટકી શકયા નહિ કારણ કે વિજયા એક શૂર રજપુતાણી હતી. આસફખાનની નરમાસનો તેણે પૂરેપૂરો લાભ લીધો અને આસફખાનને બેચાર સખત ઘા કર્યો.

ઔરંગઝેબ આ દેખાવ સહન કરી શકયો નહિ. તે અકળાયો પણ વિજયાને મુકીને પાછા ફરવું એ હવે બની શકે તેમ નહોતું. વળી વિજયા પણ કંઇ કાચીપોચી નહોતી. તેણે પણ જીવતા ન પકડાવાનોજ સંકલ્પ કીધો હતો. એટલે જીવતા કેદ થવા કરતાં તે પોતાને હાથેજ પોતાનો પ્રાણ લે તો બાદશાહનું કંઇ ચાલે એમ નહોતું. આ વિચાર પણ ઔરંગઝેબના મનમાં હવે આવ્યો ને તેણે આસફખાનને હાથ પૂરો બતાવવા સૂચવ્યું.

આસફખાન પણ પોતાને થયલા સખત ઘાથી પીડાતો, અકળાતો વિજયા પર તુટી પડયો. રજપુતાણી થાકેલી છતાં પ્રભુ પર વિશ્વાસ રાખી ડગી નહિ, હિંમત હારી નહિ. લડાઇ પૂર જોસમાં ચાલી. વિજયા સખત ઘાયલ થઇ, આસફખાન પણ ઠીક રંગાયો ને આ લડાઇની બાજી બદલાઇ. જેને રામ રાખે તેને કોણ ચાખે? વિજયા આશા તદ્દન મૂકી દઇ પોતાનો પ્રાણ લેવાની તૈયારીમાંજ હતી ને ઝાડીમાંથી "સબૂર સબુર" અવાજ સંભળાતાં ત્રણે જણની ઝાડી તરફ નજર ગઇ. નજર થતાંજ એક બાળયોગી તે ત્રણ જણની સમક્ષ ખડો થઈ ગયો.

## પ્રકરણ ૭

### બાળયોગી.

આ યોગીનો ચહેરો બહુ ભવ્ય હતો શરીર બહુ ગોરું હોવાથી આમ એકાએક દોટ મૂકી ચાલ્યો આવ્યો તેથી તેના મોં પર લાલાશ તરી આવી હતી. તે પોતાનાં તપ મહાકષ્ટ વેઠી આદરી બેઠો હોય તેમજ ખાધાપીધાની એ જરા પણ કનવાર ના કરતો હોય, જે મળ્યું, જ્યારે મળ્યું ત્યારે ખાઇ લેવું એવા વિચારનો હોય એમ એના શરીરના બાંધા પરથી લાગતું નહતું. પરંતુ તેના શરીરનો બાંધો પોતાના

સદાચરણમાંજ વિશ્વાસ રાખનાર પ્રત્યેક કામમાં પ્રભુનોજ હાથ છે એમ સમજી પોતાના કર્તવ્યમાં મચી રહેનાર, બાંધે કાના, ઠીંગણો યુવકનો દેખાવ હતો. આરામ ભોગવનાર ... ના જેવું ... પેટ મોટું હતું પરંતુ કસરતનો અભ્યાસ હોય, ... ર બેસવાની તેને હમેશની ટેવ હોય તે મુજબ કમર અને વાંસા સાથે તે ઓતપ્રોત થઇ મળી ગયું હતું. તેના બહારના દેખાવમાં ... બીજી રીતે યોગીના લક્ષણ યા ચિન્હ દેખાતાં નહોતાં. હાથમાં કમંડળને બદલે એક તલવાર હતી. બાજા હાથમાં ... નાની પીસ્તોલ હતી તેને આ સ્થલે આવવામાં પણ કદાચ પણ વિલંબ થાય અને આધેથી છેવટનો એક પાસો ફેંકવાની જરૂર પડે એમ સમજી તેણે પોતાની તૈયાર ભરી રાખી હતી. ભસ્મ, ત્રિપુંડ, વગેરે કંઇ તેના શરીરના કોઇ ભાગમાં અત્યારે નજરે નહોતાં પડતાં. ટુંકમાં ... યુવકના દેખાવ ... જોગી જેવોજ દેખાતો હતો અને તેણે પહેરેલાં ગેરૂ રંગના ... સિવાય તેના શરીર પર એક પણ વસ્તુ તેના જોગીપણાને સાબિત કરવા સમર્થ નહોતી.

યોગીએ આવતાં વારનેજ ચકમકથી સળગાવેલ કાથાની દોરી રસ્તા પર ફેંકી દીધી અને ઔરંગઝેબ ... આસફખાન તરફ કરડી નજર નાંખી ઔરંગઝેબને ઉદ્દેશીને કહ્યું "શાબાસ ઔરંગઝેબ શાબાસ, સુલતાન, આલમગીર, શાબાસ, એક વીર અબળા જોડે લડવામાંજ સલ્તનતની મોટાઇ આવી ગઇ હોય તો એટલેથીજ અટકવા જરૂર નથી. હજી તો ઘણીએ રજપુતાણી તમારી મોટાઇ વધારવાના વિચારને અનુમોદન આપી શકે એમ છે. ... દ્વંદ્વયુદ્ધનો કંઈ અભ્યાસી નથી. તારે તો ... કે બળ વાપરી એક જણ પર પાંચ પચાસ તુટી પડી કાર્ય કેમ સાધવું એ ... છે તો આટલી પણ નરમાસ વાપરવાની જરૂર કેમ વિચારી તે હું સમજી શકતો નથી. એક રજપૂત વાર અબળાની જોડે લડવાને સલતનતના મોટામાં મોટા સરદાર તથા ખુદ સુલતાનને બે જણને મેદાન પડવું પડે તો એક રજપૂત વીર જોડે લડવાને કેટલા માણસની જરૂર પડશે તેનું પ્રમાણ માંડવાની જરૂર છે. આસફખાનજી તમારા જેવા સરદારો જ્યારે સુલતાનને ખરી સલાહ આપી આડે માર્ગે દોરવનાર નહિ અટકે તો પછી સલ્તનતનાં ભવિષ્યનું શું થશે તેનો કંઇ વિચાર કર્યો ? અનેક લડાઇમાં રજપૂતોની સરદારી નીચે તમે સલ્તનતના દુશ્મનો સામે પરાક્રમ બતાવ્યું છે, અનેક પ્રસંગમાં

રજપૂતની વીરતા, ઉદારતાનો પાઠ તમે ભણ્યા છો છતાં તમે પણ એક પૂતળાંની માફક સુલતાનની આજ્ઞાનો વિચાર પણ ના કરતાં એક રજપૂત બાળા જોડે મેદાન પડયા છો એ કંઇ ઓછું શોચનીય નથી. નોકરીને છેક ગુલામગીરીમાં બેસાડતા તમારા જેવા મુસલમાન વીરો નહિ સમજે તો આવા દયાહીન; સમજહીન પોતાનાજ સ્વાર્થમાં મચી અને પચી રહેલાને સ્વાર્થ અને કપટ અને કાવાદાવા કરનારા અંધ બાદશાહોને કુવામાં પડતા કોણ અટકાવશે ?

ઔરંગઝેબ—અરે જોગટા, તું કોણ છે અને આટલી બધી લવારી કેમ કરે છે ? તને ખબર છે કે તું કોની આગળ ઉભો છે ?

યોગી—આટલું આટલું કહ્યું છતાં કોના આગળ ઉભો છું તેની મને ખબર નથી એમ કહેનારને શું ઉપમા આપવી તે હું સમજી શકતો નથી. એક ઇસારત માત્ર કરતાં લાખો માણસનું લશ્કર ઉભું થઇ શકે એવા સ્થાનમાં ખુદ કાળનાં મોંમાં જવાનું છે એમ સમજવા છતાં, તારા આમંત્રણને ખાતર આવી, ભર દરબારમાં, તારી આંખમાં ધુળ નાખી તારી આશ કે ત્રાસની જરા પણ પરવા ના કરતાં, તારી માંગણીનો તિરસ્કાર કરી ચાલી જનાર વીર રજપૂતો ના ડર્યાં તો મારે ડરવાનું શું કારણ છે ? અત્રે તારા હુકમ સાંભળનાર આસફખાન સિવાય બીજો કોઇ છે નહિ અને મારી સત્તા કેટલી છે તે જોવાની તારી તીવ્ર ઇચ્છા હોય તો તે પૂરી પાડવા તૈયાર છું. પણ હિંદુઓ એવા નમાલા નથી થઇ ગયા કે એક માણસ સામે લડવાને પચાસ માણસને ભેગા કરે. જે સલ્તનત મેળવવાને આટલી આટલી મહેનત ઉઠાવવી પડી, અનેક પ્રપંચ કરવા પડ્યા, તે ભોગવવાની ઇચ્છા હોય તો મારી સરત કબુલ રાખી રસ્તે પડવામાંજ સાર છે અને તેમ નહિ તો તૈયાર આ તલવાર છે.

ઔ.—તું કોણ છે તે તેં મને હજી જણાવ્યું નથી.

યોગી—હું એક યોગી છું.

ઔ.—યોગીના હાથમાં તો કમંડળ, ગળામાં રુદ્રાક્ષની માળા. કાનમાં કુંડળ, કપાળમાં અને આખે શરીરે ભસ્મ એવુંજ શોભે.

યોગી—વાત તો ખરી છે. અત્યારે તું શું બોલે છે તેનો તને ખ્યાલ નથી. યોગીઓને તલવાર લઇને ફરવું પડે છે એજ તારા રાજ્યની ખુબી છે. ઇશ્વરસ્તવનમાં આનંદ માનનારા, એકાંતમાં રહેનારા, જે મળ્યું તે ખાઇપીને સુઇ રહેનારા વનમાં રખડતા યોગીનુ સુખ

પણ તું સાંખી શકતો નથી. તારા લોભની પરિસીમાંજ નથી. હવે વધુ તકરાર કરવાની જરૂર નથી. જોઇએ તો સરત કબુલ કર કે જોઇએ તો લડવાને તૈયાર થા. પણ એટલું જરૂર યાદ રાખજે કે આપણા બન્નેનાં દ્વંદ્વયુદ્ધના પરિણામ પરજ તારી સલ્તનતનો આધાર છે. આસફખાન જોડે લડવાનું કામ તો આ વીર બાળાજ કરશે. અબળા સાથે લડનારની જોડે હું લડતો નથી ને લડવા માગતો પણ નથી.

સરદાર આસફખાનજી એક વીર મુસલમાન હતો, મૂળથીજ વિજયા સાથે લડવામાં રાજી નહોતો. તે બિચારો તો નીચુંજ જોઇ રહ્યો. ઔરંગઝેબને કંઇ પણ સૂચના કરવાની તેની છાતી ચાલી નહિ. બાકી આ લડાઇનો જલદી અંત આવે એમ તેની ઇચ્છા હતી.

ઔ—તારી શું સરત છે ?

યોગી—તમારે બન્નેએ તમારી તલવાર અમને હવાલે કરી દેવી તેમજ તારી તલવાર દેખાડનારને ભવિષ્યમાં અભયદાન આપવું.

એટલે ? ઔરંગઝેબે ભ્રુકુટિ ચઢાવીને કહ્યું.

યોગી—એટલે એજ. અબળા સાથે લડવાનું પ્રાયશ્ચિત, તેમજ સલ્તનત બચાવવાનો એકજ ઇલાજ.

ઔ.—આલમગીર કોઈ જોડે લડતાં ડરતો નથી.

યો.—તો હું મર્યો કે માર્યો વગર પાછો હઠતો નથી.

ઔ.—તમે તમારે રસ્તે પડો, અમે દિલ્હી પ્રયાણ કરીશું.

યો.—ઔરંગઝેબના કોલનો અમને વિશ્વાસ નથી તેમજ જ્યાં સુધી મારો હાથ ઉપર છે ત્યાં સુધી છુટછાટ મૂકવા હું તૈયાર નથી.

ઔ.—ઠીક છે. બીજે કોઇ પ્રસંગે તને તેમજ રજપૂત કોમને મારો હાથ બતાવી આપીશ તેમજ તારાથી ડરીને નહિ પણ આ બાળાની બહાદૂરી ખાતર મારી તથા આસફખાનની તલવાર તમને સોંપી દઉં છું. બાર કલાકથી વધુ તમારા બેમાંના એકને પણ મારી હદમાં કોઇ પણ મારો માણસ જોશે તો તમને પકડશે.

ઔરંગઝેબે તેમજ આસફખાને પોતાની તલવાર મૂકી દીધી. યોગીએ તો ઔરંગઝેબવાળીજ તલવાર લઇ લીધી તથા બીજી તલવાર લઈ લેવાને વિજયાને સૂચના કીધી. એ તલવાર તમેજ લઇ લો, મારે લઇ લેવી ઉચિત નથી. આસફખાનજી, બાદશાહની દરેક આજ્ઞા પાળતા પહેલાં સાગનસ્સાનો વિવેક હવે પછી ભૂલી જશો નહિ તો મારા કહેવાની તમારા હૃદયપર અસર થઇ એમ માનીશ. બાકી યથા રાજા

ચયાથી વંશના વંશ ઉખડી ગયા છે. મુસલમાન રાજા હિંદમાં જે ઉતરી આવ્યા તેમાંના કેટલાકે ઝનૂનમાં અનેક નિર્દોષ સ્ત્રી પુરૂષોના જાન એ ઝનૂનને અંગે લીધા છે. એકની ઝનૂન બીજાને મારી મચડી મુસલમાન કરવામાં સમાઇ રહી છે તો બીજાની પણ પોતાનું રક્ષણ કરવામાં, પોતાનાં ધર્મને વળગી રહેવામાં, પોતાનુંજ સાચવી રાખવામાં, તેમાં હરકત આવતાં તેની વિરૂદ્ધ થતાં પોતાના પ્રાણની આહૂતિ આપી પોતાનો નેક, ટેક, ધર્મ કોઇ પણ રીતે પાળવામાં -હી છે.

ભારતવર્ષના ઇતિહાસમાં આવી અનેક લડાઇઓ થઇ છે. ભારતવર્ષના મુસલમીન રાજાઓ તરફથી હિંદુ ધર્મને નષ્ટ કરવાનો પ્રયાસ મે... ...ના પર આ છેલ્લામાં છેલ્લો હતો. અન્ય મુસલમીન પાદશાહોન જે હિંદુ ઝનૂન સામે થવાનું હતું તેનાં પ્રમાણમાં ઔરંગઝેબનું કામ ઓછું દુર્ઘટ હતું. અકબરની રાજ્યનીતિએ મેવાડ સિવાય અન્ય રજવાડાના હિંદુ ધર્મના આચાર તેમજ વિચાર શિથિલ કરી નાંખ્યા હતા. ગર્વી મેવાડ પણ અકબરના પુત્ર જહાંગીર અને પૌત્ર શાહજહાનના સમયમાં રાણા પ્રતાપના જેટલું દ્દઢ અને અચળ રહી શકયું નહોતું. જહાંગીર અને શાહજહાન અકબરના પ્રમાણમાં રાજ્યનીતિમાં ઓછા પ્રવીણ હતા. લહેરી જહાંગીરે અને કળાકૌશલ્યના ઉત્તેજક, નવી નવી તરેહના રાજમહેલ બાંધનાર, તાજમહેલના ઉત્પાદક શાહજહાને અકબરની રાજ્યનીતિને વળગી રહેવામાં પોતાનું ડહાપણ માન્યું એ બન્ને બાદશાહો હિંદુ ધર્મ તરફ તેમજ અન્ય ધર્મો પ્રત્યે ઔરંગઝેબના શબ્દોમાં કહીએ તો શિથિલ રહ્યા જહાંગીર ક્રસુખ્રિસ્તને પણ માનતો હતો એ ઇતિહાસના ... ...ણ બહાર નહિ હોય. ઔરંગઝેબ એક ચુસ્ત મુસલમાન હતો અકબરની ધર્મનીતિ, રાજ્યનીતિ એને ઢીલી પો... ...ની હતી. મહમદ ગીઝની, શાહબુદ્દીન ઘોરી, અલા દ્દીન ખિલજી, તૈમુર લેનની રાજ્ય...તિ એને વધારે પસંદ હતી. હિંદુ ધર્મને નષ્ટ કરવા... એ ધર્મ સમજતો હતો. એ મહાન ઔરંગઝેબ પણ અકબરના રાજ્યનીતિને વળગી રહ્યો હોત હિંદુઓને પોતાના રાજ્યમાં ઉંચા હોદ્દા આપ્યા હોત, હિંદુ રાજાઓને બરાબર રાજી રાખ્યા હોત ...ના ... કરી લીધા હોત તો હિંદુ ધર્મનું નામ ઠામ ધારે ... ભૂંસાઇ ગયું હોત અને હિંદુ ધર્મના દુર્ભાગ્યે ઇતિહાસ કંઇ જુદોજ લખાયો હોત. ઔરંગઝેબ, જહાંગીર અને શાહજહાન કરતાં બુદ્ધિમાં, નીતિમાં ચઢીઆતો હતો. તે બહુ સ... હતો ... શોખ,

ાદ્યપા નો શોખીન નહોતો. રાજ્યનાં ખાસ પ્રસંગ વગર મયૂરાસન ર બિરાજતો નહિ, ઠાઠ અને દમામથી ફરતો નહિ. રાજ મેળવવામાં ના ત્રણ ઉદ્દેશ હતા. (૧) રાજ્યના અમીર ઉમરાવોની નીતિ સુધારવી. (૨) હિંદુઓને અકબર, જહાંગીર તથા શાહજહાનના સમયમાં મળેલી ઉંચી પદવીઓ તેમની પાસેથી ખુંચવી લેવી તથા તેમને નીચા સ્થાનમાં લાવવા. (૩) દક્ષિણ હિંદુસ્થાનનાં બે શીઆ મુસલમીન રાજ્યને કચડી નાંખવા.

મુસલમાન ધર્મનો ફેલાવો વિશેષ થાય એ ઉદ્દેશથી અનેક લડાઇ તેણે વહોરી લીધી હતી, રાજ્યલોભ એ એનો ખાસ ઉદ્દેશ નહોતો. દિવસમાં નક્કી કરેલા પ્રત્યેક પ્રસંગ પર તે બંદગી કરતો અને શુક્રવારે જુમામસીદમાં પ્રાર્થના કરતો. રમજાન મહિનામાં તે અપવાસ કરતો કેટલીક વાર આખો મહિનો તે માત્ર બાજરીની રોટલી ખાતો, માત્ર પાણી પી રહેતો તથા ઓઢવાને માટે વ્યાઘ્રચર્મ વાપરતો. મહમદ પેગંબરના ફરમાનને માન આપી આરામને પ્રસંગે તે ટોપી બનાવતો. કુરાન એને મોંઢે હતું. નીતિના પાઠો તે કંઠે રાખતો. તે ઉત્તમ લહીઓ હતો. પોતાને હાથે તેની બે નકલ કરી તેણે મક્કા અને મદીના મોકલી હતી. તે કુરાનની નકલો વેચતો કેમકે આળસમાં પડી કોઇની મહેનતથી ખાવું તેને એ પાપ સમજતો હતો.

તે ઉપરાંત નિયમસર તે ન્યાય આપવા બેસતો. કોઇને પણ તે સમયે કંઇ કહેવું હોય તે પૂરૂં સાંભળતો. તે સમયે વચ્ચે બોલવાનો કોઇને અધિકાર નહોતો. ખુશામદ તેને પસંદ નહોતી. કવિઓ અસત્યને સત્ય કરી બતાવે છે માટે કવિ તરફ તેને પ્રેમ નહોતો સંગીત ને નાચ ગનો તેને શોખ નહોતો. રાજ્યમાં અરજીઓ આવતી તેના જવાબ પોતાને હાથેજ લખતો.

દારા, શુજા અને મુરાદની કતલ કરનારને ધર્મરૂપી દંભ બતાવ્યા વિના આરો નહોતો અને એ દંભથી એ સાવ અંધ બની ગયો. રાજ્ય મેળવવામાં જે જે પ્રપંચ, યુક્તિ અને છળ તેણે વાપર્યાં, પોતાના ભાઇઓના સરદારોને કોઇને કળથી તો કોઇને બળથી વશ કરી લીધા એ અનુભવે તેને વહેમી બનાવ્યો અને મોટામાં મોટા ઉમરાવ કે વજીરનો તે વિશ્વાસ કરતો નહિ. વગેરે કારણે એવા અમલદારો તે અદલબદલી કરતો. આથી કરીને

મોટામાં મોટા અમલદારોને, મુસલમીન અને રજપૂત સરદારોને ઔરંગઝેબ માટે પ્રેમ નહોતો. લહેરી, ખુશામતીઆ, અને શોખીલા જહાંગીર અને શાહજહાનના વખતના અમલદારોને ઔરંગઝેબ અપ્રિય થઈ પડયો હતો. તેનું નીતિનું શિક્ષણ, તેનું નીતિનું પ્રમાણ તેમને પસંદ નહોતું. માત્ર રડયાખડયા ખરા મુસલમાનોજ એની વાહવાહ બોલતા હતા.

સ્પેઇનના બીજા ફિલિપ કરતાં તે વધુ બુદ્ધિશાળી અને રાજ્ય-નીતિમાં વધારે કુશળ હતો. સ્પેઇનનાં અને હિંદના વાતાવરણમાં પણ ફેરફાર હતો. ઔરંગઝેબની સ્વતંત્ર, નિરંકુશ રાષ્ટ્રીય સત્તા વિરુદ્ધ હિંદમાં કોઇ પણ થ ા માગતું નહોતું. તેમજ કોઈ પણ નવા ધર્મની સામું તેને ફિલિપની માફક બંડ ઉઠાવવાનુ નહોતું ઔરંગઝેબની ઝુંબેશ પ્રાચીન હિંદુ ધર્મ તેમજ શીઆ મુસલમાન વિરુદ્ધ હતી. તે ડાહ્યો અને રાજ્યનિપુણ હોત તો અકબરની રાજ્યનીતિ ગ્રહણ કરી, તેની ધર્મનીતિને પગલે ચાલી લોકોના મન હરી લઇને પોતાનો ધર્મનો વાવટો ઉડાડી શકતે અને મુસલમીન ધર્મનો પાયો મજબૂત કરતે પણ તે નીતિ એને પસંદ પડી નહિ. તેણે એને હિંદુ ધર્મનો નાશ કરવાને બદલે પોતાને હાથેજ તેનો પાયો મજબુત કર્યો. પ્રતાપ જેવો પણ અકબરની નીતિની સામે થતાં છેવટ કંટાળી ગયો હતો ને મહા મહેનતને પોતાનો ટેક છેવટ સુધી સાચવી રહયો હતો. એ ત્રણ એવા મોગલ બાદશાહ થતાંજ હિંદુ ધર્મનો પાયો નબળો પડી જતે અને ઔરંગઝેબ જેવા સ્નેહબાજ બુદ્ધિશાળી બાદશાહ ધારતે તો લોકોનાં મન હરણ કરી પોતાના ધર્મ-નો વાવટો ફરકાવતે પરંતુ જે ધર્મનો નાશ કરવા તે મથતો હતો તેજ ધર્મનો આડકતરી રીતે તે પોતે ઉદ્ધાર કરતો હતો.

પહેલાં વીસ વર્ષ તો પિતૃદ્રોહ, ભ્રાતૃદ્રોહને ભુસાવવાને તેણે શાંતિથી પસાર કર્યાં. બનારસ અને મથુરાંજ માત્ર એના ધર્માંધ-પણાનો ભોગ થયાં હતાં, પરંતુ અગ્નિ પર પડતું ઘી જેમ ટુંક મુદત માટે તેને નિસ્તેજ કરી એકદમ સતેજ થઈ ભડકો કરે છે તે મુજબ એની ધર્મની ઝનૂન પણ ટુંક મુદત સુધી મંદ દેખાતી હતી. રાજ્યમાં કોઇ પણ જાતનો કાંટો રહયો નથી એમ જોઇ તેણે પોતાનું લક્ષ્યબિંદુ ધર્મ તરફ ફેરવ્યું, અને તેનો પ્રથમ ભોગ વીર જસવંત-સિંહ થયો. તેના પુત્રને પોતાના કબજામાં લેવાની માગણીથી તેણે

હિંદુ ધર્મ સામે પોતાની ઝુંબેશ ઉઠાવી, અને તેમ કરવામાં તેણે પોતાની સામું ત્રણ મોટામાં મોટા દુશ્મન ઉભા કર્યા. ઔરંગઝેબના જુલ્મનો જ્યોતિ પ્રકાશતાંજ, દક્ષિણમાં શિવાજી, મેવાડમાં રાજસિંહ અને મારવાડમાં દુર્ગાદાસ એમ ત્રણ હિંદુ ધર્મનો લોપ થતો અટકાવવા ઉભા થયા. શિવાજી અને દુર્ગાદાસ બન્ને સાધારણ સરદાર, જાગીરદાર હતા. પરંતુ તે બને જણાએ ઔરંગઝેબની નીતિરીતિની વિરુદ્ધ થવાને બીડું ઝડપ્યું. બુદ્ધિમાં શિવાજી અને દુર્ગાદાસ એમાંથી કોઇપણ ઔરંગઝેબ કરતાં ઉતરે એમ નહોતા, હઠતા અને આગ્રહમાં તેના સમોવડીઆ હતા ફાવે તો બળ, ના ફાવે તો છળ વાપરવામાં પણ ઔરંગઝેબ કરતાં ઉતરે એમ નહોતા. ઔરંગઝેબ તેમને જરા પણ વિશ્વાસ નહોતો. તેના વચનમાં તેમને ભરોસો નહોતો. રાજસિંહ ઉદેપુરનો રાણો હતે, મહાન સમરસિંહ, પ્રતાપનો વંશજ હતો ને સ્વભાવે ભલો હતો. મેવાડના એ પ્રતાપી સિંહોએ દુશ્મનનાં વચનમાં વિશ્વાસ રાખી હાથથી આવેલી બાજુ અગાડી નાંખી હતી. અને કપટના ભોગ થઇ વિજયને બદલે હારની માળા વગર કારણે પહેરી લીધી હતી.

દુર્ગાદાસ અને શિવાજી એ મુજબ ઔરંગઝેબની જાળમાં સપડાય એમ નહોતા. શિવાજીને માત્ર એકજ વખત ઔરંગઝેબના વચનનો અનુભવ થયો હતો અને તેથી તે પૂરેપુરો ઔરંગઝેબને ઓળખી ગયો હતો. દુર્ગાદાસ જસવંતસિંહનો જમણો હાથ હતો અને પોતના રાજા પર વર્તેલા કેરથી તે ત્રાસી ગયો હતો. બળ સામે બળ, અને કળ સામે કળ અને છળ સામે છળ એજ બન્નેના સિદ્ધાંત હતા ઔરંગઝેબ આવે સલ્તનતની સાથે મેદાન લડવાની રાહ જોતા હતા. ઔરંગઝેબ આ પ્રસંગ નજીક આણી દુર્ગાદાસ અને આખી રજપુત કોમ પર વેર લેવાને ધર્મની ઝનૂનમાં ને ઝનૂનમાં આ અગાઉ પરિણામનો વિચાર ન કરતા સમસ્ત હિંદુ કોમ પર, સાધુ, સંત, [illegible] ઉપર જઝીઆ વેરો નાંખ્યો અને મંદ થયલો અગ્નિ આખા હિંદુસ્થાનમા પ્રદીપ્ત કર્યો અને ભારતમાં એક મોટી હોળી [illegible] સળગાવી. જે રજપૂત વીરો એના ત્રાસથી દૂર બેસી રહ્યા હતા, ચૂપ રહ્યા હતા તેમને ઉઠવનું ભાન કરાવ્યું અને રાણા રાજસિંહ શિવાજી તથા દુર્ગાદાસ એમ ત્રણ સિંહોને એકી વખતે જગાડ્યા.

દેશપ્રદેશમાં ઔરંગઝેબનું ફરમાન પહોંચતા ખળભળાટ મચી રહ્યો. એ ફરમાન મુજબ (૧) ગૌહત્યા એ પાપ નહોતું (૨) રાજા

માં નિમાઝ પડવા જાય તે વખતે તેના માર્ગમાં પડી દાદ મેળવવાની કેટલાકે હિંમત કરી અને એક બિચારી વૃદ્ધ ડોસીએ તેમાં આગેવાની લીધી. કઠોર ઔરંગઝેબનું હૃદય આ દેખાવથી કોઇ પણ રીતે પીગળ્યું નહિ કેટલાક આગળ ચાલતા સવારોના ભોગ થઈ પડયા કોઈકનાં તલવારના ઝટકાથી ધડ જુદાં થઇ ગયાં. આમ બંદગી કરવા જવામાં પણ કત્લે આમની જરૂર હોય, કુરાને શરીફનું ફરમાન હોય તે મુજબ બકરાની માફક વેરાડી મુકવાની આજ્ઞા કરતો ઔરંગઝેબ દાદ આપ્યા વિના, ફરિયાદ સાંભળ્યા વિના આગળને આગળ ચાલ્યો. બિચારી વૃદ્ધ ડોસી આ કતલમાં આખરે જીવને અધો મુકી, બાદશાહના હાથી આગળ આવી પહોંચી. તેનું કલ્પાંત સુણી કઠોરમાં કઠોર માણસ પણ એક પળ માટે થંભ્યો હોત પણ ધર્મના ઝનૂને ઔરંગઝેબનું મસ્તક ભમાવી દીધું, હિંદુઓની માગણીને તેણે પોતાની ધર્મન સાથેનું બંડ ગણી કાઢી મહાવતને હાથી મારો મુકવા હુકમ કર્યો અને ગરીબ બિચારી વૃદ્ધ ડોસી......

હા, હા, વાંચનાર, ડોસી જમીનદોસ્ત થઇ ગઈ એ જાણતાં, વાંચતાં તારૂં હૃદય પણ દ્રવે છે પણ ઔરંગઝેબનાં નિષ્ઠુર હૃદયને કોઇ પણ જાતની ગ્લાનિ થઇ નહિ. પાછળ ફરી તેણે જોયું પણ નહિ. જે બિચારી ડોસીના જીવનો ભોગ લઇ તે પોતે ખુદાની બંદગી કરવા જતો હતો, તેજ પરમ કૃપાળુ પરમાત્માની હમેશાને માટે સ્તુતિ કરવા, તેનાજ ચરણ કમળમાં રહેવા, પોતાના બાદશાહની પાસેથી દાદ ન મળવાથી, તે બાદશાહના પણ બાદશાહ, માલિકના પણ માલિક શ્રીપ્રભુની પાસે ન્યાય મેળવવા તે હમેશને માટે ગઇ હતી. તે લોહીલોહાણ થઇ ગઇ હતી અને તેના શરીરનો છુંદાઇને કચડઘાણ નીકળી ગયો હતો.

લોકો આ કમકમાટ જનક સ્થિતિ, ઝોહાકીભરી રીતિ સાંખી શકયા નહિ અને મને કે કમને વીખરાઈ ગયા. કોમળ હૃદયના મુસલમાનો પણ આ બનાવ જોઇ કંપી ગયા. પણ બાદશાહ આગળ એક પણ અક્ષર વિરુદ્ધમાં બોલવા તેમની જીભ ઉપડી શકી નહિ. જુમામસીદમાંથી પાછાં ફરતાં હિંદુઓનું ટોળું વીખરાઇ ગયું જોઇ, પોતાનો વિજય થયો સમજી, હરખાતો ને મલકાતો, ફુલાતો અને મૂછ પર હાથ ફેરવતો, મતાંધ, ધર્માંધ ઔરંગઝેબ મહેલ તરફ પાછો વળ્યો. બહારનું વાદળ વીખરાઇ ગયું હતું પરંતુ અંતરમાં જે ધુમાડો ધુંધવાતો હતો તેની બાદશાહને ખબર નહોતી. પોતાનેજ રાજ્યનું કેન્દ્ર મનાવવામાં પોતે માનેલો તેજ ધર્મ

અને તે મુજબ અન્ય પાસે મનાવવામાં રાષ્ટ્રમાં એકજ ધર્મ સ્થાપવામાં અને તેને અંગે અનેક લડાઇ વહોરી લેવામાં એજ સમયમાં થયેલા ફ્રાન્સના ચૌદમા લુઇની સાથે ઔરંગઝેબની સરખામણી અયોગ્ય ગણાશે નહિ. અંગ્રેજ લેખકોએ તે બન્નેને ઘણી બાબતમાં સરખાવ્યા છે. બન્નેની પડતી પણ એકજ સરખી રીતે થઇ, અને છેવટ સુધી ઔરંગઝેબ કે ચૌદમો લુઇ સમજ્યા નહિ કે ન્દ્ર કેન્દ્રને ઠેકાણે રહી જશે અને પોતાના મરણ પછી પોતાના ઉદ્દેશ, આશય પણ મરણ-પથારીએ પડશે.

આખરે એ જઝીઆ વેરોજ, એ ધર્માંધપણુંજ, એ રાજ્ય-નીતિજ મોગલ વંશની પડતીનું મુખ્યમાં મુખ્ય કારણ થઇ પડ્યું અને ઔરંગઝેબે કરેલી જોહાકીની ઇમારતો આકાશ તરફ નજર કરતી, હવામાં તે । ગુણ ગાતી માત્ર ચિરસ્થાયી રહી.

---

## પ્રકરણ ૯

### રત્નસિંહ

રાણા જસવંતસિંહને સંબોધી ઔરંગઝેબે રાજ્યસભામાં વીર દુર્ગાદાસને ટાણો માર્યો હતો કે જે મુજબ હુ મારા ભાઇઓને મૂકી રાજ્યગાદી પર બેઠો તેજ મુજબ જસવંતસિંહ પણ ખરા હક્કદારનો હક્ક ડુબાવી, છીનવી લઇ જોધપુરની ગાદી પ ાવી બેઠા હતા. વસ્તુ-સ્થિતિ ખરું જોતાં તેમ નહોતી. જસવંતસિંહના જ્યેષ્ઠ ભ્રાતા અમર-સિંહ ઘણાજ તીખા મગજના તુંડમિજાજી, સાહસિક, શૂરવીર કુમાર હતા. પિતાશ્રી વારંવાર પુત્રને માટે થતી ફરિયાદો કંટાળી અમરને દેશવટો દીધો પિતા ગજસિંહનો પ્રેમ હાવક અને વી જ વંતસિંહ અતિ વિશેષ હતો. રાજસ્થાનમાં પાટવી કુંવરને બાજુએ મૂ ી તેનાથી કનિષ્ઠ પુત્રને ગાદીને વારસ ઠેરવવાનો પ્રસંગ પહેલો નહોતો અને જસવતસિંહનેજ વારસ તરીકે મહારાણા ગજસિંહે ઠેરવ્યા હતા. અમરસિંહે પોતાના કેટલાક ગોઠીઆઓ ાથ દેશવટો લઇ જોધપુર છોડી, શાહજહાંનની નોકરી સ્વીકારી હતી. ત્યાં પણ તે પોતાનો સ્વભાવ બતલાવ્યા વગર રહી શકયો નહિ.

એની વીરતાને પરિણામે ત્રણ હજારનો તે નાયક હતો વાત્ર, અને ભુંડના શિકારનો તેને અત્યંત શોખ હતો અને એ શોખને પરિણામે દરબારમાં પંદર દિવસ સુધી તે ગેરહાજર હતો. શાહજહાને તેને

તેની બેદરકારી માટે ઠપકો આપ્યો તથા ફરી એ મુજબ બનશે તો દંડ કરવાની ધમકી આપી. અમરે તુમાખીજ જવાબ આપ્યો કે હું તો માત્ર શિકાર કરવા નીકળી પડયો હતો અને દંડ માટે તો હું તલવાર સિવાય કંઇ લક્ષ્મી રાખતોજ નથી. શાહજહાને આથી ફરીને એને દંડ કરવા નિશ્ચય કર્યો અને સલાબતખાનને અમરસિંહને મુકામે દંડ વસુલ કરવા મોકલ્યો. સલાબતખાન અને અમર વચ્ચે વાકૂબાણુ ચાલ્યું અને આખરે સલાબતખાનનું અપમાન કરી તેને અમરે કાઢી મુકયો. સલાબતખાને જઇ બાદશાહને મીઠું મરચું ભભરાવી વાત કરી અને બાદશાહે અમરને દિવાને ખાસમાં આવવા ફરમાન કાઢયું. અમર ફરમાન માન આપી દિવાને ખાસમાં આવ્યો. આવતાં તેણે જોયું કે રાતા અને પીળા થઇ ગયલા શાહજહાનને સલાબતખાન કંઇ કહેતે હતો. અમર પણ જાણે બાદશાહને કંઇ અરજ કરવા માગતો હોય તેમ એનાથી મોટા ઉમરાવો બેઠા હતા તેની અવગણના કરી તખ્ત પાસે ગયો અને બાંયમાં છુપાવેલું ખંજર સલાબતખાનના પેટમાં ભોંકી દીધું. સલાબતખાન ઠાર થયો. પછી તલવાર ખેંચી કાઢી અમરે બાદશાહ પર ઘા કર્યો. તખ્તના સ્તંભને લગતાં તલવારના કટકે કટકા થઇ ગયા અને શાહજહાન તખ્ત છોડી અંદરના ભવનમાં પલાયન કરી ગયો. શાહજહાનના સુવર્ણપૂરી અને રત્નપૂરી દિવાને ખાસમાં માણેકની ઉણપ રહી ગઈ હશે તે અમરે પુરી કરી. દિવાને ખાસ રક્તમય કરી નાંખ્યો. દિવાનેખાસમાં ગભરાટ ફેલાઈ ગયો. પાંચ સાત મોગલ સરદાર અમરને અંકુશમાં રાખવા અગર તો તેના કતલ કરવા બહાર પડયા. અમરે તેમને સ્વધામ પહોંચાડી દીધા.

અંતે મહા મહેનતે એક રજપૂતે સમજાવવાને બહાને અમરસિંહને ઠાર કર્યો. અમરનું આમ મૃત્યુ થવાથી તેના સાથીઓએ પણ કેશરીઆં કર્યાં અને લાલ કિલ્લામાં પાછી લડાઇ શરૂ થઈ. શાહજહાનના માણસોમાં કેર વર્તાવી તેઓ મુઆ અને અમરસિંહની રાણી જાતે આવી પોતાના સ્વામીના મૃત શરીરને સ્મશાનભૂમિમાં લઇ જઇ પોતે પણ તેની સાથે બળી મરી. ઔરંગઝેબના રાજ્ય અમલમાં આ બનાવ બન્યો હોત તો અમરસિંહ તેના પુત્રો, પ્રપૌત્રોનું નામનિશાન પણ રહેત નહિ, ને તે બધાને ઠાર કરવાનો હુકમ કરતે. પરંતુ શાહજહાને તેમ ના કરતાં નાગોરની જાગીર અમરસિંહના વંશજને આપી. આવાં આવાં કાર્યોનેજ પરિણામે રજપૂતો મોગલાઈ વંશ

તરફ સહનશીલતા અને માનની લાગણીથી જોઇ રહ્યા હતા અને સમયને પ્રસંગે પોતાના જીવને જોખમમાં આણી શહેનશાહત પ્રતિ પોતાની લાગણી બતાવી આપતા

રત્નસિંહ એ અમરસિંહનો જસવંતસિંહના જ્યેષ્ઠ બંધુનો વંશજ હતો અને નાગોર તેના કબજામાં હતું. એ નાગોરના કિલ્લામાં રત્નસિંહ સાથે ચાલો આપણે પ્રવેશ કરીએ.

રત્નસિંહ અવારનવાર પોતાની દાઢીના વાળ સમા કરતો, મૂછ પર તાલ દેતો, મલકાતો ને ફુલાતો, એક હાથમાં હુક્કો લઇ ગાદી પર બેઠો છે. ગાદીપર એક પત્ર પડયો છે. બેસતાની સાથે તેણે પોતાના કુમાર ઇંદ્રસિંહને બોલાવવા એક પાસે ઉભેલા સેવકને આજ્ઞા કરી.

આજ્ઞા થતાંજ ઇંદ્રસિંહ આવી પહોંચ્યો અને પિતાને તથા ગાદીને નમન કરી બે પગ વાળી બેઠો.

રત્નસિંહ—ઇંદ્રસિંહ, આપણા ભાગ્યનો ઉદય થવાનો વખત પાસે આવતો જાય છે, આપણી હોશયારી તથા બહાદૂરી પરજ માત્ર તેનો આધાર છે, મહાન ઔરંગઝેબને આપણી મદદની જરૂર છે.

ઇંદ્રસિંહ—ઔરંગઝેબ આપણી મદદ માગે છે? શાને માટે? આપણુનેજ મારવા માટે, આપણુંજ કાસળ કરવાને માટે, રજપૂતાઇ ને રંડાવા માટે. પોતાના ભાઇ મુરાદને મદદ આપી તેવીજ મદદ આપવાની એની મુરાદ છે કે? જો હિચકારો, બેવચની પોતાના પિતા, ભાઇ, ભત્રીજાઓને દુઃખ દેવામાં ફાવે તેની કતલ કરવામાં ઇશ્વરનો ડર નથી રાખતો તેને, હું મહાન ગણતો નથી.

રત્નસિંહ—ભલે બાપુ ભલે. પરંતુ કાવાદાવા તેમજ ખટપટ વગર, વગરવાંકે ગુમાવેલું રત્ન, ગયલી રાજયલક્ષ્મી પાછી મળી શકે એમ નથી. ઔરંગઝેબની મદદ માગવા આપણે જતા નથી. રાજદ્રોહી આપણે થતા નથી. આ તો આપણે ખરા હક્કદાર છઇએ એમ સમજી શહેનશાહ ખુદ આપણને મારવાડના અધિપતિ ઠેરવે છે અને તેમાં કોઇ પણ આડે આવશે તો તેને પોતાના લશ્કરની મદદવડે શાસન આપવા તે તૈયાર છે.

ઇંદ્રસિંહ—આપણે ખરા હક્કદાર છીએ તેની ખબર ઔરંગઝેબને બહુ મોડી પડી. કાકાશ્રી જસવંતસિહનો કાંટો દૂર કરી તેના બાળકને પોતાના કબજામાં લેવાની, એક રજપૂત કુમારને મુસલમાન બનાવવાની ઉમેદ પાર ન પડી એટલે એણે આ યુક્તિ શોધી કાઢી.

તે પહેલાં આપણા ખરા હક્કનું જેમે ભાન ન થયું [illegible] આપવાની મીઠી વાતો પીરસી, [illegible]ની વ્હારે આવનાર, [illegible] જાતેજ બધું ઓઇયાં કરી જાય એવા [illegible]ની દુનિયાની તવારીખ માં ખોટ નથી. વળી આપણો હક્ક સાબીત કરવા આપણે કોની સામે મેદાન પડવું પડશે? જે ઔરંગઝેબ આપણા ધર્મનું ખંડન કરવા બેઠો છે તેનીજ કુમકે ઉભા રહી, આપણા સગાંઓનું, વહાલાં ઓનું, જાતભાઇઓનું, ધર્મનું, આપણે હાથેજ ખંડન કરવા આપણે મેદાન પડવું પડશે. ખરૂં જોતાં કુમાર બાળક હોવાથી તથા તેના બાપ મોટા ભાઇ છો તો તેની મદદે રહી, ઔરંગઝેબની સામે થવામાંજ આપની મહત્તા છે. આપણો હક્ક ડુબાવવામાં કુમારનો જરા પણ હાથ નહોતો. તે સમયે તેનો જન્મ પણ નહોતો થયો. વળી તેના પિતા જસવંતસિંહજીએ પણ કંઇ કાવાદાવા કરી રાજ્યલોભને લીધે આપણા વડીલ અમરસિંહનો હક્ક ડુબાડ્યો નથી. આપણા પ્રપિતા ગજસિંહનીજ ઇચ્છાને આધીન થઇ અમરસિંહજીએ દેશવટો લીધો અને જસવંતસિંહજી તથા તેના વંશજ ગાદીના વારસ થયા. પિતાની આજ્ઞા બન્ને ભાઇઓએ પાળવામાં ન્યૂનતા ના રાખી. એકે દેશવટો લેતાં દિલગીરી બતાવી નહિ ને બીજાએ રાજ્યાસન લેવામાં પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું નહિ. તે પિતા અમરસિંહનાજ આપ પુત્ર છો. પિતા, પ્રપિતાની આજ્ઞાને ઉલ્લંઘી બાળરાજાની સામે થવા માટે માથું ઉંચું કરો તે વાતમાં હું કોઇ પણ રીતે સંમત થઇશ નહિ. મને વધુ ઉશ્કેરવામાં માલ નથી, માટે હું રજા લઉં છું.

ર.—શું ત્યારે તમે મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશો ? મારૂં કહેવું પૂરૂં સાંભળશો પણ નહિ ? તમે હજુ બાળક છો, દુનિયાની ઠોકર તમે ખાધી નથી. મારવાડના રાજા થવાને માટે આના કરતાં સારી બીજી કોઇ બાજી નથી.

ઇં.—મારવાડ તો શું, પણ આખા હિંદની શહેનશાહત આ રીતે મળતી હોય તો તમારી આજ્ઞા મને માન્ય નથી ને એ ઔરંગઝેબની સલાહને એક નહિ પણ હજાર વાર હું ઠોકર મારૂં છું. જે પિતા રજપૂતાઇ ભુલી જતા હોય તેની આજ્ઞાને માન આપવાને હું બંધાયલો નથી. રાષ્ટ્રનું સત્યાનાશ વાળવામાં મારી સહાનુભૂતિ નથી.

આટલું બોલી ઇંદ્રસિંહ ઉભો થયો અને ઔરંગઝેબનો પત્ર ગાદી પર પડ્યો હતો તેને ભાલાથી છેદી, ઉંચકી હુક્કામાં મુકી દીધો.

રત્નસિંહ જે અત્યાર સુધી પુત્રને પોતાની તરફેણમાં લેવા માટે જે કાંઈ કહ્યું તે બોલ્યો તે [illegible] કરી જતો હતો, તે આ બનાવથી અકળાયો, લાલપીળો થઈ ગયો.

“ અરે નાદાન તેં આ શું કર્યું તને ખબર છે કે એમાં શું હતું ? ખુદ બાદશાહની મહોર સાથેનું અને તથા મારા વંશને જોધપુરની ગાદી આપવાનું ફરમાન હતું જેને તેં બાળીને ભસ્મ કરી નાંખ્યું.” એમ કહી ઉભા થઇ, મ્યાનમાંથી તલવાર કાઢી રત્નસિંહ ટટાર થઇ ગયા.

ઇંદ્રસિંહ—પિતાજી, આટલા બધા ઉશ્કેરાવાની જરૂર નથી. જે લખોટાને આધારે રાજ્યલોભને અંગે, રજપૂતોનું, આપણા ભાઇઓનું ઔરંગઝેબને હાથે તમે બલિદાન આપવા તૈયાર થયા હતા તે લખોટાને યોગ્યજ સન્માન મેં આપ્યું છે. એ લખોટો ભસ્મીભૂત થવાથી તમારી આશાઓ પણ સાથે બળીને ભસ્મ થઇ જાય એવીજ મારી ઇચ્છા હતી. બીજી કોઇ પણ બાબતમાં આપની ઇચ્છા વિરુદ્ધ જવા હું માગતો નથી એમ કહી પોતાની તલવાર, ભાલા વગેરે પિતાના ચરણ આગળ મુકી દીધાં અને તેની આજ્ઞાની રાહ જોતો, નમન કરતો ઇંદ્રસિંહ બેઠો રહ્યો. આટલું થતાં પણ રત્નસિંહની રાજ્ય મેળવવાની પ્રબળ ઇચ્છા શાંત થઇ નહોતી ને તેણે ઇંદ્રસિંહને કહ્યું તો શું તમે મારા કહ્યા મુજબ ચાલશો ? ”

ઇંદ્રસિંહ—પિતાજી, ઔરંગઝેબની મદદથી મારવાડની ગાદી મેળવવા સિવાયની આપની જે કંઇ આજ્ઞા હોય તે મને સત્વર જણાવી દો. જો આપનો એવોજ વિચાર હોય કે એક નાના લશ્કરની મદદ લઇ, આપણા ભાઇઓને મળી જઇ ઔરંગઝેબની સામે થવા દોડી જવું તો એક પળ પણ વિચાર ના કરતાં હું તેમ કરવા તૈયાર છું. તે ઉપરાંત બીજી કંઇ પણ ઇચ્છા હોય તે જણાવી દો.

રત્નસિંહ·કુંવર જયાં સુધી મારી આજ્ઞા હોય ત્યાં સુધી તમારે બંદીખાનામા રહેવું.

ઇંદ્રસિંહ-પિતાજી, સમજ્યો. બસ, રજપૂતાઇ રંડાઇ ગઇ. મારે આટલું કહેવું તમારે ગન રુચ્યું નહિ. મારવાડની ગાદી મેળવવાના લોભે તમને ગાંડા બનાવી દીધા છે. હું પણ આજરોજ પણ લઉં છું કે ન કરે નારાયણને તમારી ઇચ્છા મુજબ મારવાડની ગાદી મળે અને આપના વારસ તરીકે તે ગાદી મને મળે તો મારે બાળ-

રાજા યા તેના વંશજ જે હોય તેને ગાદી સોંપી દેવી. મારવાડની ગાદી મને શિવનિર્માલ્ય છે. પિતાજી, સ્વાર્થ સાધવામાં કેવલ અંધ થવાની જરૂર નથી. રાષ્ટ્રીય દૃષ્ટિથી એકેકએક હિંદુને જોતાં આવડશે નહિ ત્યાં સુધી આપણો વિજય નથી. ધર્માભિમાન વગર એ દૃષ્ટિ આવવાની પણ નથી. પિતાજી, રજપૂતોની લાજ રાખવાને એક શું પણ હજાર વાર કેદમાં જવા તૈયાર છું. મારી વધુ આડખીલી તમને લાગતી હોય તો લો આ તલવાર ને મારૂં શીશ છેદી નાંખો. રજપૂતાઇનો ટેક સાચવવા માટે આ શીશ નિર્માણ થયલું છે. સંસારની કોઇ પણ વસ્તુ, નાની કે મોટી, એ વિચાર મારો ફેરવી શકે એમ નથી તેમજ કોઇ પણ વસ્તુની મને તૃષ્ણા નથી.

રત્નસિંહ—કુંવર, હાલ તુરત તો મેં કહ્યું તેમ કરો. તમારા શસ્ત્રો અહિં મુકી જાઓ. બાકીનો બંદોબસ્ત હું સાંજે કરી નાંખીશ. બાદશાહનો સવાર બહાર ઉભો છે તેને યોગ્ય જવાબ આપી દઉં.

ઇંદ્રસિંહ પિતાજી, વિનાશ કાળે વિપરીત બુદ્ધિ એટલું હૃદયમાં લખી રાખજો. હું જોડેનાજ દિવાનખાનામાં બેઠો છું.

ઇંદ્રસિંહના ગયા પછી રત્નસિંહે ઔરંગઝેબના પત્રને અનુકૂળ જવાબ લખી દીધો તથા મારવાડ પર આક્રમણ કરવાની તૈયારી કરવા હુકમ કરી દીધો.



## પ્રકરણ ૧૦

## સમકાલીન વીરલા

ભારતની દુર્દશા કરવાને હિંદુઓનાં [illegible]ણાને નષ્ટ કરવાને, પાકદીનનો ઝુંડો ઉઠાવવાને, ઔરંગઝેબ ગાદીએ બેઠો ત્યારથી વૃદ્ધ પિતાને કરેલા અન્યાય તથા ભાઇઓનાં, ભત્રીજાનાં કરેલાં કરપીણ ખૂનોનાં પાપ ધોવાને મથન કરી રહ્યો હતો તે સમયે સારા નસીબે રજપૂત અને મરાઠા વીરોએ સ્વાર્થનો ત્યાગ કરી, પોતાના જાનની જરાએ પરવા ના રાખતાં, પોતાનાં લોહી રેડવામાં બાકી ના રાખતાં ઔરંગઝેબ સામે ઝુંડા ઉઠાવવામાં જરા પણ કચાસ ના રાખી અને તેનેજ પરિણામે એક ખરા અણીના સમયે હિંદુઓ બચી ગયા. એ દરેક વીરે જુદી જુદી રાજયનીતિ ચલાવી. કોઇએ મૂગે મોંએ તો કોઇએ સામા મેદાન પડી જેમ જેને ફાવટ આવી તેમ એ ભયમાંથી

મુક્ત થવા યુક્તિઓ અજમાવી. ઔરંગઝેબની પાસે રહી તેના થઇ, તેની સામે થવાનું પ્રથમ બીડું મહારાણા જસવંતસિંહે ઝડપ્યું અને તેમ કરવામાં કોઇ પણ જાતની ન્યૂનતા તેણે ન રાખી. ઘણીવાર તેણે આડકતરી રીતે વીર શિવાજીના કાર્યમાં છુપી છુપી મદદ આપી અને ઔરંગઝેબના સુલતાન મુઆઝીમ જોડે મળી જઇ તેને ભંભેરી ભૂત કરી, ઔરંગઝેબ સામે બંડ ઉઠાવી, તેને ઉશ્કેર્યો. બાપના ત્રાસથી ભયભીત થયલો, પિતાના કોપનો અનુભવી, નબળા મનનો મુઆઝીમ અધવચ ડરી ગયો, ને બાજી રફેદફે થઇ ગઇ. શિવાજી અને જસવંતસિંહની છુપી મસલતની પૂરી બાતમી ઔરંગઝેબને મળી ગઇ ને તેણે મુઆઝીમને નજરકેદ કરી જસવંતસિંહને ઉત્તર મોકલી દીધો. તેનું મૃત્યુ કેવી રીતે થયું તે આપણે આગળ વાંચી ગયા છીએ.

અંબરના જયસિંહને મીરઝા રાજાનાં ઉપનામથી બધાએ ઓળખતા હતા. ઔરંગઝેબે કરેલી અનેક લડાઇમાં તેણે પોતાની બહાદુરી બતાવી હતી. જસવંતસિંહ પર અવિશ્વાસ થયા પછી ઔરંગઝેબે એને દક્ષિણમાં શિવાજી સામે મોકલ્યો હતો અને ત્યાં પણ તેણે શિવાજી સામે પરાક્રમ બતાવવામાં કચાસ ના રાખી. આખરે શિવાજીની હિંમત, ટેક, વર્તન પર પ્રસન્ન થઇ આવા દુશ્મન સામે લડવા કરતાં પોતાનો મિત્ર કરી લેવા તેને વિચાર થયો અને શિવાજી સાથે સંધિ કરી ઔરંગઝેબ પાસેથી માન અપાવવા માથે લીધું. જયસિંહમાં દૃઢ વિશ્વાસ મુકી ઔરંગઝેબનો કોઈ કાળે પણ વિશ્વાસ ના કરનારા શિવાજીએ જયસિંહની વાત કબૂલ રાખી તેની જોડે જવા કબુલાત આપી. પણ એકલપેટા, સ્વાર્થી ઔરંગઝેબને ઓળખવા જયસિંહે ભૂલ કરી હતી. દારા સામે લડતી વખતે ઔરંગઝેબને જયસિંહની મદદની જરૂર હતી. તે સમય હવે વીતી ગયો હતો. કુટુંબમાં આડખીલી રહી નહોતી ને જયસિંહની ઔરંગઝેબને પરવા નહોતી.

શિવાજીને ઔરંગઝેબ સમક્ષ બોલાવવામાં આવતાંજ તેની અવગણના કરી તેને એક પર્વતનો કોળ, લૂટારો સમજી તેનું માન ન સાચવ્યું. વળી શાહિસ્તખાનને ઠાર કરવા માટે તેની બેગમ વગેરે શિવાજીને આજ વખતે ઠાર કરવાની પેરવીમાં હતા ને તે સર્વેએ ઔરંગઝેબને ભંભેરી ભૂત કર્યો હતો, ઔરંગઝેબને તો લાંબી દૃષ્ટિજ નહોતી. કપટ, કાવાદવા એની ખોટ એના વર્તનમાં હતીજ નહિ. શિવાજી બધી ગત સમજી ગયો, તેનું લોહી ઉકળી ગયું,

અપમાન તેનાથી સહન થઇ શક્યું નહિ. રગેરગમાં ક્રોધ વ્યાપી રહ્યો અને છાતી આગળ કાઢી, કટાર ખેંચી ઔરંગઝેબના સિંહાસન તરફ એ ધસ્યો. ખુદ ઔરંગઝેબનો ચીતાર તે સમયે જોવા જેવો હતો. શિવાજીના એક એક ક્રોધના આવેશમાં થયલા આક્રમણથી તે ગભરાયો. પરંતુ શિવાજી કંઇ ઔરંગઝેબનો પ્રાણ લેવા ધસ્યો નહોતે. તે કંઇ એવો કાચો પોચો નહોતો કે આવી ભર કચેરીમાં, દુશ્મનોનાં દળમાં ઔરંગઝેબનો જાન લેવા તૈયાર થાય. તેણે તો ત્યાં એક નવોજ ખેલ ભજવ્યો, અને જનસ્વભાવની પરીક્ષા એને ઔરંગઝેબ કરતાં પણ ઉંચા પ્રકારની હતી તે બતાવી આપ્યું. પોતાના પેટમાં કટાર ખોસી આપઘાત કરવા તે તૈયાર થયે. ઔરંગઝેબ આ ખેલનો મર્મ સમજી શકયો નહિ, તે તેની બહાદૂરીથી તાજુબ થઇ ગયો. વચનથી બંધાયલા જયસિંહ વગેરે વચ્ચે પડયા. ઔરંગઝેબે તેની કંદહાર પર ચઢાઇ કરવા મદદ માગી ને તેણે પોતાનાજ લશ્કરની સરદારી નીચે જવા કબૂલ કર્યું. આ રીતે પોતાનું લશ્કર દિલ્હીની જેમ બને તેમ પાસે આવે, લાગ આવે તો પોતાને મદદ કરે એવી યુક્તિ તેણે રચી. તરતને સમયે તો શિવાજી તથા તેના પુત્રને કેદ કરવામાં આવ્યા. તેઓ કેવી રીતે માત્ર મીઠાઇના ટોપલામાં ચાલ્યા ગયા એટલું તો આપણા ઇતિહાસકારોએ આપણને શીખવી દીધું છે. પરંતુ શિવાજીએ દિલ્હી આવતાં પહેલાં કેવી જાતની તૈયારી રાખી હતી તે આપણને ખબર નથી. કોઇ પણ જાતના પત્ર પર વિશ્વાસ મુકવાની તેના સરદારોને તેણે ધસીને ના પાડી હતી. ઔરંગઝેબની ઇચ્છા મુજબ કંદહાર જવાની સૂચના આપનારા પત્રો ઔરંગઝેબના કહ્યા મુજબ તે પોતાના સરદારોને લખ્યાં કરતો. પરંતુ સરદારો મૂળથી ચેતેલા તે મુજબ તેમાંના એક પણ અક્ષરમાં વિશ્વાસ રાખતાજ નહોતા. અંતે લાગ જોઇ પોતાના એક વિશ્વાસુ નોકરને પોતાની છાવણી તરફ રવાના કર્યો અને આણી તરફ જયસિંહની તેમજ તેના પુત્રની મદદથી છટકવાની બારી શિવાજી મહારાજ શોધવા મંડી પડ્યા. આખરે લાગ શોધી શિવાજી તથા શંભાજી દિલ્હીમાંથી ઔરંગઝેબની નજર આગળથી તેને હાથતાળી આપી સટકી ગયા ને શિવાજીને કંદહાર મોકલવાના વિચાર ઔરંગઝેબને માંડી વાળવા પડ્યા.

આ બધું જયસિંહનું કારસ્તાન છે એ વાત ઔરંગઝેબનાં મગજમાંથી ખસી નહિ. અધુરામાં પૂરૂં જયસિંહ પણ પોતાની સત્તા, વીરત્વમાં છલકાવામાં માંડયો. તે ભર કચેરીમાં તેના બાવીસ સરદારો

વગેરે સાથે બેસી બે કાચનાં પવાલાં લઇ કહેતો કે આ મારા જમણા હાથમાં દિલ્હી છે, બીજા ( ડાબા ) હાથમાં સતારા છે. ડાબા હાથમાંનું પવાલું ફેંકી દઈ ફોડી નાંખી કહેતો કે સતારાને તો રામશરણ કરી દીધું અને તેવીજ રીતે દિલ્હીને પણ કરવામાં મને કોઇ પણ આડે આવી શકે એમ નથી. આ વાત તેમજ શિવાજીને નસાડવામાં આપેલી મદદની વાત ઔરંગઝેબને કાને પહોંચી હતી. તેણે જયસિંહનો કાંટો દૂર કર્યો. રાજ્યના લોભે પિતાને કેદ કરનાર, ભાઇઓનાં ખૂન કરનાર ઔરંગઝેબે એજ લોભ આપી જયસિંહને ઝેર આપી એક સાળ ઓછું કર્યું ને ખૂનીને ખૂનના બદલામાં વચન પ્રમાણે રાજ્ય ના આપતાં મોટા ભાઇ રામસિંહને ગાદી અપાવી. પિતાનું ખૂન કરનાર એ જયપુરના કલંકિત રાજકુમારનું નામ ઇતિહાસમાં આપેલું છે પણ તેનું નામ આપી મારી કલમને હું કલંકિત કરવા માંગતો નથી, તેમજ વાંચનાર, આવા કાયર પુરુષનાં નામનું શ્રવણ કરી તારા કાનને અપવિત્ર કરવા તારી પણ ઇચ્છા નહિજ હોય.

આ બે રજપૂત વીરલા કરતાં, દક્ષિણના વીરલાનું કામ કંઇ જુદીજ તરેહનું હતું. રજપૂતોનું ભોળપણ શિવાજીમાં હતું નહિ. યુક્તિ પ્રયુક્તિ જેમ ફાવટ આવી તેમ અજમાવી તે ઔરંગઝેબને થાપ આપતો. રજપૂતમાં દુર્ગાદાસનીજ માત્ર નીતિ એવી હતી, છતાં પણ તે કેટલીક વાર પોતાના અસલ ખવાસ પર ઉતરી જતો, ને છળ વાપરતો નહિ. શિવાજી અને દુર્ગાદાસ એ બન્ને વીરો ઔરંગઝેબનાં હૃદયને વધારે સારી રીતે પારખી ગયા હતા, અને બન્ને જણાને એકજ થાપ પડી પછી કોઇ પણ કાળે, કોઇ પણ વખતે ઔરંગઝેબના બોલમાં, વચનમાં વિશ્વાસ મુકયોજ નહિ. ઔરંગઝેબને એ બન્ને વીરોનો બહુ ડર હતો અને ઉંઘમાં કેટલીક વાર એની શાંતિ જતી રહેતી એ બંને વીરોને જીવતા અને જાગતા જોઇ એનાં મગજ પર પણ બહુ નબળી અસર થતી. શિવાજી કરતાં પણ દુર્ગાદાસની શેહ તેને વધારે લાગી હતી. ચિત્રકળાના વિરોધીને, મૂર્તિપૂજાના કટ્ટા દુશ્મનને પોતાના હડહડતા દુશ્મનોનો ચિતાર આંખ આગળ ખડો કરવા ઇચ્છા થઇ. તેણે પોતાના વિલાસભવનમાં મુકવા માટે આ વીરોની બે છબિઓ ચીતરાવવા હુકમ આપ્યો. ચિત્રકારે ટૂંક મુદતમાં તે તૈયાર કરી. એકમાં, એક * સાદા મંચ પર શિવાજી મહારાજ બેઠેલા નજરે પડતા હતા અને બીજામાં ઘોડા પર સવાર થયેલ, ઔરંગઝેબ ગમે તે વખતે આક્રમણ

* કોચ.

કરે તેને મળવાને હમેશ તૈયાર અને ઉત્સુક, વીર દુર્ગાદાસને પોતાના ભાલાવતી મક્કાઈના સાંઠા સળગાવી તે પર રોટલા કરતો કલ્પવામાં આવ્યો હતો. તે છબિઓ પર નજર પડતાંજ ઔરંગઝેબ બોલી ઉઠ્યો કે "આ એકને તો મારી જાળમાં હું ફસાવી શકીશ પણ આ કુતરો નો ગ્રામી પાગ્ગ પડયો છે તે મને છોડવાનોજ નથી."

કાળે ક ઃ અન્યું ન્યુ એમજ. શિવાજી મહારાજનો બહુ નાની ઉમરે ૧૬૮૦ ની સાલમાં અનેક લડાઈઓના પરિશ્રમથી થાકી, માંદગી ભોગવી કવખતે અંત આવ્યો. ઔરંગઝેબ એને જાળમાં ફસાવવામાં ફાવતે કે કેમ એ તો એક ગંભીર સવાલ છે. પૈસાની અવાર નવાર જરૂર હોવાથી, બીજાપુર અને ગોવલકોંડારૂપી પડોસમાંજ આવેલા ભયથી, શિવાજી મહારાજ કેટલીક વાર લટી જતા, અને તે પણ પોતાનો પગ બળવત્તર કરવાને માટેજ. બાકી દિલ્હીમાં બોલાવી એમની થયલી પરોણાગત મરતાં સુધી ભુલ્યા નહોતા અને ફરીથી ઔરંગઝેબે એવી જાળ પાથરેલી ત્યારે ચોકખું પરખાવી દીધેલું કે એકવાર મહા મહેનતે છટકેલો શિવાજી કંઇ વારંવાર દુશ્મનના હાથમાં જાય એવો ઘેલો નથી.

ઇતિહાસના શોખીનોને, હિંદના વીર પુરુષોનું જીવન જાણવા માગતા ઉત્ ્કોને શિવાજી મહારાજનું ચરિત્ર બરાબર જાણવાની આવશ્યકતા છે. પોતાની રહેણીકરણીમાં અત્યંતજ સાદ, ખાવા પીવામા, પેહેરવામાં બહુ કરકસરથી રહેનાર, ગર્વ ઉદ્ધતાઇથી વિમુખ શિવાજી મહારાજ ખરેખર એક વીરલા હતા. રૈયતનું ભલું એજ એમનો મુખ્ય ઉદ્દેશ હતો. રાજા તરીકે હમેશ માયાળુ વર્તન તે રાખતા. શરણે આવેલા અને એની કુમક તળે રહેવાની ઇચ્છા રાખનારને કોઇ પણ રીતે સતાવતા નહિ. મોગલ રાજ્ય, બીજાપુર અને ગોવલકોંડા ફાવે તેમાંના એક યા બે યા બધા પાસેથી માલમિલકત પચાવી પાડી તેમની સામે થવા હમેશ તત્પર રહેતા. પૈસો ઘણી વાર ખુટી પડતો. ગબ્બર દુશ્મનોનાં દળ સામે ટકવાને લશ્કરના ખર્ચને પુગી વળવાનું કામ બહુ ભારે થઇ પડતું. માત્ર બુદ્ધિનાજ પ્રભાવે નવી બાજી રચી, નવી યુક્તિ વાપરી, લક્ષ્મીદેવીની પ્રસન્નતા મેળવતા. ઘોડાઓ ખુટી પડે ને દુશ્મનો માટે દૂર દેશથી આવતા નવા ખરીદાયલા ઘોડાઓ કઇ દિશાએથી આવે છે તે જાણી લઇ દુશ્મન પર હલ્લો લઇ જતા ને પોતાના બળમાં વધારો કર્યો જતા. એમના લશ્કરના ઘોડેસ્વારને કોઇ પણ જાતના જીન વગર ગાઉઓની મુસા-



ચિત્રકાર–રા. ધોટિંગ. ] જુઓ પૃષ્ઠ ૬૮. [ કૉપીરાઇટ રીઝર્વ્ડ. ]

The Manoranjan Press, Bombay.

ફરી કરવાની ટેવ પડી હતી તથા રાસ તરીકે પણ એકલી તલવાર હોય તો સિપાઇઓ ચલાવી લેતા હતા.

એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે શિવાજી અને એના મરાઠાઓ વર્ણવામાં આવ્યા છે, ભયને લીધે કલ્પવામાં આવ્યા છે તેવા ખૂનામરકીને પસંદ કરનારા નહોતા. એમના માર્ગમાં કોઇ આડે ન આવતું તો તેને છેડતા નહિ, સામે થનારને યોગ્ય શાસન આપતા, ધનાઢ્યનું ધન લુંટી લેતા. ચાલુ યુરોપના વિગ્રહ સમયે કર્નલ શેકસપીયર તથા એચ. જી. રૉલિનસન તરફથી બે પુસ્તકો બહાર પડયાં છે તેમાં શિવાજીને આપવામાં આવેલી લુટારાની ઉપાધિને હસી કાઢવામાં આવી છે તથા તેની નીતિ, વીરતા, વિધર્મીઓ તરફની સહનશીલતાના વખાણ કરવામાં આવ્યાં છે. તેજ સૈકામાં યુરોપમાં થયલા રાજાઓ કરતાં તે કેટલી ઉંચી કક્ષામાં મુકવાને લાયક છે તે બતાવી આપ્યું છે.

શિવાજી દુશ્મનની દરેક હીલચાલ, દરેક ઇચ્છા જાણવા માટે કોઇ પણ જાતની ન્યૂનતા રાખતા નહિ. નજીવી વાત માટે પણ તે કાળજી રાખતા. જે શહેરો પર મરાઠાઓનું આક્રમણ થતું તે શહેરોના ધનાઢ્યનાં ઘરો, તેમનો ખજાનો ભરી રાખવાની છુપામાં છુપી જગા વગેરેની બાતમી શિવાજી મહારાજ સચોટ મેળવતા. ઔરંગઝેબના મોટામાં મોટા અમલદારો પણ એની લાંચ રૂશ્વતથી ગમ ખાઇ બેસી જતા, ને ખુદ ઔરંગઝેબનો શાહજાદો સુલતાન મુઆઝીમ પણ શિવાજી મહારાજની કને લાંચમાં અંજાઇ જતો.

જેવા પોતે સાદા હતા તેવાજ પોતાના દરેક અમલદારને પણ તેમ કરવા ફરજ પાડતા. જોઇએ તે કરતાં વધુ તેમને પગાર મળતો નહિ, એશઆરામનો ચોજનો ઉપયોગ તેમને કરવા દેવામાં આવતો નહિ. પગાર તેમને લાયકાત મુજબ પેટ પુરતોજ મળતો ત્યારે પોતાના તાબાના મુલકનાં રક્ષણાર્થે લાખો રૂપીયા ખરચવા ચુકતા નહિ.

સેનાના નાયક તરીકેના તથા રાજ્યતંત્ર ચલાવવાના દરેક ગુણ શિવાજીમાં હતા. ઘણીવાર એવું બનતું કે એક નાનામાં નાના કિલ્લા પર તે આક્રમણ કરતા, અને તેમ કરવામાં એમનો શો મુદ્દો સરવાનો હશે, બીજા કયા ભાગને સર કરવામાં તે સહાયભૂત થશે તે બાબતમાં એમના દુશ્મનો સાવ બેદરકાર તેમજ અજાણ્યા રહેતા. અને એવી નાની જીતને પરિણામે કંઇ મહા જીત થતી

ત્યાર શિવાજીની અક્કલ પર સૌ ફીદાં થઈ જતા. એક નાના સરખા જાગીરદારના ઘરમાં જન્મી, એમની સ્થિતિ સાધારણ હોવા છતાં, મોટા રજવાડાઓ જોડે કોઇ પણ જાતનો સંબંધ ના હોવા છતાં કોઇની પણ કમવાર ન કરતાં પ્રકાશમાં આવી; આર્યાવર્તને એ પ્રકાશથી આંજી નાંખી, ઇતિહાસકારોને વિસ્મય પમાડી શિવાજીએ પોતાનું નામ અમર કર્યું.

એમની પછી ઘણા વર્ષ બાદ થઇ ગયલા નેપોલિયન બોનાપાર્ટની પ્રત્યેક પળની પ્રવૃત્તિ માટે મિ૦ ઍબટે ઘણું લખ્યું છે. શિવાજી પણ નેપોલિયનની માફક એક પળ પણ વિરામતા નહિ પરંતુ શોચનીય એ છે કે હિંદમાં કોઈ ઍબટ, પ્રતાપ કે શિવાજીની કિંમત કરવા બહાર પડયો નથી. લશ્કરના નાયક તરીકે જેટલો પંથ શિવાજીએ કાપ્યો હશે તેટલો કોઇએ કાપ્યો નથી એમ અંગ્રેજ ઇતિહાસકારો લખે છે એના મોટામાં મોટા અમલદારો શિવાજીની બુદ્ધિ અને કાર્યદક્ષતાના વખાણ એકે અવાજે કરતા અને એક ટૂંકમાં ટૂંક પગારનો સિપાઇ પણ શિવાજીને તલવારની દુશ્મન પર આક્રમણ કરતા જોઇ પોતાને કૃતાર્થ માનતો.

આ રીતે ઔરંગઝેબની ભુલોનો લાભ લઇ હિંદમાં રાષ્ટ્રીય શિક્ષણનું બીજ રોપી, રાષ્ટ્રીય ઉન્નતિ કરવા માટે ભગીરથ પ્રયત્ન આદરી, રાષ્ટ્રના એક હિતેચ્છુ તરીકે, વાલી તરીકે પોતાના માણસોમાં સમ વિચારના બનાવી મુકેલા સરદારોમાં કોઇ પણ જાતના ભય વગર ઔરંગઝેબની માફક કોઇના પણ તરફ વહેમની દષ્ટિથી જોયા વગર શિવાજી મહારાજ નીડરપણે રાજ્યતંત્ર ચલાવ્યાં કરતા ને દુશ્મનોને તેમના પોતાના કિલ્લામાં પોતાનાં રાજ્યમાં, પોતાના સરદારોની કુમકમાં હોવા છતાં ત્રાસથી ભયભીત બનાવતા એ વીર પુરુષના પછી ઔરંગઝેબ જેવા એના દુશ્મનને પણ એનાં વખાણ કરવાં પડયાં છે એ નાનીસુની વાત નથી. ઔરંગઝેબ પણ રાજ્યનીતિમાં એક કુશળ બાદશાહ હતો એ તેના મોંમાંથી શિવાજીના મૃત્યુ વખતે નીકળેલા શબ્દો :પરથી સિદ્ધ થાય છે. શિવાજીના મૃત્યુની વાત જાણતાંજ તેનો હર્ષ માયો નહિ છતાં સાંકડા મગજના ઔરંગઝેબે ઉદારતા બતાવી શિવાજીની બહાદુરીનાં, રાજ્યનીતિનાં વખાણ કરી યોગ્ય શબ્દમાં કદર કરી. શોચનીય વાત તો એ છે કે ઔરંગઝેબ જેવો બાદશાહ જેનાં વખાણ કરી ચુક્યો છે તેનાં વખાણ કરવાનું ઇતિહાસ-કારોને સુઝયું નથી. લૂટારો, કોળ, વગરે ઉપમા આપી તેને નવાજી

નાંખવામાંજ પોતાની ફરજ તેમણે અદા કરી હોય એમ તેમણે માની લીધું છે અને પોતાના ગુણ ગાવામાં, આત્મપ્રશંસા કરવામાં હીણી-ચુકી જોઈજ નથી.

તે બોલી ઉઠયો "તે (શિવાજી) એક મોટો સેના નાયક હતો. હિંદુસ્તાનનાં પૌરાણિક રાજ્યોને છિન્નભિન્ન કરવા, જડમૂળથી તેમને ઉખેડી નાંખવા, સાર્વભૌમ થવા હું મથી રહ્યો છું તે સમયે એકલો એકજ વીરલો પોતાની બહાદુરીથી નવું રાજ્ય સ્થાપી મારી સામે મેદાન પડયો છે. ઓગણીસ ઓગણીસ વર્ષ થયાં મારાં અખંડ લશ્કર મેં એની સામે મોકલ્યાં પણ એનાં રાજ્યની સીમા વધતીજ જાય છે."

ઔરંગઝેબના કમનસીબની વાત એ હતી કે બીજાપુર ને ગોવલકોંડા-ને સર કરવાની ધૂનમાં શિવાજીની સત્તા પ્રબલ થતી ગઈ ને તે સાથે તેણે આંખમીચામણા કર્યાં. શિવાજી સામેજ તેણે પ્રથમ કામ પાડયું હોત તો ભારતનો ઇતિહાસ વળી જુદોજ લખાતે.

વધારે ખૂબીની વાત તો એ છે કે ઔરંગઝેબના રાજ્યનો છુટક છુટક ઇતિહાસ ઘણા માણસોએ લખ્યો છે, તેમાં ખાફીખાને વધુ વિસ્તાર કરી ઇતિહાસ લખ્યો છે. તેણે શિવાજીને લુંટારા, વગેરે ઉપમા આપવામાં બાકી નથી રાખી તેમજ તેને ઘણે ઠેકાણે ગેર-ઇનસાફ કર્યો છે છતાં તેને પણ કબૂલ કરવું પડયું છે કે શિવાજીની રાજ્યની અંદરની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હતી, મોજશોખ અને દગ-દબાને તે ચાહતો નહોતો. એની છાવણી જ્યાં જ્યાં થતી ત્યાં ત્યાં સ્ત્રીઓને કે કંચનીઓને સાથે લેવાની જરૂર રહેતી નહોતી. મુસલમાન સ્ત્રીઓ તેના પંજામાં સપડાતી તો કોઇ પણ રીતે તેનું અપમાન કોઇ પણ કરતું નહિ. મુસલમાન પરગણું કે શહેર તાબે થતાં મસજીદ, કુરાન વગેરે ધર્મને લગતી કોઇ પણ ચીજને અપમાન કોઇ કરતા નહિ.

આથી વિશેષ ઉદાર બુદ્ધિ શી હોઇ શકે? કયાં શિવાજીનો ધર્મનું રહસ્ય સમજવાની શકિત ને કયાં ઔરંગઝેબની ધર્મ તે પોતાનોજ ખરો, પારકાનો ખોટો એમ માની લેવાની વૃત્તિ? ઔરંગઝેબ જો એ રીતિ સમજ્યો હોત, હિંદુ ધર્મની એને કિંમત હોત તો નવાજ સંસ્કાર હિંદમાં રોપાતે. વગર કારણ હિંદુઓ અને મુસલમાનનાં લોહી એના અને એના વંશજના કાળમાં રેડાયાં ને રેડાત ન...  અને રાષ્ટ્રમાં એક નવુંજ ચેતન આવતે.

ખરા બારીક વખતે શિવાજીનું અવસાન થયું પણ તેણે વાવેલા રાષ્ટ્રીય સંસ્કારનાં બીજ સારી રીતે રોપાયાં હતાં કોઇ જગાએ ફુલ તો કોઇ ઠેકાણે તેના ફળ લાગી રહ્યાં હતાં પણ એ બાબતમાં અત્રે વિશેષ ના લખતાં, પોતાના સિદ્ધાંતમાં મસ્ત બનેલા, હાલ તુરત તો એકલા દુર્ગાદાસની ઉપર આશા રાખતા, રજપૂતોના ટેકને ઇનસાફ આપવા આપણે આપણી વાર્તા આગળ ચલાવીએ.



## પ્રકરણ ૧૧

### ટેકીલો ઇંદસિંહ

" ગણો ગાંડો કે પછી ડાહ્યો,
પણ છું હું ક્ષત્રીજાયો. "

ઈંદ્રસિંહ—કેમ, ઇંદુ તું શા માટે અહિં આવી છે? કંઈ ભલામણપત્ર તો લાવી નથીને ?

ઇંદુ—ભાઇ, આટલા બધા ઉતાવળા કેમ થયા? શું ભાભીનો વિચાર કરતા હતા ને મારા આવવાથી વિચારની માળા તુટી ગઇ તેથી મારા પર ગુસ્સે થઇ ગયા?

ઈ—ઇંદુ, તારા મશ્કરા સ્વભાવનો કંઈ છેડો આવશે ખરો કે? જ્યારે જોઇયે ત્યારે તું હસતી ને રમતી. માથા પર કેવું વાદળ આવે છે તેનું તને ભાન છે ખરૂં? રજપૂતો શું આખો દિવસ પોતાની બૈરીનો વિચાર કરતા હશે ?

ઇંદુ.—હાહા, એક વાર નહિ પણ લાખ વાર. બૈરીનો વિચાર ના કરે તે ખરો રજપૂતજ નહિ.

ઇ.—એટલે ?

ઇંદુ—એટલે એજ. હું ખરી ને તમે ખોટા.

ઈ.—કારણ !

ઇંદુ—બોલોને તમે શું વિચાર કરતા હતા ? ઔરંગઝેબનો પિતાજી પર પત્ર આવ્યો છે, જોધપુર પર આક્રમણ કરવા પિતાજીની મદદ માગીછે. તમને એ વિચાર રૂચ્યો નથી ને તલવારનો વિચાર કરતા બેઠા છો. બોલો તમે ખરા રજપૂત બચ્યા છો કે નહિ, તલવાર જોડે તમે પરણ્યા છો કે નહિ ?

ઇં.—ખરી, બહેન, ખરી. હવે એ હસવાનું જવા દે. બાપુ ક્યાં છે ?

ઇંદુ—ઔરંગઝેબના પત્રનો જવાબ લખી, એક માણસની માર-ફત મોકલાવ્યો, સવારને વીદાય કરી, તે ઘોડેસ્વાર દિલ્હી તરફ પ્રયાણ કરે છે તે જોતા ગોખમાં ઉભા છે, મોટા વિચારમાં પડ્યા હોય એમ લાગે છે. હું એમની સામે થઇને આવી પણ મારા પર એમની નજર પડી નથી.

ઇં.-ઠીકજ થયું. બહેન તું મારા કરતાં નાની છે; પણ મને તારી સલાહની જરૂર પડી છે. પિતાજીનો વિચાર ઔરંગઝેબની કુમકે રહી જોધપુરની [illegible] ગાદી મેળવવાનો છે. એ બાબતમાં તારો શો મત છે?

ઇંદુ-ભાઇ, મારો ને તારો મત ક્યાં જુદો છે? ઔરંગઝેબમાં મને વિશ્વાસ બેસતો નથી ને પારકાની મદદ લઇ પોતાનાજ ભાઇઓ પર તલવાર ચલાવવા તેમાં પરિણામે મને જય લાગતો નથી. જય મળ્યો તો પણ આપણે કપાળે કાળી ટીલી ચોંટવાની. તે કરતાં તો દુર્ગાદાસની મદદે ઉભા રહી રજપૂતોનું નાક જતું અટકાવું એ વધારે સલાહકારક છે. આપણા મતભેદનો નિર્ણય કરવો હશે તો ક્યાં માંહોમાંહે સમજતાં વાર લાગશે પણ હિંદુઓના કટ્ટા શત્રુઓની મદદ લઇ સ્વાર્થ સિદ્ધ કરવો એ તો પોતાના પગ પરજ કુહાડા મારવા જેવું છે.

ઇં.—બહેન, ભારતનાં સ્ત્રીપુરુષો બધાંજ તારા જેવા વિચારનાં હોય તો આપણી ઉન્નતિ થતાં વાર લાગે નહિ. પિતાજીને મેં એ વિચાર દર્શાવ્યો ને તેથી મારા પર ગુસ્સે થઇ મને કેદ રાખવાનો વિચાર કર્યો છે.

ઇંદુમતી આ વાત સાંભળી દિઙ્મૂઢજ થઇ. ભાઇ, તમે આ શું બોલો છો? તમને કેદમાં રાખવામાં લાભ શો? પિતાજી રાજ્ય-લોભ આગળ સાવ..... વધુ બોલવું તેને મર્યાદા બહાર લાગ્યું ને તે મૂગી રહી.

ઇં.—મારો સ્વભાવ પિતાજી પૂરો પારખી ગયા છે. તે સમજી ગયા છે કે મને છુટો રાખવામાં કદાચ એમની બાજી બગડી જાય ને જીત પર આવેલી બાજીને હારનો વખત આવે. કદાચ હું દુર્ગાદાસ જોડે સંદેશા ચલાવી આપણી તેમજ મુસલમાન લશ્કરની બાતમી પણ આપી [illegible] એવો તેને ભય છે.

ઈંદુ.—હવે સમજી. ત્યારે તમારી શું સલાહ છે? ઉભા રહો. ભાભી આવ્યાં તેનો મત પણ પૂછીએ. આવો, ભાભી સાહેબ, તમે તો હવે રાણીસાહેબ થવાનાં અને અમારાં માનશંકરામ ઓછાં થવાનાં.

ભાનુમતી.—ઇંદુબ્હેન, તમને કંઈ આખો દિવસ ધંધો છે કે નહિ?

ઈંદુ—અત્યાર સુધી ભાઈની સેવામાં હતી, હવે તમારી મરજી ઉઠાવશું. રાણીસાહેબ કહેતાની સાથે મોં તો મલકાઈ ગયુ ને વળી ખોટા ચાળા શેના કરો છો?

ભા—મારે તો રાણી થવું એ નથી, ને રાજ્ય જોઈતું પણ નથી. રાજ્ય તો તમારા ભાઈને જોઇએ છે. જ્યારે જોઈએ ત્યારે વિચારના ગમળામાં. ન બે ઘડી હસવું કે બોલવું, મને તો એમને પાછા વિચારમાં પડયા જોઈ હસવું આવ્યું.

ઈંદુ.—ભાભી, છો તો હોશિયાર. ભાઈનો વિચાર તો તેમનાં મોં પરથી બરાબરજ વાંચી જોયો. ખરેખર, એ જોધપુરની ગાદીનાજ વિચારમાં પડયા છે.

ભા.—જાઓ. જાઓ. ઘેલાં શું કાઢો છો? એવો વિચાર એઓ કરેજ નહિ ને કરે તો હું તેમ કરવા સલાહ આપું પણ નહિ.

ઈંદુ.—ઠીક, ભાભીસાહેબ. મારા ભાઈનું પોત તો બહુ સારૂં દાખવ્યું. તમને પૂછયા વગર પાણી પણ પીતા નહિ હોય ને તમારી સલાહ વગર રાજ્ય મેળવવનો વિચાર પણ એમણે ના કરવો. હજી સ્ત્રીઓનીજ સલાહ લઇ કામ કરવાનો કાળ આવતાં વાર છે.

ઈંદ્રસિંહ—ઇંદુ, હવે બહુ થયું. વખત થોડો છે. ખુલાસાથી બધું સમજાવી એનો પણ અભિપ્રાય લઇ લે

ઇં.—ખરૂં, ભાભી. તમે જીત્યાં. તમારા અભિપ્રાય વગર ભાઇ કંઇ આગળ ચાલે એમ નથી.

થોડાજ શબ્દોમાં તેણે નવા સમાચાર જણાવી દીધા. માત્ર ઇંદ્રસિંહને કેદ કરવાનો બાપુનો વિચાર તેણે જણાવ્યો નહિ, પોતાના ભાઇ પર તે રાખ્યું, કારણકે ભાનુમતી તે સહન કરી શકે એમ નહોતું. વાત થઈ રહ્યા પછી નણંદ તથા ભોજાઈ ઈંદ્રસિંહ શું કહે છે તે સાંભળવા તત્પર થયા.

ઈંદ્ર.—બહેન, રણમલ્લને લઇ આજેને આજે તારે અત્રેથી પલાયન કરી જવું, તારે શું કામ કરવાનું છે તે માટે પછી તું મને મળજે. જાઓ, હાલ તો જતાં રહો. બાપુ મારીજ શોધખોળ કરવાના વિચારમાં હશે. કદાચ આવી પહોંચે તો વહેમનું કારણ મળે, આપણાં કામમાં વિક્ષેપ આવે. પાએક કલાક વીત્યા પછી રતસિંહ ત્યાં આવી પહોંચ્યા.

ર.—ઈંદ્ર, તારી નાદાનીને લીધે મારે આવા સખત પગલાં લેવાં પડે છે, તેથી મને બહુ દુઃખ થાય છે. મારો તું એકનો એક પુત્ર, મારી જાગીરનો તું વારસ. એક પળ પણ મારા હૃદયમાંથી તને ખસેડી શકતા નથી. પણ આ તારો મતભેદ, ટેક તારી બિનસમજ સ્વદેશાભિમાનની લાગણીને લીધે તને કયે રસ્તે દોરવી જાય છે તે મને સમજ પડતી નથી. એ તારા વિચારોને અંગે જયની બાજી હોવા છતાં, રજપૂતોને મળી જઇ તું બધી બાજી બગાડી નાંખે એવો પણ મન ભય રહે છે, આપણા વીરોનું મન પણ તું શિથિલ કરે એવી મને ચિંતા રહે છે, ને તેથીજ મને આમ કરવાની ફરજ પડે છે.

ઇં.—બાપુ, તમે કહો છો તે ખરૂં છે. સ્વદેશ પ્રતિનો મારો પ્રેમ, મારા વિચારો અંતિમ હોય, ગાંડાઘેલા હોય પણ હું તે ફેરવી શકું એમ નથી.

ર.—એકવાર તું મને વચન આપ કે મારા કાર્યમાં તું કોઈ પણ રીતે વિક્ષેપ નહિ કરે તો હું તને છુટો જ રાખું તારે તારા ભાઇઓની સામે તલવાર નહિ ઉગામવી હોય તો તેમ કરવા તને ફરજ નહિ પાડું.

ઇં.—બાપુ, મારા ભાઇઓ તે તમારા શું થાય? રજપૂતોનું લોહી રેડાતું જોઇ કાંઠીમાં મોં ઘાલી બેસી રહેવું એ રજપૂતાઈજ નથી. મહેરબાની કરી મારે માટે જે વ્યવસ્થા કરી હોય તે અમલમાં લાવો, મારા લોહીને વધુ તપાવો નહિ, મને રગે કરવું બાળો નહિ. બાપુ વધુ બોલું તો ક્ષમા કરશો. પાછો વિવાદ કરવાનો સમય આવશે કે કેમ તે મને સમજાતું નથી માટે કહું છું કે મારા એ વિચારોની આડે આવનાર મારો સહોદર હો કે પિતા હો, સ્ત્રી હો કે [illegible], ગમે તે હો તેને દૂર કરવાને, તેના પ્રયત્નોને નિષ્ફળ કરવાને મારો બનતો પ્રયાસ કર્યા વગર હું બેસી રહું એમ નથા [illegible] પિતાજી હોવાથી તમારા શબ્દો આટલા હું સાંખી

શત્રુ છું. તમારા આ કામમાં હું કાંટો છું, વિઘ્નરૂપ છું, માટે મને રસ્તાથી દૂર કરો. સાથે એટલું પણ જણાવું છું કે શહેરમાં રાખશો કે દુર્ગમાં મુકશો, કેદમાં મોકલશો કે જંગલમાં ભટકતો છોડી મુકશો પણ મારી માતૃભૂમિનો ટેક રાખવામાં હું કોઇ પણ રીતે પાછો હઠવાનો નથી.

રત્નસિંહ પણ મહા વિમાસણમાં પડી ગયો. રાજ્યલોભ છોડાતો નહોતો તેમજ એકના એક પુત્ર પ્રતિનો ભાવ તેને છોડતો નહોતો. લોભને વશ થઇ, જેને ખાતર આ કામ કરવાનું હતું, પોતાના મરણ પછી જેને બધું વારસામાં આપી જવાનું હતું તે પુત્રજ ખુદ એ બાબતમાં આડો પડયો હતો, ધનનો તેને લોભ નહોતો, રાજ્યલક્ષ્મીની તેને પરવા નહોતી. બીજો પુત્ર હોત તો તેને રાજ્ય કારભાર સોંપાતે પણ તેમ નહોતું. પુત્રનો ટેક હાલ તુરત ગમે તેટલો પ્રયત્ન કરતાં પણ છુટે તેમ નહોતો. છેવટે વધુ વિચાર કરતાં એણે એમ ધારી લીધું કે હજી નાદાન છે, રાજ્યવૈભવ જોયો નથી, અનુભવ નથી, સત્તાનો પ્રમાદ હજી આવ્યો નથી. રાજ્યલક્ષ્મી મળેથી એને છુટો કરીશ, ધીરેધીરે કળથી આપણી તરફનો વળ ઉતારીશ, આપણા મતને મળતો કરી લઇશ. હાલ તો એને પાકા બંદોબસ્ત તળે રાખવો ને એના પર દેખરેખ રાખવાનું કામ રણમલ્લને સોંપવું. પહેરેગીરને હાંક મારી રણમલ્લને બોલાવવા આજ્ઞા કરી.

રણમલ્લ નાગોરની જાગીરનો એક ભાયાત હતો, ઉમરમાં ઇંદ્રસિંહ કરતાં સહેજ નાનો હતો પરંતુ તેના વિચાર ઇંદ્રસિંહને ઘણા મળતા આવતા હતા. બન્નેની વચ્ચે ઘણો અંતરાય હોવાથી મિત્રતાનો દાવો નહોતા કરી શકતા છતાં બન્નેને એકેકને માટે માન બહુ હતું. ઇંદુમતીને નસાડવામાં રણમલ્લનીજ મદદ લેવાનું તથા તેની સામે જવાનું ઇંદ્રસિંહે ધાર્યું હતું. આણી તરફ રત્નસિંહને પણ વીર ઇંદ્રસિંહને જાપતામાં રાખી શકે એવા નરની જરૂર હોવાથી તેણે તે કામ રણમલ્લને સોંપવાનો વિચાર કર્યો.

રણમલ્લ આવતાંજ ઇંદ્રસિંહને જાપતામાં રાખવાની વાત કરતાંજ લાલપીળો થઈ ગયો. પણ અન્નદાતા આગળ વધુ બોલવાની તેને સત્તા નહોતી. પોતાની તલવાર તથા પટા કાઢી રત્નસિંહના પગ આગળ મુંકવા જતો હતો તેજ તે ક્રોધાવેશ થઇ બોલી ઉઠયો શું તમે બધાજ સંપ કરી બેઠા છો કે તમને ઇંદ્રસિંહે ભંભેરીને ભૂત કર્યા છે. શું તમે બધાજ મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરશો ?

રણુ.—હું તમારો સેવક છું એ વાત ખરી પણ મને આવું હલકું કામ સોંપો તે કરવા હું રાજી નથી. મને પોતાને મરવાનું ફરમાવતા હો તો હું તૈયાર છુ.

ઇંદ્ર—રણમલજી હું રાજીખુશીથી કેદમાં જવાને તૈયાર થયો છું, પિતાજીના આજ્ઞાનું મેં પાલન કર્યું છે, તો તમે તેનું ઉલ્લંઘન કરશો નહિ. આટલું કહી તેને આંખનો અણસારો કર્યો ને રણમલ્લ તલવાર મ્યાનમાં ઘાલી ઉભો રહ્યો.

રત્નસિંહે તેને કેટલીક સુચના આપી. ઇંદ્રસિંહના હાથે બેડી ઠોકી બન્નેને જવાને ફરમાન આપ્યું. ઓરડાની બહાર પગ મુકતાંજ એક નવું નાટક ભજવાયું. રણુમલ્લજીની શોધ કરાવી પણ પત્તો લાગ્યો નહિ તેથી ઇંદુમતીએ ભાભીને એ ખબર લઈ ભાઇ પાસે મોકલ્યાં. આ દેખાવ જોઇ તે એકદમ કટાર ખેંચી સામી આવી,

રણમલજી, મારા પતિને કેદ કરતાં પહેલાં મારી જોડે દ્વંદ્વ કરો, રજપૂતોને હવે સ્ત્રીઓ સાથેજ લડવાનું રહ્યું છે. કોના હુકમથી તમે આ હિંમત ચલાવો છો ?

ઇંદ્ર—ભાનુ, જરા શાંત થા. રણુમલ્લની પોતાની મરજીથી આ કામ થયુ નથી. પાછળ બાપુ છે. બાપુની આજ્ઞા છે, તેને વશ હું ને રણમલ્લ થયા છિયે.

ભાનુ.—બાપુને એમ કરવાનું કંઇ કારણ ?

ઇંદ્ર.—ઔરંગઝેબના પત્ર વિષે મતભેદ. હાલ બહેન પાસે જાઓ. જાઓ, બાપુ આવે છે.

ભાનુ.—ત્યારે હું પણ તમારી સાથેજ આવું છું ? જો તમને વિમુખ રહેવાનું બાપુએ નિર્માણ કર્યું તો મારે પણ અંધકારમાં રહી મારી જિંદગી ગુમાવવી છે.

ઇંદ્ર.—મારી આજ્ઞા પ્રમાણે વર્તવું તેમાંજ સાર છે,

ભાનુમતી કમને તેને પંથે પડી, ને ઇંદ્રસિંહ તથા રણુમલ્લ તેમને સ્થાને પહોંચ્યાં



## પ્રકરણ ૧૨
### ઔરંગઝેબ રંગમાં

આણી તરફ નાગોર તથા બીજી તરફ દિલ્હીમાં જોધપુર પર આક્રમણ કરવાની તૈયારીઓ થવા માંડી. નાગોરવાળા રત્નસિંહનું

લશ્કર કંઇ બહુ મોટું હતું નહિ, તેને તો વિજય માટે ઔરંગઝેબની તૈયારીઓ બહુ મોટા પાયા પર હતી. તે બહુ રંગમાં આવી ગયો હતો. અત્યાર સુધી તેના દરેક પાસા મોટે ભાગે સવળાજ પડયા હતા. હકકદારના હકક ડુબાવી, તેમના કાંટા દૂર કરી હિંદનો બાદશાહ થવા તે ભાગ્યશાળી થયો હતો. રજપૂત નૃપતિઓમાં એના કામમાં વિક્ષેપ નાંખે એવા જસવંતસિંહ, જયસિંહને માર્ગમાંથી તેણે દૂર કર્યા હતા. શિવાજીનું સાલ કુદરતે ખસેડી નાંખ્યું. દક્ષિણમાં બીજાપુર અને ગોવલકોંડા સિવાય તેના માર્ગમાં વિઘ્ન નાંખે એવું કોઇ હતું નહિ. બીજાપુર અને ગોવલકોંડાનો હવે તેને હિસાબ નહોતો, એક બે ખૂનખાર લડાઇ કરી, તેને ઓહયાં કરી જવામાં ઝાઝો વિલંબ નહિ લાગે એમ તેનું માનવું હતું. માત્ર મારવાડ અને મેવાડજ તેને ખુંચતાં હતાં. નાગોરવાળાના હકકને આગળ કરી, મારવાડ પર ચઢાઇ કરવાની તેને તક મળી તેથી તે હર્ષઘેલો બન્યો હતો. મ[illegible] સર થતાંજ અલ્લાનો ડંકો ત્યાં પણ વગડાવવાની તેની ઉમેદ [illegible] આ હોંસમાં ને હોંસમાં મોટા પાયા પર લશ્કર જમાવી [illegible] પર તવાઇ લઈ જવાની તૈયારી તેણે કરવા માંડી.

કેદ પડેલ ઈંદ્રસિંહને આ વાતની બાતમી રણમલ્લદ્વારા જ્યાં ક[illegible]તી. છેવટે તેણે ઈંદ્રને પોતાની મદદે બોલાવવા એક સ[illegible]વા વિચાર કર્યો હિંદુ ગોર શુદ્ધ રજપૂતાણી હોવાથી રજપૂતની ટેક રાખતાં પાછી પાની કરશે નહિ એમ સમજી તેને પુરાવતેને દુર્ગાદાસ પાસે મોકલવા વિચાર કર્યો નાગોર તથા દિલ્હીનું લશ્કર [illegible]પુર આગળ એક થાય તે પહેલાં નાગોર પરજ ચઢી આવવા તેણે કહે વડાવ્યું. દુર્ગાદાસને ઔરંગઝેબની નવી હીલચાલની, [illegible]રના રતનસિંહને ગાદી અપાવવાની વાતની બાતમી આપી, નાગોરને પ્રથમ થાપ ખવડાવવા તેણે સૂચવ્યું. રણમલ્લને એ કામ પર મોકલવામાં ભયનું કારણ હતું. એક તો તેની દેખરેખ ન રહેવામાં તેને બારં-નવાર મળવામાં. ઈંદ્રસિંહને રજપૂત તેમજ મુસલમાનોની દરેક હીલચાલની ખબર મળતી. વળી રણમલ્લ ગુમ થવાની બાતમી રતન-સિંહને મળે તો જાપતો વધારે સખત થાય તેમજ નવો આવનાર માણસ રણમલ્લના વિચારનો ના હોય તો મૂંગે મોએ બધા જે કંઈ પણ થાય તે કેદમાં પડયા પડયા ઈંદ્રસિંહને સહન કરવું પડે ઈંદુ-મતીની બાબતમાં તે એક સ્ત્રી હતી એટલુંજ માત્ર ચિંતાનું કારણ હતું. રજપૂતનો ટેક સાચવવા ખાતર એ કારણ અકારણ થઇ પડયું

ને દુર્ગાદાસને બાતમી આપવા જતાં જે કષ્ટ વેઠવું પડે, છેવટે મરવું પડે તો તે પણ સહન કરી જવું એજ ઉત્તમ માર્ગ લાગ્યો. તેને જવાની તૈયારી કરવાનું રણમલ્લને માથે પડ્યું. રાતને સમયે તે કામ પાર ઉતર્યું. ઇંદુમતીને પુરુષવેષે અશ્વ પર આરૂઢ થઈ ગુમ થયાને કેટલેક દિવસ પસાર થઈ ગયા. દુર્ગાદાસ તરફનો કોઈ પણ બાતમીદાર આવ્યો નહિ તેમજ તેનું લશ્કર આવી પહોંચ્યાના સમાચાર પણ મળ્યા નહિ ઔરંગઝેબનું લશ્કર બહુ દૂર નહોતું. ઇંદ્રસિંહ કેદમાં પડયો પડયો અને રણમલ્લ બહાર ઉભો ઉભો અકળાયા. બહેનને મોકલવામાં ભૂલ થઈ એમ ઇંદ્રસિંહને લાગ્યું દુશ્મનના હાથમાંજ ગઇ હશે એ વિચારથી પોતે ઉતાવળ કરી, નાદાની કરી એમ મનમાં થયું તેમજ બે લશ્કર એક થયા કેડે ઔરંગઝેબના લશ્કરને હંફાવવું એ બહુ દુર્ઘટ કામ હતું. લશ્કર જેમ જેમ પાસે આવતું જાય, તેમ તેમ આ બન્ને વીરોનાં હૃદયમાં ચીરા પડતા જાય. માત્ર બે કોસ દૂરજ મુસલમાન લશ્કર આવી પડયું ને રતનસિંહ ઔરંગઝેબને સામા લેવા જવાની બાતમી ઇંદ્રસિંહને મળી હાથ પગ પછાડે કંઇ ચાલે એમ નહોતું, કેદમાં પડેલા કુમારથી કંઇ બની શકે એમ નહોતું, રણમલ્લ છૂટો હતો પણ કેદમાં પડેલા જેવો હતો. આખરે બન્ને જણાએ ભાગ્ય પર વિશ્વાસ રાખી મને કે કમને ગુપચુપ બેસી રહેવા ઉચિત ધાર્યું.

આણી તરફ ઇંદુમતી પાંચ દહાડા દિવસ ને રાત નહિ જેવો આરામ લઈ, પોતાના યત્નને પાર ઉતારવા, પોતાનાં શરીરની, પોતાનાં જીવની પરવા ન રાખતાં નગોરથી ઘણા ગાઉ દૂર નીકળી ગઈ. પહાડી પ્રદેશમાં કોઈ મુસાફર પણ તેને મળ્યો નહિ. તેણે ખરો માર્ગ લીધો કે ખોટો તે બતાવવા કોઈ વટેમાર્ગુ પણ તેણે દીઠો નહિ. પોતાની પાસે રાખેલાં ભાથાનો એકાદ વાર હાવે ત્યાં ઉપભોગ કરી રસ્તામાં આવતાં નાળામાંથી પાણી પી, ઘોડાને પાઇ, ચાંદની રાતે પણ બનતા લગી આગળ વધી, ઉપર આભ ને નીચે ધરતી, બિહામણી રાત અને આગળપાછળ વનપ્રદેશ એ ઘટનામાં આગળને આગળ ચાલી. છઠ્ઠા દિવસના સાંજ પડતાં તે બહુ શ્રમિત થઈ એમ તેને લાગ્યું અશ્વ પોતાનો વિચાર દર્શાવી શકતો નહોતો બાકી તેને પણ આરામની જરૂર હતી. સૂર્યનારાયણને પશ્ચિમ દિશા તરફ જતા જોઈ જંગલનાં પક્ષીઓ ઝાઝો કોલાહલ કરી પોતે માળામાં જાય છે તેની જાહેરાત આપતાં આમ તેમ ઉડી રહ્યાં છે.

ઇંદુ કેટલા ગાઉ નીકળી ગઈ તેની તેને ખબર નથી. કદાચ પાછા ફરવાનો વિચાર હોય તોપણ નાગોરની દિશામાં બરાબર જવાય કે કેમ એ પણ એક પ્રશ્ન હતો. કોઈ કાયરપોચી બાઈ હોત તો ક્યારનું તેનું હૃદય આ પહાડી પ્રદેશની લીલા જોઈ ફાટી જતે. ઇંદુ એક વીર રજપૂતાણી હતી. અશ્વ પર ફરવાની તેને નાનપણથી ટેવ પડી હતી, ભાલો અને તલવાર એ તેનાં નાનપણનાં રમકડાં હતાં એટલે કોમળાંગી હોવા છતાં એ કાયર થાય એવી નહોતી. ફાવટ આવે ત્યાં વિશ્રાંતિ લેવા તેણે આજે નક્કી કર્યું હતું તેને પણ તેમજ અશ્વને બાર કલાકના આરામની જરૂર હતી. કોઈ ઝાડની ઘટા આવે તો ત્યાં થોભી જવા તેણે ધાર્યું હતું. પણ એટલામાં એક નાની ઝુંપડી જેવું તેને દેખાયું. કદાચ ત્યાં વસ્તી પણ હોય એ આશાથી ઘોડાને તે તરફ મારી મૂક્યો. ઘોડો પણ તેનો ઉદ્દેશ સમજ્યો હોય તેમ ટૂંક મુદતમાં ત્યાં આવી પહોંચ્યો. ઘોડા પરથી ઉતરી, તેને થાબડી, તેના પગ વાળી, આમ તેમથી મળ્યો તેવો ચારો લાવી તેના આગળ મુકી દીધો. ઝુંપડીમાં વસ્તી હશે એ આશા તો વ્યર્થ ગઈ. ઝુંપડીનું બારણું ઉઘાડું હતું. અંદર કોઈ રહેતું હોય પણ હાલ તુરત બહાર ગયું હોય એવા ચિહ્ન દેખાય નહિ. દિવાલ તેમજ જમીનનો ભાગ છાણમાટીથી લીપી લેવામાં આવ્યો હતો અને આવા જંગલમાં પણ તેને સફાઈદાર બનાવવામાં કચાસ રાખવામાં આવી નહોતી. ઉપરાંત છાપરા પર કાંઈ ઝાડની ડાંખળીઓ, જુદી જુદી જાતનાં પાંદડાંઓનું વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીને ઉચિત એક સંગ્રહસ્થાન થઈ રહ્યું હતું. છાપરૂં સૂર્યના તાપને તથા કિરણોને અટકાવવા માટેજ બનાવવામાં આવ્યું હોય એમ લાગતું હતું. અને તેમ કરવાનો બાંધનારનો ઉદ્દેશ પૂરેપૂરો સફળ થયો હતો. ઝુંપડીમાં દાખલ થતાંજ ખુણામાં પડેલા ચક્ષમ સિવાય બીજું કાંઇ પણ ઇંદુની નજરે પડયું નહિ. ભાથું કાઢી તેને ન્યાય આપી તે આડી પડી ને બહાર ઘોડાએ ખોંખારો કર્યો. કોણ આવતું હશે તે જાણવાને ઉત્સુક બનેલી ઈંદુ ઉભી થઇ. બહાર આવી જોયું તો એક જોગી મહારાજ આવતા હતા. કમંડળને સ્થાને હાથમાં ભાલો હતો, મૃગચર્મ કે વ્યાઘ્રચર્મને ઠેકાણે ઢાલ જેવું કંઇ દેખાતું હતું ને કમરમાં તલવાર લટકતી હતી. સાધુનો મોંનો સીનો પણ ઓરજ હતો. કયા પરિતાપના પરિણામે આવી કુમળી વયે તેને જોગી થવું પડયું તે સમજાતું નહોતું. ચંદ્રમા જેવી તેનો

મુખની કાંતિ, એ.જાજ્વલ્યમાન તેનું શરીર, સપ્રમાણ પાડેલાં તેનાં શરીર-નાં અવયવો, ટાઢતડકાની પરવા ન રાખતાં, જે મળ્યું તે ખાઇ લેતા જોગીનો ખ્યાલ આપતાં નહોતાં ને તેથી તેની સાધુતા વિસ્મય પમાડતી હતી. ઈંદુ પણ આ જોગીને જોઇ મનમાં ગણગણી કે આ સાધુની સાધુતા આ શરીર અને કાંતિ છતાં અચળ રહી શકી હોય તો આ કોઇ નિર્લજ સાધુ હોવો જોઇએ. તેમજ લંપટતા કે ધૂર્ત-તાની તેના મોં પર જરા પણ છાયા નહોતી. હો તે હો, પણ પાસે આવતાંજ ઇંદુએ તેને નમન કર્યું. જોગીમહારાજ તો મિત્ર છે કે દુશ્મન તેનાથી વાકેફ ના હોવાથી ભાલો તૈયાર રાખીજ આવતા હતા. નમન થતાંજ તે ઠંડા પડી ગયા આણી તરફ રજપૂત સરદારને જોઇને આપણા જોગી મહારાજ પણ અજાયબીમાં લીન થઇ ગયા. તેની વય બહુ નાની હતી, શરીરની કાંતિ બહુ હેરત પમાડે એવી હતી, મૂછ તો હજી ઉગીજ નહોતી છતાં આવા બારીક સમયે, આવા દૂર પ્રદેશમાં પ્રયાણ કરવાની તેની હિંમત પર ફીદા થઇ ગયા હતા. તેનાં મોં પર કોમળતાની એટલી બધી છાયા છવાઇ રહી હતી કે તે સ્ત્રીત્વનું ભાન કરાવતી હતી. તે સ્ત્રી ના હોય ને તે જો પુરુષજ હોય તો તેના ચારિત્ર્યની બહુ-સારી છાપ પાડતી હતી. મિતાહારી, અલ્પ-ભોગી અને વિષયવાસનારહિત તે જુવાન હોવો જોઇએ એમ તેનાં દૂષણરહિત, કોમળ મુખ પરથી સ્પષ્ટ જણાઇ આવતું હતું.

જોગી—વીરપુરુષ, તું કોણ છે, કયાંથી આવ્યો છે, તારાં માત-પિતા કોણ છે, તારા જેવા નિરપરાધી દેખાતા માણસનો એવો તે શો કુસૂર હોઈ શકે કે જેથી તેમણે તને આવા સ્થાનમાં મોકલ્યો છે, તે તને હરકત ના હોય તો જણાવ.

ઇંદુ—મહારાજ, મારૂં નામઠામ, હું આપની આજ્ઞા વગર આપી શકું એમ નથી, કામ પણ જણાવી શકું એમ નથી. હું એકલો નથી પણ જગતનો તાત હું જ્યાં જાઉં ત્યાં મારી જોડેજ હોય છે.

જોગી—'ઠીક.' અવાજ નીકળતાંજ મનમાં જરા પણ સંદેહ હશે તે દૂર થયો. આવી રમણી મુસલમાનો પોતાનો જુલ્મ બધે ચલાવી રહ્યા છે તેવા સમયમાં આ પ્રદેશમાં એકલી કેમ નીકળી પડી તે તે સમજી શકયો નહિ. ખરી બીના જલદી નીકળી આવે એ ઉદ્દેશથી જોગી બોલી ઉઠયો "એ જુવાન, હું દેખાઉં છું કંઈ ને છઉં કંઇ

તું પણ દેખાય છે હું ને છે કંઈ. બન્ને એક રીતે સરખા છીએ."

ઇં.—એમ હોવાનું કંઇ કારણ ?

જો.—રજપૂતોનો ઉધ્ધાર, શત્રુઓનો સંહાર

ઈ—તે કરવા ભેખ લેવાની જરૂર પડતી નથી.

જો—દુશ્મનની હીલચાલની ગુપ્ત બાતમી મેળવવા, મારા અનુયાયીઓને મળવા. ફાવે તેમ ફરવા આ એક સાધન છે.

ઇં.—આપનું વતન.?

જો.—મૂળ તો જોધપુર, હાલ તો આ વનપ્રદેશ.

ઈં.—આપનું નામ?

નામ પૂછતાંની સાથે જોગીને વિચાર આવ્યો કે ધૂનમાં ને ધૂનમાં એ બધુંએ ભભડી ગયો પણ જેને તે સ્ત્રી માનતો હતો તેણે એક પણ વાત પોતાના તરફની જણાવી નહોતી, તે સ્ત્રીજ છે એમ પણ તેણે કયાં કબૂલ કર્યું હતું ?

"અરે નવ જવાન, તેં તો હજુ તારો કંઇ પણ ઇતિહાસ આપ્યો નથી અને મારી પાસેથી તેં સઘળુંજ જાણી લીધું." ખરૂં જોતાં જોગી મહારાજ ઇંદુની નિર્દોષ કાંતિમાં અંજાઇ ગયા હતા અને સ્પષ્ટ હકીકત ખુલ્લા દિલથી બોલી ગયા હતા.

ઇં—જોગી મહારાજ, તમારા વચનમાં વિશ્વાસ રાખવો કે કેમ એ આશયથી મેં આટલા પ્રશ્નો તમને પૂછ્યા. આપ જવાબ આપતા જતા હતા ને મારી નજર આપના ચહેરા પુરજ રહેતી હતી ને તે પર થતા બારીક ફેરફારનું હું અવલોકન કરતી હતી.

જો. માણસ ભોળું દેખાય પણ અંદર કેટલીક વાર ઉંડું હોય છે. તમારી પરીક્ષામાં હું પસાર થયો હોઉં તો મને તમારો ઇતિહાસ જણાવશો. સવારના પહેરમાં મારે માથે મોટું કામ છે ને તેથી આરામની મને ઘણી જરૂર છે,

ઈ.—મહારાજ, હું એક રજપૂત કન્યા છું. મને ઘેરથી નીકળ્યાને આજ છ દિવસ થયા પણ કોઈ પણ મનુષ્યના મને મુલાકાત થઈ હોય તો તે આપનીજ. હજી કેટલા દિવસ વધુ નીકળી જશે ને તેમ થતાં પણ મારો પ્રયત્ન સફળ થશે કે નહિ તે એક સવાલ છે.

જો—હું આ પ્રદેશનો પૂરો ભોમીઓ છું, કયે ધામ પહોંચવાની તારી ઇચ્છા છે, કોને મળવા તું ઉત્સુક છે તે મને હરકત ના હોય

તો જણાવ. તારૂં પંખી કંઇ ઉડી ગયું છે ? તેની તું શોધ કરવા નીકળી પડી છે ?

ઇ.—મારૂં પંખી અત્યાર સુધી હતુંએ નહિ ને ઉડી પણ નથી ગયું. આ વનપ્રદેશમાં ભ્રમણ કરતા, રજપૂતની સ્વતંત્રતા માટે મરણાં સુધી લડવાનો ઉદ્દેશ રાખતા વીરની હું શોધમાં નીકળી છું.

જો. બાળા, તું એક ખરેખર રત્ન છે. સમયને ઉચિત તું સાવધ બની ગઇ છે. હજી મારામાં તને પૂરો વિશ્વાસ બેઠો નથી. તું શું દુર્ગાદાસની શોધમાં છે?

ઇ.—મહારાજ, ક્ષમા કરજો. ભૂલ મારી નથી પણ સમયની છે. હું કંઇ વધતું ઓછું બોલી દઉં ને તમે મિત્ર છો એમ કહ્યા છતાં કંઈ જુદુંજ નીકળે તો મારૂં કામ એમનું એમ રહી જાય વળી ને કામ ઉપર હાલ કોઈ આવી શકે એમ નથી. હું એ વીર-શિરોમણિ દુર્ગાદાસનીજ શોધમાં છું. મારૂં નામ ઇંદુમતી છે.

જો.—ઇંદુમતી, તું મને આજ આ રીતે મળી ના હોત તે છ શું પણ છત્રીસ દિવસ અહિં આથડી હોત તો પણ અમારે પત્તો તને લાગતે નહિ. આ ઝુંપડીમાં રહેવાનું, આ વેશ ધારણ કરવાનું આ એક કારણ છે. અમારી શોધમાં નીકળેલા માણસોને આશ્રયનું આ એકજ સ્થાન છે. માર્ગમાં કોઇ પણ જગા વિશ્રાંતિ માટે હાથ લાગતી નથી, ને કંટાળીને છેવટે દરેક મુસાફરને અહિં આવવું પડે છે.

ઇં.—ત્યારે શું આપ દુર્ગાદાસ છો!

જો.—ના. પણ તેમની પાસે લઇ જવા હું શક્તિમાન છું તારી ઇચ્છા હું પાર પાડું તો તું શું આપશે?

ઇં.—જે માગશો તે.

જો.—જે માગું તે આપવા તું શક્તિમાન છે કે નહિ તેની મને ખબર નથી. હં, પણ બાળા, તારૂં વતન ક્યાં છે ? હું કોણ છું તે જાણવાની તીવ્ર ઇચ્છા તું સમાવી શકતી ન હોય તો મને વચન આપ કે મારૂં નામ તારે કોઇને પણ જણાવવું નહિ.

ઇ.—તમારો ભેદ હું મનમાંજ રાખીશ.

જો.—તો સાંભળ, મારા પિતાનું નામ દુર્ગાદાસ છે.

ઇ.—ને આપનું નામ શું તેજસિંહજી ?

જો.—ના, તેજસિંહ રજપૂતને સ્વતંત્રતા મળી નથી, જ્યાં સુધી હું પરતંત્ર છું ત્યાં સુધી મોટે નામે મને કોઈ બોલાવે તે મને પસંદ નથી.

ઈન્દુમતીને હવે કળ વળી, પોતાનો પૂરો ઇતિહાસ તેને જણાવી દીધો. ઔરંગઝેબ આવે છે તેની ખબર આ વીરોને પડી ગઈ હતી પણ નાગોરવાળાની મદદમાં આવે છે એમ તેઓ જાણતા નહોતાં. ઔરંગઝેબની સામે થવાની તેઓ તૈયારી કરી રહ્યા હતા ને તે બહુ દૂર નથી એવી ખબર આવી હતી. આમ વાત થતી હતી ને એક સ્વાર આવી પહોંચ્યો. તેણે આવી તેજસિંહને તલવારથી નમન કર્યું અને કહ્યું "ઔરંગઝેબનું લશ્કર જોધપુર તરફનો રસ્તો ના લેતાં નાગોર તરફ વળ્યું છે"

તે.—જોધાજી, મને હમણાંજ આ વીર તરફથી એ બાતમી મળી. રસ્તાની ખબર ના હોવાથી પાંચ કલાકની મુસાફરીના એમને છ દિવસ નીકળી ગયા. હશે, હવે ઈલાજ નથી. પ્રથમથી ખબર આવી હોત તો......

જો.—હજી પણ આપણે ધારીએ તો નાગોર વખતસર પહોંચી શકીએ તથા આપણા ભાઈઓને મદદ આપી શકીએ.

તે.—જોધાજી તમે ઉતાવળા મા થાઓ. ઔરંગઝેબ નાગોર પર આક્રમણ કરવા જતો નથી. તેની મદદે ઉભા રહી જોધપુર પર ચઢાઈ કરવા માંગે છે. વહેલી ખબર મળી હોત તો નાગોરનાં લશ્કરને તથા ઔરંગઝેબના લશ્કરને મળી જવાનો વારોજ ન લાવતે. તો પણ આ વીરનો આપણે ઓછો પાડ માનવાનો નથી. આ સમાચાર એમણે ના આપ્યા હોત તો આપણે નાગોરનાં રક્ષણ માટે દોડી પહોંચતે ને બન્ને દુશ્મનનાં દળનું ભક્ષણ તેમને ઝાઝી તકલીફ આપ્યા વિના થઈ પડતે. આપણી મેળેજ આપણે બે બાજુથી ઘેરાઈ જતે.

જો.—આ ભાઈ કોણ છે? એમના વચનમાં વિશ્વાસ મૂકવામાં વાંધો તો નથીને ?

તે.—એમની સ્વદેશભક્તિ તથા એમણે આપેલી ખબર માટે હું જુમ્મેદાર છું. એમની વિશેષ માહિતી હાલ હું આપી શકતો નથી. ઔરંગઝેબનું લશ્કર કેવડું છે તેની કંઇ ખબર મળી?

જો.—હા, દશ હજાર માણસ લઈ તે આવ્યો છે.

તે.—ત્યારે તો એક ઇલાજ રહ્યો છે. બાપુને મળ્યા પછી જેવો તેમનો તેમજ બધાનો વિચાર. બે લશ્કરના મેળાપ આપણે અટકાવી શકીએ એમ નથી, જોધાજી, તમે આ વીરની સાથે બાપુ જાઓ. હું તમને સવારમાં મળીશ.

ઈં.—મારો વિચાર જુદો છે. હું મારે મુકામે હવે પાછો ફરીશ, જેથી મારી શોધાશોધ થશે નહિ તેમજ વહેમનું કારણુ કોઇને મળશે નહિ.

તે.—તેમ કરવામાં મુસલમાનોના હાથમાં સપડાઈ જવાનો ડર છે. તેમ છતાં જો તમારી પ્રબળ ઇચ્છા હોય તો હું તમારી સાથે આવીશ.

ઈં.—આપની જિંદગી જોખમમાં મૂકવા હું માગતી નથી. હજી આપને ઘણું કામ કરવાનું છે. કદાચ મુસલમાનોના હાથમાં સપડાઇશ તો કેમ છટકવું તેની બારી મેં શોધી કાઢી છે.

તે.—ઠીક ત્યારે જોધાજી. જાઓ, બાપુને સઘળું નિવેદન કરો. મેં જે ખબર આપી છે તેમાં જરા પણુ શંકા રાખવાનું કારણુ નથી.

જો.—જેમ ઇચ્છા.

“ઇંદુમતી, રાતનો વખત છે, સાવધ રહેજો. મારો વિચાર અત્રેજ રહેવાનો હતો પણુ સમયને માન આપ્યા વગર છુટકો નથી. સવારે હું આવીશ તથા તમારે એકલાં, જવું કે કેમ તેનો નિર્ણુય તે વખત કરીશું હાલ તુરત તો આરામની તમારે જરૂર છે. કદાચ તમને ના મળું તો ઇંદ્રસિંહને કહેજો કે ઔરંગઝેબનાં લશ્કરને હંફાવવા આમ વિચાર રાખ્યો છે” ઇંદુમતીનાં કાનમાં કંઇ તેણે કહ્યું ને પછી ઉઠયો.

બહાર જઈ, સવાર થઈ. ઇંદુની રજા લઈ ઘોડો મારી મૂકયો. રાત ચાંદની હોવાથી, નાંખી નજર પહોંચી ત્યાં સુધી ઇંદુમતી તેને જોતી ઉભીજ રહી. અંતે નિશ્વાસ નાંખી, અંદર આવી, આવતાંજ આડી પડી પડતાંજ ઘસઘસાટ ઉંઘી ગઈ.

પ્રાતઃકાળ થયો. સૂર્યનારાયણુ ઔરંગઝેબના અતિ જુલમથી કંટાળી હિંદમાં વર્તાવેલા તેના કેરથી ગુસ્સે થઈ, જોધપુર પરનાં આક્રમણુથી નારાજ રહી, પોતાનું અનુપમ તેજ પૃથ્વી પર નાંખવા રજી ના હોય, પૂરી નિદ્રા ના આવી હોય એવો આળસુ માણુસ પોતાની આંખ મીચી બગાસાં ખાતો ખાતો કમને ઉઠે તે મુજબ

ધીરેધીરે ઉપર આવતા હતા. તેમનું મોં ફીકું પડી ગયું હતું. પશુ-પક્ષીઓ જાણે સમય સમજી ગયાં હોય, પરંતુસ્થિતિ તેમને ના ગમતી હોય તેમ કોલાહલ કરી રહ્યાં હતાં, એક સ્થાને ચુપચાપ પડી રહેતાં નહોતાં, ઝાડ પર ઠરીઠામ બેસતાં નહોતાં. ઝાડપાન પણ તેમનાં પર થતાં આક્રમણથી હચમચી ગયાં હતાં, કંપી રહ્યાં હતાં. અધુરામાં પૂરું વાયુનો વેગ ધીરેધીરે વધવા માંડ્યો ને આ વનપ્રદેશમાં કોલાહલ મચી રહયો. કુદરત પણ ઔરંગઝેબ પર રૂઠી હોય તેમ આ વનપ્રદેશે ભયંકર રૂપ ધારણ કર્યું. અતિ ઘોંઘાટથી ઇંદુમતી ઝબકી ઉઠી ને આસપાસ નજર કરી, પણ વાવાઝોડું એવું સખત આવ્યું કે આંખ વીંચી દીધી. તોફાનને અંગે બહાર ઘોડાની શી સ્થિતિ હશે તે જાણવા ઉત્સુક હતી પણ જરા તોફાન નરમ પડે બહાર પગ મૂકવા ધાર્યું. આવા ઘોંઘાટમાં પચ્ચીસ ત્રીસ માણસના રસાલા સાથે એ ઝુંપડી તરફ કોઇ આવતું હતું તેની તેને ખબર રહી નહિ. આવનાર પણ જાણતું નહોતું કે અહિં એક ઝુંપડી હતી ને તેમાં એક બાળા પુરુષવેષમાં બેઠી હતી.

પવનનું જોર કમતી થયું. ઇંદુમતી ઘોડાની ખબર લેવા ઉઠી ને તેણે જોયું કે ભાલાદાર મુસલમાન સિપાઇઓની ટુકડીએ તેની ઝુંપડી ઘેરી લીધી હતી તથા તેનો ઘોડો એક મુસલમાન સરદારે પોતાને હવાલે લીધો હતો.

ઇનાયતખાન.—તું કોણ છે ?

ઇંદુમતીએ પોતાનો ઘાટ બાજુ બેસી ગયો હોય એમ ઢોંગ કરીને કહ્યું. સરદાર સાહેબ, હું નાગોરથી આવું છું. આજથી આઠ દિવસ પર શહેનશાહ ઔરંગઝેબનો અમારા માલિક રત્નસિંહ પર પત્ર આવ્યો છે. બાદશાહ અમારી કુમકે રહી જોધપુરનું રાજ્ય અમને અપાવવા માગે છે. મને એક કાસદ તરીકે આ વનપ્રદેશમાં દુશ્મન-ની હીલચાલની ખબર મેળવવા મોકલ્યો છે." ઇંદુમતીએ તો આગળથીજ પાટા ગોઠવી મૂકયા હતા. ઇનાયતખાનને પણ પૂછતાંની સાથે તર ત જવાબ મળતાં તેના બોલ્યામાં વિશ્વાસ આવ્યો. વળી સ્વાભાવિક રીતે પચીસત્રીસ માણસની વચ્ચે ઘેરાઇ જવાથી ગભરામણ કે અકળામણ થાય તે ઇંદુના મોં પર જણાતી નહોતી. તેમના આવવાની જાણે રાહ જોતી હોય તેમ થડ કલેજે તે તો ઉભી રહી.

ઇના- ભલે તે ખરૂં હોય, પણ તમારે અમારી જોડે નાગોર આવવું પડશે.

ઉ.—તેમ કરવામાં મારે કોઇ જાતની હરકત નથી. માત્ર જે આશયથી મને અહિં મોકલી છે તે સરશે નહિ.

ઈ.—તો ભલે, પણ પૂરી ઓળખાણ વગર બીજા કોઈ પણ નિશાની વગર તમને અહિં મૂકી હું ચાલ્યો જાઉં તો બાદશાહનો કોપ મારે માથા પર ખાલી વહોરવો પડે. તમારી ટુકડીને પણ બાદશાહે બાતમી મેળવવા ખાતરજ મોકલી છે. પણ આ ઝુંપડી સિવાય અહિં તો કંઇ દેખાતું નથી.

ઝાઝી ખટપટ ના કરતાં ઈનાયતખાન તેના માણસોને લઇ નાગોર આવ્યો. ઇંદુમતીને પોતાના એક માણસ સાથે રત્નસિંહ કને મોકલી આપી. રત્નસિંહ જાસૂસ પકડાયાના સમાચાર સાંભળી હરખાયો પણ ઇંદુને જોતાંજ અજાયબ થયો. આખરે, ઇનાયતખાનને થાપ આપનાર ઇંદુમતીએ રત્નસિંહને સમજાવી દીધા. રત્નસિંહ પણ કામમાં તેમજ ઉમંગમાં હતો એટલે ઝાઝી પરવા ઇંદુની તેણે કરી નહિ. ઔરંગઝેબની છાવણી ચારેક દિવસ નાગોરમાં રહી પણ દુર્ગાદાસ તરફથી કોઇ પણ જાતની હીલચાલ તેમના જોવામાં આવી નહિ. આખરે કંટાળી જોધપુર પહોંચતાં સુધીમાં પણ કોઇ જાતની હીલચાલ દેખાઇ નહિ. જરા પણ લોહી રેડાયા વગર, જોધપુર, મારવાડનું અંગ, સર થશે એમ ઔરંગઝેબની ધારણા નહોતી. દુર્ગાદાસ લશ્કરનેજ દેખી ડરી ગયો એમ સમજી ઔરંગઝેબનો હર્ષ માયો નહિ ને વધારે ઉતાવળે પગલે જોધપુરના કોટ આગળ આવી પહોંચ્યો દરવાજા પણ અમથાજ વાસ્યા હતા. દુશ્મન ગમે તેમ છુપાયા ના હોય તેની તજવીજ રાખી, જોધપુર કોઇ પણ જાતની મહેનત વગર કાબૂમાં આવ્યાથી, હર્ષમાં ને ઉમંગમાં લશ્કર શહેરમાં દાખલ થયું.

---

## પ્રકરણ ૧૩

### રંગમાં ભંગ

જોધપુરમાં દાખલ થતાં જે હર્ષ થયો તે દાખલ થયા પછી લાંબો વખત ટકી શકયો નહિ. ગામમાં તાંખી નજર પહોંચાડતાં વસ્તીનું નામ નહોતું. તેમજ દુકાનોનાં બારણાં ઉઘાડાં ફાક પડયાં હતાં પણ તેમાં કંઇ પણ ચીજનું નામનિશાન રહ્યું નહોતું. તાપ તો એ પ્રદેશમાં પોતાનુંજ રાજ્ય કરીને બેઠેલો એટલે તેને કંઇ ઔરંગઝેબના હુકમની પરવા નહોતી. અસહ્ય તાપ, વસ્તી વગરનું

ગામ, ખાલીખમ કુકાનો, સુકાઇ ગયેલા તળાવો જોતાંજ ઔરંગઝેબ ઉશ્કેરાયો, તેનો ક્રોધ માયો નહિ, ક્રોધ કાઢવા માટે જડ વસ્તુ સિવાય કંઇ સામું હતુંજ નહિ એટલે તેના પર ગુસ્સો કાઢી પોતાની જડતા તેણે બતલાવી. હિંદુઓનાં દહેરાં વગેરે જે કંઇ માર્ગમાં આવ્યું તેને તોડી ફોડી મેદાન કર્યાં. રત્નસિંહની તાકાદ નહોતી કે ઔરંગઝેબને તેમ કરતાં અટકાવે. ઇંદ્રસિંહ છુટો હોત તો ખેલ જોવા જેવો થતે પણ તેને રાજ્યના કેદી તરીકે એક મીઆનામાં ઘાલી જોડે લીધો હતો. તેમજ તેને કેદ કર્યાની વાત રત્નસિંહ, રણમલ્લ, ઇંદુ તથા ભાનુ સિવાય કોઇ જાણતું નહોતું. રત્નસિંહને ઇંદ્રસિંહ સાંભર્યો પણ તેને હાલ છેડવામાં કે છુટો કરવામાં માલ નહોતો તેથી તે ચૂપ રહ્યો. ઔરંગઝેબે તો લીલીસુકી જોયા વગર ફાવે તેમ હિંદુઓના પવિત્ર ધામનાં ફનાફાતીઆં કરી નાંખ્યાં.

ચાર પાંચ દિવસ માંડમાંડ આ રીતે પસાર થયા. પણ ઔરંગઝેબને કે તેના લશ્કરને કોઈ પણ રીતે કળ વળતી નહોતી. કયાં દિલ્હીનો એશઆરામ ને કયાં આ જોધપુર તાપનું ધામ. ન મળે અન્નારનો શરબત કે ન મળે હોજની થંડી લહેજત. તાપને લીધે ઘોડાઓ તેમજ માણસો પણ મરવા મંડયાં. ઔરંગઝેબે આખરે કંટાળી જુજ માણસો સાથે રાખી, રત્નસિંહને રાજ્યની લગામ સોંપી પડાવ ઉઠાવવા વિચાર કર્યો.

કોટના મુખ્ય દરવાજા આગળના પહેરેગીરોની સ્થિતિ છેક આવી નહોતી. તાપ તો ત્યાં પણ સખતજ હતો. પણ એક બહાર રખડતા જોગીને જબરદસ્તીથી ખેંચી લાવી તેની પાસે ગાયન કરાવવામાં તેમનો વખત આનંદમાં પસાર થતે. એ જોગીનાં સંગીતમાં તેઓ એવા લીન થઈ જતા કે તેમાં તાપ કે તડકાનું તેમને ભાન રહેતું નહિ. પહેરેગીરો સાથે જોગીનો પરિચય ધીરે ધીરે વધી ગયો ને જોગીને વગર પરવાને ગામમાં જવાનો હુકમ મળ્યો. કેટલાક રજપૂત સિપાઇઓનો પણ વારો આવતો એટલે જોગીનાં આગમનની વાત ધીરે ધીરે રત્નસિંહ સુધી પણ જઈ પહોંચી. વળી જોગીરાજ ભવિષ્ય ભાખવામાં એકકો ગણાતા હતા. બાદશાહ વધુ દિવસો અહિં રહેશે નાહ, ગ્રહપ્રમાણુ આ ગામમાં હાલ વધશે. એવી સામાન્ય આગાહી તેમજ પહેરેગીરોની ઘરસંસારની વાતો મો જોઇ જોગીરાજ બોલ્યા જતા ને તેથી તેમના પર બધાનો વિશ્વાસ બેઠો હતો. એ સમય જ્યોતિર્વિદ્યાનો હતો. રાજારજવાડાઓ જોષીએ કાઢેલા વર્ષફળમાં [illegible]

. હિંદનેજ એ ચેપ લાગ્યો હતો એમ નહોતું. ખુદ ઇરાનના શાહ શહાઅબ્બાસને એક દિવસ એવો બનાવ બન્યો કે તેના બાગે પરસ્તાનમાં તેને અત્યંત પ્રિય એક રોપો વાવવાને માટે તેણે એક ઇરાનના કુશળમાં કુશળ ને રાજ્યના જોષીને મુહૂર્ત પૂછ્યું. જોષીએ કહ્યું કે આજ રાતના જેવો બીજો સારો સમય નથી. ખુદ માળી હાજર નહોતો ને સવાર સુધી પાછો ફરે એમ નહોતું. બાગબગીચાના અત્યંત શોખીન શાહે જાતેજ હાથમાં કોદાળી લઇ, નાપસંદ પડતા રોપાંઓ કાઢી નાંખી, કોઇકને અવારનવાર ફરી નાંખી, તેનાં સ્થાન બદલી જોષીએ કહેલા વખતેજ બરાબર પેલો રોપો વાવ્યો. માળી સવારે આવો પહોંચ્યો તથા આ બીના જોઇ અકળાયો આગલી સાંજે પોતે જે જોઇ ગયેલો તે બધું ફેરવાઇ ગયું હતું. નવા રોપાનું સ્થાન પણ તેને પસંદ પડ્યું નહિ. જરા પણ ગુંચવાયા વગર તેણે પોતાને મનમાનતું બધું ઠીક કરી લીધું તથા પેલા નવા રોપાને કાઢી નાંખ્યો. શાહ સવારે જોવા આવ્યો ને ગુસ્સે થઇ બોલ્યો. "આ બધું અસ્તવ્યસ્ત કોણે કરી નાંખ્યું ? શુભ મુહૂર્ત જોઇ વાવેલો આ રોપો કોણે કાઢી નાંખ્યો ?" માળી ત્યાં હાજર હતો તે જરા પણ ગભરાયો નહિ ને કુરનસ બજાવી બોલ્યો, "અયે શહેનશાહ એવો તે કયો અકકલનો નમૂનો જોષી હતો કે જે આ રોપાનું ભવિષ્ય પૂરા ચોવીસ કલાકનું પણ ભાખી શકયો નહિ ?"

શાહ બોલ્યા વગર ચાલતો થયો. આ રીતે હિંદમાં તેમજ દુનિયાના બીજા ભાગોમાં જોષીમાં શ્રદ્ધા વિશેષ હતી. જોગી મહારાજ તે જાણીનેજ જોષી હોવાનો દાવો રાખતા હતા.

રત્નસિંહને પણ પોતાનું ભવિષ્ય જાણવાની ઇચ્છા થઇ. જોગીને પૂછતાં સાત દિવસ પછી કહીશ એટલો જવાબ આપ્યો. જોષીની વાતચીતમાં તેમજ સંગીતમાં રસ પડવાથી પોતાના પુત્ર ઇંદ્રસિંહને સુધારવા તેમજ તેના દિલગીરી દૂર કરવા જોષીને મોકલવા સૂચના કરી. ઇંદુમતીનો પણ તેમ કરવામાં હાથ હતો. આટલે સુધી તો જોગીરાજનું ગાડું ઠીક ગબડવા કર્યું.

રત્નસિંહનો રાજ્યાભિષેક ધામધૂમ સાથે થઈ ગયો ને ઔરંગઝેબે દિલ્હી જવાની તૈયારી કરવા માંડી લશ્કરના મોટા ભાગને અજમેર જવાનો હુકમ હતો એટલે માત્ર થોડાક રસાલા સાથે તેણે દિલ્હી તરફનો રસ્તો રાતોરાત ગરમી બહુ ન લાગે એ આશયથી લીધો. બીજા દિવસે સવારે બાકીના લશ્કરને ઉપડવાની ધામધૂમ થઇ રહી.

આણી તરફ આપણા જોષ જોતા જોગી મહારાજે ઘણા રજપૂતોને ભુરકી નાંખ્યા હતા. કેટલાએકને તમારા દેશને માટે તમે મુસલમાનો

સામે લડવા મેદાન પડશો એમ પણ જોષ ભાખ્યો હતો. કહેવામાં જોષી એવી સફાઇ રાખતા કે આવી અંદર પડતી વાત બીજી મોટી વાતોમાં ગાવ દબાઇ જતી ને માત્ર સમય આવતે તે વાત તાજી થતી. આગલી રાત સુધી જેટલો વેષ ભજવાય તેટલો ભજવવામાં જોગીરાજે બાકી નહોતી રાખી.

સવારે ઔરંગઝેબનું લશ્કર પોતાને મુકામેથી ઉપડ્યું. વિદાય થતી વખતે રજપૂત લશ્કરને પણ બાજુએ ઉભું રાખવામાં આવ્યું હતું. શહેરના મધ્ય ભાગમાં ઔરંગઝેબના ખોફને આધીન થઇ પડેલાં બે ત્રણ દહેરાં આવી રહ્યાં હતાં. લશ્કર ત્યાં આવતાંજ ગરબડ મચી રહી, શોરબકોર થયો. શું છે તે જાણવાની જિજ્ઞાસા તૃપ્ત થાય તે પહેલાં જોડે ઉભેલા સિપાઇની તલવારનો ઘા એવો એકાએક પડતો કે સામી તલવાર ખેંચવા સિવાય બીજો છુટકો નહોતો. મિત્ર કે દુશ્મન બિચારા મુસલમાનો સમજી શકયાજ નહિ. રજપૂતો, કોઇ ચંદ્રસિંહને મુસલમાનો સામે તલવાર ફેરવતો જોઇને, તો કોઇ જોગીરાજને નીહાળીને, કોઇ સામાંજ જમીનદોસ્ત થઇ પડેલાં દહેરાં જોઇ અકળાઇને તો કોઇ જોગીમહારાજની વાણી ખરી પડી એ વિચારથી ઉશ્કેરાઈને, કોઇ રત્નસિંહે બાજી બદલી એમ માનીને તો કોઇ પોતાનો બચાવ કરવાની જરૂર સમજીને સામા લશ્કર પર તુટી પડયા. મુસલમાન લશ્કર ખાખાવીખી થઈ ગયું. અધુરામાં પૂરૂં લશ્કરનો ભાગ દરવાજા બહાર નીકળી ગયો તે પણ બચી શકયો નહિ. બહાર એક નવુંજ રજપૂત દળ ઉભું હતું. દુર્ગાદાસ તેનો નાયક હતો. બહાર નીકળી આવતાને સ્વધામ પહોંચાડી લશ્કર શહેરમાં ધુસ્યું ને ત્યાં તેણે ભારે કતલ ચલાવી મૂકી. મુસલમાન સરદારો પણ ઘણા પડયા. જોધપુરનાં રક્ષણાર્થે રાખેલું બાદશાહી લશ્કર, ઇનાયતખાનની સરદારી નીચે હતું, તે પણ થોડું ઘણું કપાઇ મુઉં. ઈનાયતખાન બહાદુર સરદાર હતો, બાજી પલટાઇ સમજી બીજે દરવાજેથી શહેર બહાર નીકળી ગયો. નવું રજપૂત દળ નજરે પડતાંજ બહાર નીકળી બીજો કોઈ માર્ગ લઇ મુસલમાન લશ્કરનો બચાવ કરવાનો વિચાર મુલતવી રાખી તે અજમેર ના જતાં દિલ્હીના માર્ગે ચઢ્યો.

ખુનામરકી ધીરે ધીરે ઓછી થઇ, રજપૂતનો વિજયવંત વાવટો લઇ જોગીરાજે લશ્કર સાથે રાજ્યમહેલ તરફ ચાલવા માંડયું. આ સ્થિતિથી અણવાકેફ રત્નસિંહ મહેલમાં બેઠો હાથપગ અફાળતો હતો. શું

કરવું તે તેને સુઝતું નહોતું. પોતે મહેલમાંથી બહાર નીકળતે તો મુસલમાનો તેને તો જરા પણ વિચાર કર્યો વગર રામશરણ પહોંચાડતે. જોગીને તેણે સવારમાં જોયો હતો, પણ પછી તે અદૃશ્ય થઇ ગયો હતો. અલપઝલપ તે મહેલની બારીએથી મુસલમાનોની ખુવારી કરતો દેખાતો. તેનુંજ આ કારસ્તાન છે એમ તેને જણાયું. છતાં પણ એના લશ્કરના બધાજ કેમ ફુટયા તે તેને સમજાયું નહિ. મને હવે જીવવાની બારી નથી એમ સમજી તે ઇંદ્રસિંહને મળવા તેના કેદખાના તરફ ગયો. પહેરો રણમલ્લનો નહોતો પણ કોઇ બીજોજ નવજુવાન ત્યાં દેખાયો. કેદખાનાની ચાવી લઇ ઉઘાડી અંદર જોયું તો ઈંદ્રસિંહને સ્થાને ઇંદુમતીને જોઇ. ગુસ્સો હાથમાં રહ્યો નહિ, તલવાર મ્યાનમાંથી કાઢી, તે નીહાળતાંજ પહેરેગીર બોલી ઉઠયો "ખબરદાર, બિનગુનેહગાર માર્યો જાય છે. અન્યાય થાય છે, બાપુએ મુસલમાનોને મદદ કરવામાં તો કાળી ટીલી વહોરી લીધી છે. સ્ત્રીહત્યા, બાળહત્યા કરી નામ વધારે કલંકિત કરવા જરૂર નથી.

ર.—કોણ ભાનુ?

પહેરેગીર—જી, હા.

આમ વાત થાય છે એટલામાં તો વિજયવંત રજપુતો ત્યાં આવી પહોંચ્યા. મોખરે જોગીરાજ પણ હતા.

ર.—અહો, આ કોણ, દુર્ગાદાસજી તથા રાજ્યના ભાયાતો જોગટા પણ સાથેજ છે.

જો.—"ઇંદુમતી, લો આ રજપૂતનો વિજયવંત વાવટો મહેલ પર ફરકતો કરવાનો છે!" એમ કહી વાવટો તેને આપી દીધો.

રત્નસિંહની આંખમાંથી તો અગ્નિનો વર્ષાદ વરસતો હતો. "અરે જોગટા, મ્હારા ઘરમાં મારી પુત્રીને હુકમ આપનાર તું કોણ?" ઇંદ્રસિંહ પર નજર પડી, મ્યાનમાંથી તલવાર બહાર કાઢી. ઇંદ્રસિંહે તે જોયું, આગળ આવી બોલ્યો. "પિતાજી, મારું કર્તવ્ય હું બજાવી ચુકયો છું, હું મરવા તૈયાર છું."

જોગી.—પુત્રહત્યા કરી વધારે કલંકિત થવું નથી. ગુનેહગાર આ જોગી છે, વેષધારી છે.

ર.—જોગટા, તારામાં રજપુતાઇ હોય તો તલવાર બહાર કાઢી મારી સામે થા.

જોગીની તલવાર મ્યાનમાંથી ઉછળી. દુર્ગાદાસ બોલી ઉઠયા, રત્નસિંહજી, જે થયું છે તે રજપૂતનાં નામને શોભા આપે એવુંજ થયું છે. તમારી આંખ આગળ, રજપૂત વીરોની સંમુખ, હિંદુઓની, તેમનાં દહેરાંઓની અવદશા ખરો રજપૂત બચ્ચો સહન કરેજ નહિ. તમારૂં તેમજ આ જોગીનું હજી ઘણું કામ છે. અમારાથી અહિં રહેવાય એમ નથી. આપણા માથાના મુકુટ હજી બાળક છે, તમે તેના મુરબ્બી છો, તો પ્રતિનિધિ તરીકે હાલ તમે રાજ્ય ચલાવો.

ર.—હું શું ખરો હક્કદાર છતાં, મોટો હોવા છતાં બાળરાજાનો પ્રતિનિધિ થઇ બેસું !

જોગીથી બોલાઇ જવાયું. "ઔરંગઝેબના પ્રતિનિધિ થવામાં રજપૂતની વિશેષ મોટાઈ છે."

ર.--જોગટા, ચૂપ રહે. મારો વિચાર હું ફેરવી શકતો નથી. તારી જોડે દ્વંદ્વયુદ્ધ કર્યા વગર હું સુખે બેસવાનો નથી. તું અહિં શી રીતે આવ્યો, વગેરે બધું હું સમજી ગયો છું. માત્ર તું કોણ છે તે જાણવાનું રહ્યું છે.

જોગીએ વેષ ઉતારી નાંખ્યો ને તેજસિંહ મ્યાનમાંથી તલવાર કાઢી ઉભો. રત્નસિંહને સમજાવવામાં વિશેષ ફાયદો નહોતો. બાકી એક પણ રજપૂતનું અમથું લોહી રેડાય તે દુર્ગાદાસને પસંદ નહોતું. તેજસિંહને જોતાંજ, દુર્ગાદાસનું પુત્રરત્ન છે એમ જાણતાંજ રત્નસિંહનું મન પાછું ફર્યું પણ પાછું છોડાય એમ નહોતું. તે એક નીડર રજપૂત હતો એટલે બીરુતાનો અંશ તો તેનામાં હતોજ નહિ. બન્ને મહેલ આગળના ચોગાનમાં આવી ઉભા, બન્નેની તલવાર ચમકવા માંડી.

'કો કોથી ગાંજ્યા ન જાય એકેકથી બળીઆ' ની મુજબ બન્ને વીરમાંથી કોઇ પાછું હઠતું, થાકતું નહોતું. એક વાર એક ફાવ્યો તો બીજી વાર બીજો. આ બન્નેનું આવું યુદ્ધ જોઇ સમજુક રજપૂત પ્રેક્ષકોનાં હૃદય દુઃખાતાં હતાં. પરિણામે કદાચ બન્ને વીરની ખોટ ભારતને થાય એમ ધારતી રહેતી હતી; કારણ મરનાર મારનારને મરણતોલ કર્યા વિના પડે એ શંકાસ્પદ લાગતું હતું. આ યુદ્ધ બરાબર ત્રણ કલાક ચાલ્યું ને દિશાઓને પણ આ યુદ્ધ પસંદ ના પડયું હોય તેમ તેમાં અંધકાર છવાગો. સૂર્યનારાયણ પણ મુઝાઈ નિસ્તેજ થવા લાગ્યા તથા આખરે અકળાઇ પશ્ચિમ દિશા તરફ

પ્રયાણ કરી ગયા. યુદ્ધ બંધ કરવાની સંજ્ઞા થતાંજ બંધ રહ્યું ને બન્ને વીરો હસતા વાત કરતા મહેલ તરફ પાછા વળ્યા. રત્નસિંહનો ક્રોધ પહેલાં કરતાં શાંત પડયો હતો. લડતી વખતેજ લડાઇ, એ સાચા રજપૂતનું સૂત્ર હતું, એટલે લડાઇ બંધ થયા પછી બન્ને વીરોએ મનમાંથી કીનો કાઢી નાંખ્યો હતો. સખ્ત ઘા થયા હતા તેને ધોઇ નાંખી મલમપટા કરી ખાવાની સોઇ કરવામાં બધાનું લક્ષ દોરાયું. રત્નસિંહ સાથે પોતાના માણસો તૈયાર હતાં તેમજ પોતાનો કોઠાર પણ ભરેલો જ હતો એટલે તેણે જમવાની બધી તૈયારી કરાવી. જમતી વખતે રત્નસિંહ તથા તેજસિંહ સામસામા બેઠા, એકેકની ઘા કરવાની રીતના વખાણ કરવા લાગ્યા, અમુક ઘા અમુક રીતે થયો હતો તો વધારે વસમો પડત એમ સૂચના આપવા લાગ્યા. સવારે મળીશું એમ કહી બન્ને ઉઠયા; તેમજ બીજાઓ પણ જમી પરવારી ઉભા થયા.

રાતે નીરાંતે ઉંઘી, દિવસનો થાક ઉતારી, દ્વંદ્વયુધ્ધ માટે તૈયાર થઈ ઉભા.

રત્નસિંહનું મન પાછું હઠાવવાને કેટલાકોએ પ્રયાસ કરવા ધાર્યો પણ પિતાના સ્વભાવથી પૂરેપૂરા પરિચિત પામેલા પુત્રે તેમ કરવા ના પાડી. લીધેલી હઠ છોડવી એ રત્નસિંહ કરી શકતોજ નહિ. અમુક મત બાંધ્યા પહેલાં કોઇની પણ તે સલાહ લેતો ને ઝટ તે યોગ્ય હોય તો માની લેતો પણ પોતે પાકો વિચાર કર્યા પછી કોઇને પણ પૂછતો તો પોતાનો વિચાર કદાપિ પણ ફેરવતોજ નહિ.

યુદ્ધ પાછું શરૂ થઇ ગયું. બે કલાક સુધી તો એમાંથી એક પણ વીરે જરા પણ મચક મારી નહિ, પણ પછી ધીરે ધીરે તેજસિંહ નબળો પડી ગયો હોય એમ દેખાવા લાગ્યું. દુર્ગાદાસ તેમજ બીજા યોધ્ધાઓનાં મનમાં ભારી કચવાટ થવા લાગ્યો. દુર્ગાદાસનો [illegible] એકનો એક પુત્ર હતો એટલુંજ નહિ પણ અત્યાર સુધી રજપુતોની સેવા બજાવવામાં જરા પણ તેણે પાછી પાની કરી નહોતી, જીવની પરવા રાખી નહોતી. દિલગીરી ઝાઝી ટકી શકી નહિ. તેજસિંહની નજર ઇંદુમતી પર પડતાં તે ઉશ્કેરાયો અને સિંહની માફક તેણે ફાળ મારી. રત્નસિંહ આ અચાનક શૌર્યના પ્રભાવથી પડયો પડતાંજ તેજસિંહે તલવાર મ્યાન કરી દીધી, રત્નસિંહે પડતાં પડતાં પણ કરવા ધારેલો ઘા ખાલી ગયો ને તેણે તલવાર ફેંકી દીધી.

તેજસિંહે તરતજ તેની પાસે જઇ પોતાનો હાથ આપી ઉઠાડયો, ફેંકી દીધેલી તલવાર તેને પાછી આપી, રત્નસિંહ તેજસિંહને ગળે લાગી રોઇ પડયો.

રજપૂતને વળી રૂદન ! વાંચનાર, હૃદય છે ત્યાં રૂદન પણ છે, હૃદય નથી તો રોવાનું પણ નથી.

રત્નસિંહ—તેજસિંહ, હું હાર્યો. મારી તલવાર તમારીજ કને રાખો.

તેજસિંહ—પુરૂષ હારતો પણ નથી અને જીતતો પણ નથી. તે તો અડગ, અમર, અચળ છે. હજી એ તલવારનો ઘણો ઉપયોગ કરવાનો બાકી છે.

રતન—પાપનું પ્રાયશ્ચિત ધોયા વગર જંપવાનો નથી.

બન્ને વીરો આવી પહોંચતાંજ તેમને બધાએ વધાવી લીધા. રત્નસિંહને મુખ્ય સ્થાન આપી, દુર્ગાદાસ તેમની જમણી બાજુએ બેઠા. આજનાજ પ્રસંગને અંગે તેજસિંહને બીજી બાજુએ બેસાડયો. રતનસિંહે જોધપુરમાં રહી બાળ રાજાના પ્રતિનિધિ તરીકે રહેવા સ્વીકાર્યું. કોણે કયાં રહેવું, કયાં જવું તેનો બંદોબસ્ત કરી છુટા પડયા.

## પ્રકરણ ૧૪

## બાદશાહનો બીજવાટ, અને તેની શીકસ્ત હાર

ઇનાયતખાનની સરદારી નીચે નીકળેલી ટુકડી ઝડપથી આડ ધેજ રસ્તે ઔરંગઝેબને મળી. સમાચાર મળતાંજ ઔરંગઝેબ લાલપીળો થઇ ગયો. હાથમાં આવેલી બાજી ગુમાવી તે તેનાથી સહન થઇ શકયું નહિ. ચોતાની પાસ એટલાં માણસ હાલ નહોતાં કે પાછાં તરત ને તરત જોધપુર પર ચડાઇ લઇ જવાય. દિલ્હી જઇ રજપૂતોનો વેર હલકો કરવા દુરસ્ત ધાર્યું. રત્નસિંહની આ કપટ જાળ હતી એમ ઇનાયત ખાનનું ધારવું હતું, ઔરંગઝેબ જન સ્વભાવનો સારી રીતે સમજદાર હતો તે આ જાળ પાથરવામાં રતનસિંહનો હાથ હશે એમ માનતો ન હતો. અનેક વાર રત્નસિંહ તેને મળ્યો હતો અને તેને ઔરંગઝેબે પૂરો પારખી લીધો હતો. દિલ્હી પહોંચતાં જાસૂસ મારફત એ વિચારને ટેકો મળ્યો. બધું તોફાન રત્નસિંહના પુત્ર ઇંદ્રસિંહનું હતું એમ બાતમી મળી. રત્નસિંહે ફાર મરાવી તે ખબર પણ આવી ગઇ. મોટું લશ્કર ઉભું કરવામાં ઔરંગઝેબ રોકાયો.

આત ઉરકે ખલા ઔરંગઝેબનો વિચાર મરવું કે મારવું એમ થયો હોય તેમ તેણે એક જંજાવર દળ ઊભુ કરવા માંડયું. મારવાડ, મેવાડ, ટુંકમાં આખા રાજસ્થાન પર એનો ડોળો હતો. વાતચીતમાં, ક્રોધાવેશમાં, કોઇને ઠાકરડો તો કોઇને માત્ર જમીનદાર એવી ઉપમા આપનાર શહેનશાહે ઠાકરડાઓને દબાવવાને પોતાનાજ સમાન એક દિલ્હીપતિની, નૃપતિની સામે જવાનું હોય તે મુજબ ૭૦ હજાર માણસોનું લશ્કર ઉભું કર્યું. બંગાળમાંથી અકબરને, કાબુલમાંથી આઝીમને તથા દક્ષિણમાંથી મુઆઝીમને આ ઠાકરડાઓ સામે લડવાને ઔરંગઝેબે બોલાવી લીધા. બંગાળ, કાબુલ, દક્ષિણને આમ આડકતરી રીતે ટુંક મુદત માટે શાંતિ મળી. મરાઠાઓને બીજાપુરી વગેરેને મહાત કરવાનું કામ મુલતવી રાખવું પડયું, ને રાજસ્થાન લડાઇનું એક મોટું સ્થાન થઇ પડયું, પ્રથમ ગુસ્સો મર્ચો મેવાડ પર કાઢયો. રાણા રાજસિંહે ઔરંગઝેબને ત્રણ કારણસર ઉશ્કેરી મૂકયો હતો, માટે તેના પર વેર લેવાની પ્રથમ જરૂર હતી ઔરંગઝેબે આખા હિંદમાં જઝીયા વેરો નાંખ્યો ને તેને અમલમાં મૂકવા રજપૂતોમાં પ્રથમ રાણા રાજસિંહને લખ્યું હતું રાજસિંહે એ કર આપવાનો નકારમાં જવાબ ના આપતાં ઔરંગઝેબને શીખામણના બે બોલ લખ્યા હતા. કેટલીક જગાએ આડકતરી રીતે તેને ચાબખા પણ માર્યા હતા. ને છેવટના ભાગમાં મારી કને માગતા પહેલાં બીજા કનેથી ઉઘરાવીને આવો એમ ટાણો માર્યો હતો. એક ઠાકરડાની આથી વધારે ઉદ્ધતાઇ શી હોઇ શકે? દિલ્હીપતિને શું સલાહકારની ખોટ હતી દિલ્હીપતિમાં શું કમઅક્કલ હતી કે કોઇની સલાહ લેવી પડે? રાજાની પ્રજા પ્રત્યેની ફરજ, ધર્મના (દીનુ) ઉંચા મર્મની સમજ આપવા ને એક જમીનદાર શકિતમાન! એ કેવી નાદાની, કેવી નાફરમાની! અકબર, જહાંગીરની રાજ્યનીતિની પ્રશંસા, ખુદ આલમગીર માટે વખાણના બે શબ્દ પણ નહિ, ખુદાને ઓળખવાનો, ધર્મના મર્મનું રહસ્ય જાણવાનો, રાજ્યનીતિને સમજવાને ઇજારો રાખનાર ઔરંગઝેબનું આ કેવું અપમાન! વળી મારવાડ માટે રાખેલા ઉચ્ચ આશયને તોડી નાંખનાર દુર્ગાદાસની કુમકે ઉભા રહેવાનું અઘટિત આચરણ? કેવો જુલમ? અધૂરામાં પૂરૂં ખુદ બાદશાહ ખુદાવિંદ રૂપનગરની વીર બાળાને પોતાની બેગમ બનાવવાની ખાયેશ રાખે તેમાં એક ઠાકરડો આડે આવે, આડે આવે તો ખેર પણ ખુદ તે ઠાકરડો તે બાળાનું હરણ કરી જાય ને દિલ્હીપતિ, નૃપતિ ટગર ટગર જોયાં કરે, વીલે મોંએ, લીસા તોરણે પાછા ફરે!

અરે એક ઠાકરડાની આ કેટલી નાહાની, કેવી નાફરમાની ગુને-હગાર, નાફરમાન ઠાકરડા ખુદ આલમગીર બાદશાહને આમ અપમાન, તારો મદ ઉતારી નાંખુ, મેવાડ તારાજ કરી નાખું. બસ એજ વેર ઝેર ! જુલ્મ ! સીતમ ! કતલ ! ખુન ! એ સીત્તેરં હજાર લશ્કરની સરદારી તૈબરખાનને આપવામાં આવી હતી. ખુદ ઔરંગઝેબ પણ અજમેર સુધી સાથે હતો. પહેલી લડાઇ પુષ્કર આગળ થતાંજ રજપુતોએ મુસલમાનોની ભારી ખુવારી કીધી છતાં તેમની સંખ્યા બહુ નાની હોવાથી તેઓ જાતે પણ મોટે ભાગે કપાઇ મુવા. પ્રસંગનો લાભ લઇ તૈબરખાન આગળને આગળ ચાલ્યો. પાંચ દિવસ અજમેરમાં આરામ લઇ આણી તરફ ઔરંગઝેબે મેવાડ-પર ચઢાઇ કરી. રજપૂતની નાની નાની ટુકડીઓ મોટા લશ્કર સામે લડતાં પાછી હઠતી નહિ. ઔરંગઝેબના મતનો સ્વીકાર કરવા કરતાં મરવુંજ તેમણે વધારે પસંદ કીધું. રૂપા અને કૂંભા નામના બે વીરો 'ગુરા' આગળ આ મહાન લશ્કરની આડે આવી ઉભા અને મુસલમાનોને ત્રાહિ ત્રાહિ પોકરાવી અંતે પડયા. મંડળગઢ, મંદસુર, જીરન અને બીજા કિલ્લાઓ મુસલમાનોએ ટુંક મુદતમાં હાથ કીધા. ધરતી ધ્રુજવા લાગી, કંપવા માંડી, આકાશ ઘમઘોર દેખાવા માંડયું, વીજળીના ચમકારા ને કડાકા થવા લાગ્યા, સમુદ્રોએ ઉગ્ર, ભયંકર સ્વરૂપ ધારણ કર્યું. જળ, સ્થળ, આકાશમાં સર્વત્ર અશાંતિ પ્રસરી રહી ને ગર્વા મેવાડનું, સીસોદીઆનું ચિતોડ પડયું. ઔરંગઝેબ મલકાયો, છલકાયો, ઉદેપુર પર ધસારો કર્યો. રજપૂતોનો દેવ રૂઠયો હોય એમ દેખાવા લાગ્યું, મુસલમાનોની જ્યાં ત્યાં ફતેહ થવા લાગી. વીર રત્નસિંહ ને દુર્ગાદાસ અકળાયા, મુઝાયા. ઔરંગઝેબ ઉદેપુરથી પાછો ફરે એવો દુર્ગાદાસે રસ્તો લીધો. ઝાલોર પર તેણે ચઢાઇ કરી, ઔરંગઝેબ તેની પાછળ પડયો દુર્ગાદાસ ત્યાંથી વિજય મેળવીને જોધપુર ગયો. પુરીહાર જાતિના અસલ ગણાતા માલેકોના હાથમાં ઔરંગઝેબે જોધપુર સોંપ્યું હતું. જેતપુર આગળ લડાઇ કરી તેમને મહાત કરી ઔરંગઝેબનો પુરીહાર જાતિને જોધપુરની ગાદી આપવાનો વિચાર જમીનદોસ્ત કર્યો. (જેઠ સુદ ૧૩ ૧૭૩૫ સંવત્)

આણી તરફ વીર રાજસિંહ દુશ્મનના દળને હંફાવવા આરાવલ્લીના ડુંગરોમાં ભગીરથ પ્રયત્ન કરી રહ્યા હતા, અમુક દેશ, કિલ્લો ગુમાવ્યો તો તેની તેને પરવા નહોતી, રાજ્યસત્તા, રાજ્યલોભ

અધિકાર કશાની તેને પરવા નહોતી, પણ રજપૂતનો ટેક સાચવવાને હિંદુ ધર્મને નષ્ટ થતો અટકાવવાને પ્રત્યેક રજપૂતને પ્રાણની આહુતિ આપવી પડતી હોય તોપણુ અસ્તુ. તેની તેને કનવાર ન હોતી. અકબરે હિંદુના થઇને હિંદુ ધર્મને શિથિલ કરવા પ્રયત્ન આદર્યો હતો, ઔરંગઝેબ સત્તાથી, અધિકારથી, જબરદસ્તીથી તેનું નિકંદન કાઢવા સમુદ્રમંથન કરી રહયો હતો. પ્રતાપ, અકબર સામે અડગ રહ્યો, રાજ સિંહ, દુર્ગાદાસ ને શિવાજી ઔરંગઝેબ સામા અચળ રહ્યા.

જંગલમાં મંગળ કરતી, ઉછરેલી કેટલીક ભીલ જાતિઓને પણ પાનો ચઢાવી રાજસિંહે પોતાના તરફ ખેંચી લીધી ને તે પોતાનાં તીરકામઠાં લઈ રાજસિંહની કુમકે હિંદ માટે, ધર્મ માટે, પોતાનો જીવ આપવા, ભોગ આપવા ઉભી રહી.

ઔરંગઝેબે મંડળગઢ ચિતોડગઢ જીત્યાના સમાચાર મળતાંજ રાજસિંહે પોતાના સરદારોની એક સભા બોલાવી. ઉદેપુર પર ચઢી આવતા બાદશાહને શી રીતે મહાત કરવો તે માટે સલાહ પૂછી. પોતપોતાના અભિપ્રાય આપે તે પહેલાં સઘળાએ રાણાનો પોતાનોજ અભિપ્રાય માગ્યો.

રાજસિંહ—દુશ્મનનું દળ મોટું છે પણ તે આપણી સામે આવે ને આપણે પૂઠ બતાવીએ તો તે રજપૂતનું લક્ષણ નથી, માટે સારામાં સારૂં સ્થાન લઇ તેની આવવાની રાહ જોવી.

પ્રધાન દયાળશા—અન્નદાતા, એ વખત હવે વીતી ગયા. રજપૂતોએ રજપૂતાઇ બતાવવામાં બાકી નથી રાખી. દુશ્મન પોતાનાં બળ પર આધાર રાખીને આવતો હોય તો આપણે પણ તેમજ કરવામાં પાછી પાની કરીએ એમ નથી પણ ગમે ત્યારે લાગ આવ્યો તો તેતો છળ, કળ, કપટ ગમે તેમ ઉપયોગ કરવાનો માટે આમ તેની સામે મેદાન પડવાની જરૂર હું જોતો નથી.

રાજપુત્ર ભીમસિંહ—મારો પણ એજ અભિપ્રાય છે. થોડીકવાર બધા ચુપચાપ થઈ ગયા. એક તરફ રાણાજી તથા બીજી તરફ દયાળશા પ્રધાન. રાણાજીની કદાચ વિરુદ્ધ મત આપીએ ને તેમને નાપસંદ પડે તો શું ? આખરે શુક્તાસંહનો વંશજ શુક્તાવત સરદાર ગરીબદાસ ઉભો થયો અને બોલ્યો. અન્નદાતા. રજપૂતો પોતાનો અભિપ્રાય આપતાં કેમ ડરે છે તે હું સમજી શકતો નથી. અન્નદાતા સલાહ પૂછે છે તો તેમાં જવાબ આપવામાં કંઇપણ જાતની ઉદ્ધતાઇ હું જોતો

નથી. રજપૂતનો ટેક સાચવવો એ આપણું કામ છે પણ તે સાથે દુશ્મનનાં લશ્કરની સંખ્યા તરફ દુર્લક્ષ આપવામાં સાર નથી. ઔરંગઝેબનો આશય ગમે તેમ કરી, લાખોનો જાન જાય તો તે સહન કરી, આપણને હરાવી, આપણને એની મરજી મુજબ નચાવવાનો છે. એ હાલ ફાવેલો છે, એને લશ્કરનું જોર છે તો બળ સામે કળ વાપર્યા વિના આપણો છુટકારો વળવાનો નથી. બળ વાપરતાં મહાત થવું અથવા કમોતે મરવું આરાવલ્લીના ડુંગરોને આપણાં રક્ષણ માટે આગળ કરી, કુદરતની મદદ લઇ ઔરંગઝેબને લશ્કરને યોગ્ય શાસન આપવું એમાંજ મજા છે. સામા થવા આવશે તે વખત આપણે કંઇ પૂઠ બતાવવી નથી. એ આપણી ખીણમાં નીડરતાથી ધસી આવતા ઔરંગઝેબને આવવા દો અને લાગ આવે એનાપર તુટી પડો. તાપથી ત્રાસ પામી, દુકાળથી પીડાઇ રાતને સમયે જંગલી પશુઓના ભોગ થઇ એના લશ્કરને મરવા દો અને મારૂં કહેવું અન્નદાતા તેમજ આ સભાના ધ્યાનમાં ઉતરતું હોય તો આપણા લશ્કરને ત્રણ ભાગમાં વહેંચી નાંખો.

આરાવલ્લીના ઉંચા શિખર પર કુંવરાં જયસિંહની સરદારી નીચે લશ્કરના એક ભાગને રાખી, દુશ્મનનું આગમન થતાં તેના પર મારો ચલાવવાનું તેને સોંપો. ગુજરાતમાંથી વધુ મદદ મળતી અટકાવવા કુંવરાં ભીમસિંહને પશ્ચિમ દિશા તરફ મોકલી આપો. દુશ્મનો પાછા હઠે, નાસે તેને અટકાવવા, હલકા કરવા, લશ્કરના મોટા ભાગ સાથે 'નેન'ની ખીણ આગળ અન્નદાતા જાતે પડાવ નાંખો, આરાવલ્લીના એકેએક ડુંગર ટેકરી ખીણ બાઇથી આપણે માહીતગાર છીએ તેનો પૂરે પૂરો લાભ લઈ, દુશ્મનના હવાઇ કિલ્લાને જમીનદોસ્ત કરી નાંખો. અકબરના સમય કરતાં ઓછો બારીક આ સમય નથી. આપણને લાભ એટલોજ છે કે અકબરની ધર્મનીતિ, તેમજ રાજ્યનીતિનું પરિણામ કેવું માઠું આવશે, આર્યધર્મ ધીરે ધીરે સાવ નષ્ટ થઇ જશે એ ભેદ માત્ર રાણા પ્રતાપસિંહજી અને આપણા મેવાડ ભાઇઓજ સમજી શકયા. બીજા બધા નરેશો અકબરની એ નીતિમાં અંજાઇ ગયા, એની ચતુરાઇના ભોગ થઇ પડયા. એમના બુધ્ધિનું તેજ ઝાંખું પડી ગયું, સ્વાર્થ સિદ્ધિમાં ધર્માભિમાન, દેશાભિમાનનું નામ નિશાન રહેશે નહીં તે તેઓ વીસરી ગયા. ઔરંગઝેબની નીતિ આપણને લાભદાયી છે. બીજા રજવાડાઓ પણ આપણી કુમકે ઉભા રહેશે અને

અને આપણે આખરે ફાવીશું. હિંદને માટે તો અકબર કરતાં ઔરંગઝેબ ઉત્તમ રાજ્ય કર્તા ગણાય. આપણે બીજો આરો નથી. મરવું કે મારવું એજ સવાલ છે, ભારતને મુસલમાન ધર્મમાં ફેરવવાની બાદશાહની મુરાદ છે, અને નરવીર પ્રતાપની માફક આપણે અને આપણી તલવાર એજ આપણો જવાબ છે.

દિવાનજી દયાળશાહે તથા કુંવર ભીમસિંહે આ વિચાર વધાવી લીધો અને રાણાએ પણ પોતાનો વિચાર ફેરવ્યો.

ઔરંગઝેબે શાહજાદા અકબરની સરદારી નીચે પોતાના લશ્કરને આગળ ચાલવા હુકમ આપ્યો. ઉદેપુર જવાના ત્રણ માર્ગ હતા. (૧) ઉત્તર તરફ દેલવાડા (૨) મધ્યમાં દેબારી (૩) નેનની ખીણ

ઔરંઝેબ જાતે દેબારી આગળ થોભ્યો ને ઉદેસાગર તળાવ આગળ પોતાની છાવણી નાંખી. અકબર ધીમે ધીમે આગળ વધ્યો માર્ગમાં કોઇપણ તેને આડે આવ્યું નહિ. મહેલો, સુગંધી ફુલોથી બહેકી રહેલા બગીચાઓ નિર્મળ પાણીથી ભરાયલાં તળાવો એક પછી એક આવવાં લાગ્યાં પરંતુ કોઈપણ જાતનો ઉત્સાહ તેથી થતો નહોતો. એ વસ્તુની કદર કરનાર એક પણ મનુષ્ય ત્યાં નજરે પડયો નહિ. અકબરે અહીં-આજ પોતાની છાવણી નાંખી શાંતિનુ ત્યા સામ્રાજ્ય સ્થપાયું હતું. પોતાના બાદશાહનું ધર્મનું રહસ્ય સમજી ગયા હોય, આવી વસ્તુઓનો ઉપભોગ કરવાનો ખુદા તાઅલ્લાએ તેમને એકલાનેજ આપ્યો હોય, હિંદુઓનાં નસીબમાં આવું ભોગવવાનું ના હોય એમ ધારી, મનમાં માની, મુસલમાન સરદારો અને સિપાઇઓ એશઆરામમાં પડયા, પરમેશ્વરનો ઉપકાર માનવા લાગ્યા. કોઇ નિમાઝમાં તો કોઇ મેજબાનીમાં, કોઇ શરાબમાં તો કોઇ ખાબમાં, કોઈ નાચરંગમાં તો કોઇ શેતરંજમાં તલ્લીન થઈ ગયા. રાજસ્થાનના ઇતિહાસકાર મહાન્ ટોડ લખે છે તેમ પાગકાનાં ઘરમાં છાનામાના પેસી ચોરી કરવા આવેલા, જાતે ભર નિદ્રામાં પડયા ને ઉપરથી તીરકામઠાં ને તોપના ગોળાનો મુસળધાર

વરસાદ પડવા માંડયો. કઈ દિશામાંથી આવે તે જાણવા, જોવા, નજર આડી તેડી જાય તે પહેલાં તો નજર નાંખનાર બિચારો જમીનદોસ્ત થઇ જાય. સરદારો, સિપાઇઓ ગભરાટમાં પડયા. દિલ્હીપતિનાં લશ્કર જોડે મળી જવાના વિચારથી શાહજાદા અકબર દેબારી તરફ વળ્યો પણ રાણાનાં લશ્કરે તેને તેમ કરતાં અટકાવ્યો. આખરે ગોગુંડાનાને માર્ગે મારવાડ તરફ જવાનો તેણે વિચાર કર્યો, અમલમાં મૂકતાં ફસાયો, મોટી ખીણોમાં થઇ આગળ ચાલ્યો તો માલૂમ પડ્યું

કે રસ્તાની વચ્ચે મોટાં મોટાં ઝાડનાં થડ, ડાળીઓ, કાંટાઓ નાંખી ભીલ લોકોએ માર્ગ બંધ કરી દીધો હતો. પાછા ફરતાં ખીણમાંથી બહાર નીકળવાનો માર્ગ જયસિંહે બંધ કરી દીધો હતો. આ રીતે ખીણના બન્ને દરવાજા બંધ થઇ ગયા. તીરકામઠાંની પાછી વૃષ્ટિ થવા માંડી. મરવા સિવાય બીજી એક પણ બારી નહોતી. અકબરે સંધિ કરવાને કાસદ મોકલ્યો. સંધિ પત્રમાં લડાઈ હમેશને માટે બંધ રાખવાનું બાદશાહને સમજાવવાનું તેણે માથે લીધું, અને ભલા જયસિંહે એનાં વચનમાં વિશ્વાસ રાખી જિલવારાની ખીણને માર્ગે, વળાવા આપી અકબરને જવા દીધો. જયસિંહની સાથે ગરીબદાસ કે દયાળશા હોત તો આ વખત આવતે નહિ, ને અકબરને ઔરંગઝેબને મળવાનો, પિતાનું મોં જોવાનો વખત પણ આવતે નહિ. પરંતુ અકબરની આ સ્થિતિ જોઇ નરમ હૃદયના જયસિંહનું મન પીગળ્યું ને તેણે સંધિ કરવા હા પાડી.

દિલેરખાનની સરદારી નીચે મુસલમાનોનું બીજું લશ્કર અકબરને કફોડી સ્થિતિમાંથી બચાવવાને 'દૈસોરીની ખીણ'થી નીકળ્યું. કંઇ પણ જાતની હરકત વગર આગળ ચાલ્યું ને એક આડી અવળી ખીણ આગળ આવી પહોંચ્યું. રૂપનગરના સરદાર વિક્રમ સોલંકી તથા ગનોરાના ઠાકોર ગોપીનાથે તેમની બરાબર ખબર લઇ નાંખી અને મુસલમાન લશકરને તારાજ કરી નાંખ્યું.

ત્રીજું લશ્કર ખુદ આલમગીર બાદશાહની સરદારી નીચે, અકબર ને દિલેરખાનની બહાદુરીનું રાહ જોતું દેબારી આગળ છાવણી કરી પડયું હતું. શાહજાદો આઝીમ પણ બાદશાહની જોડેજ હતો. ધૂળના ગોટા ઘોડાની ખરીઓના અવાજ, લશ્કરના માણસોનો ઘોંઘાટ વગેરે કાને અથડાતાં અકબર ને દિલેરખાન વિજયની માળા પહેરી આવે છે એમ બાદશાહને ભ્રાન્તિ થઇ. ભરમ થોડી વારમાં ખુલ્લો થઇ ગયો અને દેબારી આગળ ઔરંગઝેબ ઘેરાઇ ગયો. ઔરંગઝેબે ગમે તેમ રસ્તો કરવા ધાર્યો. બધી દિશા વારા ફરતી અજમાવી જોઇ પણ પત્તો લાગ્યો નહિ.

ઉદેપુરની વતની હોવાનો અથવા તો મેવાડના રાજ્ય કુટુંબ જોડે સંબંધ હોવાનો ખોટો ખ્યાલ આપતી, ઉદેપુરીનું ખોટું નામ ધારણ કરતી ઔરંગઝેબની 'સીરકાઝીઅન' બેગમ ઉદેપુરી આ લડાઈ વખતે તેની સાથે આવી હતી. પોતાના રસાલા સાથે નિર્ભયપણે તે મંઆનામાં બેસી લટાર મારવા નીકળી પડી હતી એક

બીજુ આગળ તે તથા તેનાં માણસો ઘેરાઇ ગયાં. રાણા પાસ તેને લઇ ગયા ને તેણે યોગ્ય સન્મ નથી તેને પોતાની પાસે રાખી. ખુદ ઔરંગઝેબ પણ એજ મુજબ સપડાઇ ગયો હતો ને વધુ દિવસ તેને એમ ટટળાવ્યો હોત તો તે અને તેનું લશ્કર ભુખમરાથી સ્વધામ પહોંચી જતે ને સમસ્ત હિંદને મુસલમાન ધર્મમાં વટલાવવા ઔરંગઝેબને બીજો અવતાર લેવો પડતે પણ રાજસિંહે દયા ખાઇ તેને જવા દીધો તથા તેને સહીસલામત પહોંચાડયા પછી બાદશાહની બેગમને પણ એક રસાલા સાથે વિદાય કરી. રજપૂતોને ભલા અને ભોળા ઇતિહાસકારોએ કહ્યા છે પરંતુ હારની બાજી હોય તે વખતે કેસરીઆં કરવાં, જોહાર કરવાં, મહેલ વગેરેને સળગાવી મૂકવા અને જીતની બાજી આવે ત્યારે તેનો પૂરો લાભ ના લેતાં, દયાનો માનની લાગણી બતાવવી એ તેમની હોશિયારી પર વારી જવાનુંજ મન થાય છે. એક વિકરાળ પ્રાણી, હિંસક પશુ જેમ આપણા પર તરાપ મારવા આવે ને ફાવે તો જાન લે ને ના ફાવે તો નાસવા માંડે યા દયા માગે ને તે આપવામાં આવે તો ખરેખર એનાથી વિશેષ મૂર્ખતા શી હોઇ શકે? એ પ્રાણીને સારાસારનો વિચાર હોતો નથી, મનુષ્યજાતની ઉચ્ચ લાગણીનું તેને ભાન નથી, તેની દયા લાવવી એ આપણી તદબીર નાશ કરવા, આપણી જીંદગીનો અંત લાવવાનો પરવાનો આપવા બરાબરજ છે. રાજ્યનીતિમાં એક માણસે એમ ભૂલ કરી હોય તો અસ્તુ પણ આ તો પેઢી દર પેઢી વારસામાં મળેલી રાજ્યલક્ષ્મી સાથે આ રાજ્યનીતિ પણ ઉતરી આવેલી જોતાં વાચકનાં હૃદય ચીરાય, તેના જીવને કચવાટ થાય, લખનાર કઠણ હૈયાનો માણસ કહેવાય એ પણ વાંચનાર અને લખનારનાં કમભાગ્યજ. રાણા રાજસિંહ એજ સ્થિતિમાં મૂકાયા હોત તો ઔરંગઝેબ તેને છોડતે ખરો એ વિચાર માત્ર પણ કરવો એ મૂર્ખતા છે. આવી ઉચ્ચ લાગણી બતાવ્યા છતાં પણ ઔરંગઝેબે શું કર્યું? હિંદુ ધર્મની સામેની લડાઇનો અંત આણ્યો? નહિજ. 'ટૅાડ' લખે છે તેમ તે સ્વાર્થપરાયણ થવું એજ મોટામાં મોટો ગુણ સમજતો હતો. બીજી વાર તેણે હુમલો કર્યો સરદારો પણ આ ખૂનખાર લડાઇમાં પડયા. ઔરંગઝેબના હાથી ઘોડા તેમજ બીજી ઘણી વસ્તુઓ રાણાના હાથમાં મોહકમ અને શુક્તાવત સરદારોની બહાદુરીને લીધે આવી. ખુદ દિલ્હીપતિનો વાવટો પણ રજપૂતોના હાથમાં આવ્યો.

ઔરંગઝેબનો મોટો શાહઝાદો મુઆઝીમ આ સમયે દક્ષિણમાં મરાઠાઓની સાથ લડવામાં રોકાયો હતો. રજપૂતો સાથની લડાઇ માંડી ના વાળતાં, મરાઠાઓની જોડે લડવાનું, મુલતવી રાખી, ઔરંગઝેબે મુઆઝીમને પાછો બોલાવ્યો અને મરાઠાઓનો પગ તેણે દક્ષિણમાં મજબુત કર્યો.

અજમેરથી બાદશાહે વધુ લશ્કર પણ બોલાવ્યું, પરંતુ વીર જયમલ્લના વંશજ શામલદાસે તેને ખાખાવીખા કરી નાંખ્યું તથા ચિત્તોડ અને અજમેરના લશ્કરને એક થવાનો, બીજી કોઇ પણ રીતે મદદ કરવાનો હેતુ હવામાં ઉડી ગયો. ઔરંગઝેબને ચિત્તોડમાં રહેવામાં પોતાના જીવને જોખમમાં મૂકવા જેવું લાગ્યું અને રાતોરાત રજપૂતોની સામે મેદાન પડવાનુ કામ પોતાના શાહઝાદા આઝીમ અને અકબરને સોંપી મેવાડની ભૂમિ છોડી તે અજમેર પલાયન કરી ગયો.

ત્યાં જઈ બાર હજાર માણસ લઇ ખાનરોહીલાને ચિતોડ તરફ જવા તથા શાહઝાદાઓને મદદ કરવા ફરમાવ્યું. રાઠોડ સરદાર શામલદાસે તેને પુમંડળ આગળ હાર ખવરાવી પાછો અજમેર તરફ હાંકી મૂકયો.

રજપૂતોનો એક ભાગ લઇ ગુજરાતમાંથી બાદશાહને મદદ મળી શકે નહિ એ ઉદ્દેશથી ગયલા ભીમસિંહે પણ કોઇ રીતે મુસલમાનોને હંફાવવામાં ન્યૂનતા રાખી નહોતી. ઇડર અને બીરનગર* તેણે જીતી લઇ પાટણ પર એકાએક ધસારો કર્યો, બાદશાહ તરફથી નીમાયલા સુબાને હરાવ્યો તથા પાટણ લુંટયું. સિદ્ધપુર વગેરે બીજાં ગામો પણ લુંટયાં. રજપૂતાઇનો વાવટો ફરકાવતો, હિંદુ ધર્મનો ડંકો વગાડતો તે સુરત સુધી ધસી આવ્યો પણ રાણાએ દુશ્મન તરફ દયા બતાવી તેને પાછો બોલાવી લીધો.

ઉદેપુરના દિવાનજી દયાળશાની સરદારી નીચે એક રજપૂત લશ્કર માળવાના પ્રદેશ પર ધસ્યું ને તેણે તેને ઉજ્જડ કરી નાંખ્યું. સારંગપુર, દેવાસ, સરોજ, માંડુ, ઉજ્જેન, ચંદેરી એક પછી એક તેણે લુંટયાં અને કંઇકને જાનથી બેજાન કરી નાંખ્યા, રણમાં રોળી દીધા. ઔરંગઝેબની જોહુકમીથી ત્રાસી ગયલા, ચીઢાઇ રહેલા, ગુસ્સે થયલા દયાળશાએ ઔરંગઝેબની નીતિને અનુસરણ કરી દરેક ઠેકાણે મુસલમાનો પર કેર વર્તાવ્યો, કાઝીઓને, મોલવીઓને અવળે હાથે બાંધી તેમની દાઢીઓ મુંડાવી નાંખી. કુરાનને કુવામાં પધરાવ્યાં. દયાળશાની

*બીસનગર હોવું જોઇએ.

આ રીત રાણા રાજસિંહને પસંદ પડી નહિ. તેને પાછો બોલાવી લેવામાં આવ્યો. વૈર ભાવથી બળી રહેલો દયાળશા વિજયમાળા પહેરી, ચિત્તોડ આગળ કુંવર જયસિંહને મળ્યો. શાહઝાદા આઝીમ સાથે એક ખુનખાર લડાઇ થઇ, ને ચિત્તોડપર એક વાર વિજય પામેલા શાહઝાદાને જરા પણ કાવટ આપ્યા વગર રણથંભોર સુધી પાછો નસાડયો. ચિત્તોડગઢ, મંડળગઢ રજપૂતોએ પાછાં લઇ લીધાં.

મેવાડ પર વગર વાંકે ચઢાઈ કરવાનું ઔરંગઝેબને પૂરેપૂરૂં પ્રાયશ્ચિત મળ્યું અને અસંખ્ય માણસોનાં ભોગ આપી તેને તેમજ તેના શાહજાદાઓને મેવાડ છોડી નાસી જવું પડયું.



## પ્રકરણ ૧૫
## વાવે તેવું લણે

મેવાડ જીતવાના વિચાર માંડી વાળી, ઔરંગઝેબે મારવાડ તરફ પોતાનું લક્ષ ફેરવ્યું. અકબર અને તમરખાનની સરદારી નીચે લશ્કરને તે તરફ રવાના કર્યું. સિત્તેર હજાર માણસનું લશ્કર ઉભું કરી અકબર ને તૈમર મેદાને પડ્યા.

રજપૂતોનું લશ્કર શાંત બેઠું નહોતું. કોઈ ટુકડીએ ઝાલોરનો કબજો કર્યો તો કોઇએ 'સેનોના' જીતી લીધું. અસંખ્ય મુસલમાન સિપાઇઓને તેમણે જમીનદોસ્ત કર્યા અને તે ઢગેઢગ થઇને પડયા. અજિતની આણ વર્તાવતા આગળને આગળ રજપૂતો ધપ્યા. રાઠોડોનું બનેલું લશ્કર ઈંદ્રભાણ અને દુર્ગાદાસની સરદારી હેઠળ ગોડવાર આગળ આવ્યું. રાણા રાજસિંહે પોતાના કુંવર ભીમસિંહને તેમની મદદે મોકલી આપ્યા ને સીસોદીઆ અને રાઠોડનું લશ્કર ભીમસિંહની સરદારી નીચે એકત્ર થયું અને દુશ્મનની રાહ જોતું ખડે પગે ઉભું.

મધ્યાહ્ન થયો ને બન્ને લશ્કર એક એકની સામું 'નાડોલ' આગળ આવી ઉભાં. સીસોદીઆ અને રાઠોડની તલવાર બાદશાહી લશ્કરની તલવાર સામે ચમકવા માંડી. રજપૂતો, થયલા જયનું સ્મરણ કરતા, હરહર મહાદેવ બોલતા, ઉત્સાહથી લડવા મંડયો. મુસલમાનો મુઠ્ઠીભર રજપૂતોએ આપેલી શિકસ્તથી ગુસ્સાના આવેશમાં દીનદીન પોકારતા, દુશ્મન પર ધસ્યા. એમાંથી કોઈ એકને મચક આપવા દેતું નહોતું. બન્ને બાજુએ અવારનવાર માણસો પડવા માંડયા. પણ તે

તરફ કોઇ લક્ષ આપતું ન હતું. દુશ્મનને શી રીતે હરાવવા તે તરફજ સૌનું ધ્યાન હતું.

રજપૂતોનાં લશ્કરની ડાબી બાજુ પર દયાળશા, તેજસિંહ, ઇંદ્રસિંહ અને ગરીબદાસ હતા. પાંચ છ કલાક કોઈ પણ જાતના નીકાલ વગર નીકળી ગયા એમ સમજી તેજસિંહ દુશ્મનના દળમાં ધસ્યો. ત્રણ વીરો પણ તેની પાછળજ ચાલ્યા. માણસોને પણ પોતાના સરદારો પાછળ આગળ વધવું પડ્યું. કાપાકાપી શરૂ થઈ, તેજસિંહ વગેરેની ટોળીએ હાહાકાર વર્તાવી દીધો. માર્ગમાં આડે આવનારને શાસન આપી, જમીનદોસ્ત કરી મુસલમાનોની જમણી બાજુને તેણે નબળી કરી નાંખી. મુસલમાનો ગભરાટમાં પડ્યા ફાવે તેમ નાસવા લાગ્યાં ને એ ભાગ પર સંપૂર્ણ વિજય મેળવી ચારે વીરો પાછા ફર્યા મુસલમાન લશ્કરનાં ચારસો પાંચસો ઊંટ રજપૂતોના હાથમાં આવ્યાં. આટલા બધાં ઊંટોને તરતને સમયે ક્યાં રાખવાં તેના વિચારમાં વીરો પડ્યા ને ગરીબદાસે મુસલમાનોનાં આખાં લશ્કરને ગભરાટમાં નાંખવા એક અજબ યુક્તિ શોધી કાઢી. પ્રત્યેક ઊંટ લેખે એકેક મસાલ વળગાડી દીધી અને તેને સળગાવી મૂકી ઊંટોને એકદમ છોડી મૂકયાં. મુસલમાનોના લશ્કરમાં તેમજ છાવણીમાં ગભરાટ ફેલાઈ ગયો. આ ગભરાટનો લાભ લઈ રજપૂતો તુટી પડ્યા ને મુસલમાન લશ્કર નાસવા માંડ્યું. આ નાસભાગમાં પણ તેમની મોટી સંખ્યા રણમાં રોળાઇ ગઈ

શાહજાદા અકબરને આ ધર્મ વિરુદ્ધની લડાઈ ધર્મ વિરુદ્ધ ભાસવા માંડી. આવા વીર રજપૂતોને ધર્મને નામે પોતાની વિરુદ્ધ ઉશ્કેરવામાં તેને બાદશાહની મૂર્ખતા લાગી. શી રીતે તેનો અંત આણવો તેના તે વિચારમાં પડ્યો. તૈબરખાનને બોલાવી તેની જોડે મસલદત કરી રજપૂતોને સંધિ કરવાનું કહેણ મોકલ્યું તેમજ દુર્ગાદાસને સન્ધિના કોલકરાર નક્કી કરવા મળવા આવવા સૂચના કરી.

રજપૂતો માંહોમાંહે પ્રથમ તો વિચાર કરવા બેઠા. કેટલાએક સંધિની વિરુદ્ધ પડ્યા તો કેટલાએક મુસલમાનો પાછો દગો રમશે તે કારણથી દુશ્મનના તંબુમાં જવાની સામા થયા, તો થોડાક દુર્ગાદાસ પોતાનો સ્વાર્થ સાધી લેશે એ કલ્પનાથી એ મત થયા. દુર્ગાદાસનો જેમને પૂરો અનુભવ હતો, ઔરંગઝેબનાં દરબારમાં જેઓ એની જોડે હાઝર હતા, પ્રાણાન્તે પણ અજિતસિંહ ને ઉગારવા જે મહેનત તેણે લીધી હતી, બાદશાહનો ખોફ પોતાનાં

માથા પર વહોરી લીધો હતો, ખુદ જોધપુરની ગાદી પણ પોતાના ટેક આગળ, ફરજ આગળ, ધર્મ આગળ તૃણસમાન ગણી હતી એમ જેઓને ખબર હતી તેઓનો વિશ્વાસ દુર્ગાદાસમાંથી ડગ્યો નહોતો. દુર્ગાદાસમાં બીજાઓનો અણવિશ્વાસ જોઇ તેઓ રાતાપીળા થઈ ગયા. રત્નસિંહ દુર્ગાદાસની વિરુદ્ધમાં હતા. રાજ્યલોભી રત્નસિંહે તેની કિંમત પોતાની બુદ્ધિ મુજબ આંકી. વળી રજપૂતના ટેક માટે મરણ સુધી લડવા તૈયાર થયા હતા પણ દુર્ગાદાસ તથા તેજસિંહે એને જે થાપ આપી હતી તે મરણ પર્યન્ત તે વીસર્યો નહોતા. તે પોતે જઇ શકે એમ નહોતું કારણ કે મુસલમાનો તેમને જીવતા કોઈ પણ રીતે છોડતેજ નહિ.

રજપૂત સૈન્યમાં બે પક્ષ પડયા, રજપૂતોનું તપોબળ ઓછું થતું હોય તેમ તેનાં ચિહ્નો દેખાવા લાગ્યાં. દુશ્મનના વિજયના પડધા પડવા લાગ્યા, અત્યાર સુધી દાખવેલું શૂરાતન, દેશાભિમાન, ધુળધાણી થવા લાગ્યું હોય એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું. દુર્ગાદાસના પક્ષમાં કુંવર ભીમસિંહ, દિવાનજી દયાળશા, ગરીબદાસ, ખુદ રત્નસિંહનો પુત્ર ઈંદ્રસિંહ વગેરે વીર મોટા સરદારો હતા. રત્નસિંહના પક્ષમાં તેના પોતાના કેટલાક હજૂરીઆ અને બીજા નાના સરદારો હતા. એક પક્ષ દુર્ગાદાસને મોકલવાની હઠ લઇ બેઠો ત્યારે બીજો તેની તદ્દનજ:વિરુદ્ધ પડયો વિરૂદ્ધ પક્ષ નાનો હતો, બહુ સબળ નહોતો છતાં પણ તેના વિચારને તરછોડી નાંખી કામ કરવા મોટો ભાગ રાજી નહોતો, દુર્ગાદાસ જાતે પણ એમ કરવા તૈયાર નહોતા. થોડીક વાર સુધી તેના પોતાનાંજ સ્વાર્થની વાત થતી હોવાથી તે તે ગુપચુપ બેસીજ રહ્યા. વાત વધી ગઇ ને બોલ્યા વગર ચાલે એમ નથી એમ સમજી બોલી ઉઠયા.

"મારે લીધે ભાઇઓમાં કુસંપ થાય સીસોદીઆ અને રાઠોડનું ઐકય તુટી જાય, અત્યાર સુધી જે મારા બંધુઓ આપણા ટેક માટે રણમાં રોળાયા, તેમના કુટુંબ નિરાધાર થઇ ગયાં એ સર્વ મિથ્યા જાય એવું જોવા હું ઇચ્છતો નથી. દુશ્મન દગો રમશે એ વાતને આગળ કાઢી પેટની ખરી વાત બહાર નીકળતી નથી એ જોઇ હું વિસ્મય પામું છું. રજપૂતો પોતાનાજ બંધુઓ જોડે એટલા ઉંડા ઉતરી શકે છે ને દુશ્મનો જોડે ભલાઈ બનાવતા અને આખરે થાપ ખાતા પાછા હઠતા નથી એ થોડું શોચનીય નથી. હું એકલો જઇ કંઇ લાભ ખાટી જઇશ એટલાજ વિચારને માત્ર સ્થાન આપો છો

પરંતુ ખુદ બાદશાહ અને તેના માણુસોની મારા પર કરડી આંખ છે તે તો જોતા નથી. અસ્તુ ગમે તેમ હો પણ શાહઝાદા અકબરે કહેણુ મોકલ્યું ને આપણામાંથી કોઇ પણ જશે નહિ તો આપણે તેમનાથી ડરી ગયા છીએ એમ તેઓ સમજશે. સ્વાર્થને વહાલો કર્યો હોત તો આ વખત આવતે નહિ. મરણ પર્યન્ત વહ લો કરશું નહિ એટલી મારી તેમજ તમારા સર્વની દૃઢ પ્રતિજ્ઞા હશે તો બસ. શાહ-ઝાદાને મળવામાં હું કોઈ પણ રીતની મોટાઇ સમજતો નથી ને કોઇની પણ ઇચ્છા વિરુદ્ધ હું તેની પાસ જવા માંગતો નથી. જેઓ મને મોકલવા માંગતા હોય તેણે જીદમાં આવવા જરૂર નથી, નિર્જીવ બાબત માટે માંહોમાંહ લડી આપણો પક્ષ નિર્બળ કરવાની આવશ્યકતા નથી, અને આ રીતિએ રાષ્ટ્રની ઉન્નતિ થઇ શકવાની નથી. વિરુદ્ધ પક્ષ આ માર્મિક વચનોથી બંધાયું, દુશ્મન દગો રમી ના જાય એ હેતુથી એક નહિ પણ વધુ માણુસોને તેની છાવણીમાં મોકલવા નક્કી થયું. મોટા સરદારો તેમજ કુંવર વગેરે દગાનો અણુસારો થતાંજ તુટી પડવાના આશયથી પોતાના સૈન્યને તૈયાર રાખી ઉભા ને દુર્ગાદાસ પચીસેક વીરોને લઈ અકબરની છાવણીમાં ગયા.

દુર્ગાદાસ આવતાંજ શાહઝાદાએ તેને યોગ્ય માન આપી તેને પોતાની પાસે બેઠક આપી. જમણી બાજુએ દસ મુસલમાન સરદારો અને તેની સામું દસ રજપૂત વીરો બેઠા. બાકીના માણુસો તંબુની બહાર દુશ્મનની હીલચાલ જોવા ગોઠવાયા.

અકબર—ખુદાતાઅલા કરે ને દુનિયાને બતાવી આપું કે બધા મુસલમાનો કંઈ ઔરંગઝેબના વિચારના નથી. દુર્ગાદાસજી, કુરાને શરીફના કસમ ખાઇને હું કહું છું કે કોઇ પણ જાતનો દગો રમવા હમારી ઇચ્છા નથી માટે ભય હોય તો કાઢી નાંખશો.

દુર્ગા—ભય હોત તો હમે અહિં આવતેજ નહિ. વહેમ હશે તો શાહઝાદાએ લીધેલા કસમથી નીકળી ગયો. હિંદુઓ અને મુસલમાનોની આ બેહુદી લડાઇનું પરિણામ બાદશાહ સમજતા નથી તેથી હમે લાચાર છીએ. તમારામાં જેઓ સમજે છે તે બાદશાહ આગળ જીભ ઉપાડી શકતા નથી.

અક.—તમારૂં કહેવું સત્ય છે. દુર્ગાદાસજી, હું આ લડાઇથી થાકી ગયો છું.

દુર્ગા.—"તો ભલે થાક ઉતરે ત્યારે હમને કહેણુ મોકલજો. હમે તો હર ઘડી ને પળ તૈયારજ છીએ." અકબર તો તેની સામુંજ જોઈ રહયો.

તૈબરખાન—વીર નર, શાબાસ. શાહજાદાની કહેવાની મતલબ એ છે જે આ લડાઇનો હંમેશ માટે અંત આણવો જોઇએ.

દુ.—તે વાત હમારી મુનસફી પર નથી. બાદશાહને તમે સમજાવી શકતા હો તો હમારી તેમાં ના નથી. લડાઇનું કારણ અમે નથી આપ્યું.

અક.—તમે શી સરતે સંધિ કબૂલ કરશો ?

દુર્ગા.—હિંદુ ધર્મની આડે જરા પણ આવવું નહિ. નવો કર નાંખ્યો છે તે કાઢી નાંખવો. હમારાં તીર્થોને જરા પણ અપવિત્ર કરવાં નહિ તથા જોધપુર પર રાણા જસવંતસિંહના બાળક કુમારનું સ્વામીપણું સ્વીકારવું. ટેક ગુમાવ્યો પાછો મળતો નથી, ધર્મ તજેલો પુનઃ આવતો નથી દેશ થોડો ઘણો ખોયો હશે અને જીવતા હોઇશું તો હમારા બાહુબળથી મેળવી શકશું.

અક.—દુર્ગાદાસજી, દેબારીની ખીણમાં હું તેમજ તૈબરખાનજી ફસાઇ પડેલા તે વખતે *રાણાજીએ બતાવેલી રહેમ અમે કોઇ પણ કાળે ભૂલી જવાના નથી. રજપૂતોનો અહેસાન જેટલો માનીએ તેટલો ઓછો છે, કોઈ પણ દુશ્મને એવી રહેમ બતાવી અત્યાર સુધી કોઇ પણ દેશના ઇતિહાસમાં વાંચી નથી, સાંભળી નથી.

દુર્ગા.—બાદશાહને જ્યાં સુધી હમારી કિંમત નથી ત્યાં સુધી બધું નકામું છે.

પોતાની મરજી વિરુદ્ધ, આવા નેક અને ટેકવાળા રજપૂતો જોડે લડવું અકબરને અઘટિત લાગ્યું. એવા દુશ્મનનું મન હરી લઇ પોતાની કુમકે રાખી, દૂર દેશો પર આક્રમણ કરી તે સર કરવાનું વધારે દુરસ્ત લાગ્યું. ચિતોડથી પાછા ફરતાં, અજમેરમાં બાદશાહને આ વિચાર તેણે જણાવ્યો હતો. પણ સત્તાની ધૂનમાં મસ્ત થયલા બાદશાહને એ વિચાર રુચેલો નહિ. દુર્ગાદાસના વાક્યાર્થથી, હેરિયાઇથી અકબર અંજાઇ ગયો ને રાજ્યલોભી પિતાના પુત્રને રાજ્યલોભનો કેફ ચઢવા માંડ્યો અને તે બોલી ઉઠ્યો.

બાદશાહને કિંમત નહિ હોય તો જબર રદીથી તેની પાસેથી કરાવશું. છતાં નહિ કરે તો હમે તમારી કદર કરશું તૈબરખાન, રજપૂતોનો તમારા પર પણ ઓછો ઉપકાર નથી. એહસાનનો બદલો એહસાન એ કુરાને શરીફનું ફરમાન છે. મારો નિશ્ચય થઈ ગયો. આપણા બન્ને લશ્કરે મળી જઇ, અજમેર પર ચઢાઇ લઇ જવી બાદશાહ માને તો ઠીક છે નહિતર તેની ગાદી પચાવી પાડવી.

---

* રાજસિંહ

રજપૂત સરદારો આ ઉદ્દગાર સાંભળી વિચારમાં પડી ગયા, તૈમૂરખાન તથા મુસલમાન સરદારોનો અભિપ્રાય અકબરે પ્રથમથીજ લઈ લીધો હતો. દુર્ગાદાસના વિચાર જાણી વિચાર દૃઢ થયો, ને ભર સભામાં તેણે જણાવી દીધો.

દુ.—તમારા કહેવાથી અમે છેતરાઇ જઇશું એમ ધારતા હો તો આપની ભૂલ છે. તમારા વચનમાં અમને વિશ્વાસ નથી, અત્યાર સુધી અમારા એકલાનાં જોર પર અમે ઉભા રહી શકયા છીએ ને બાદશાહ સામે લડવાને અમારે કોઇની મદદની જરૂર નથી. અમારી ભલાઇનાં પૂરાં ફળ ભોગવ્યાં છે. હવે વધુ અમારે ચાખવાં નથી.

અકબર— દુર્ગાદાસજી, તમે ભૂલો છો. તમને સપડાવવા માટે આ કોઇપણ જાતની જાળ નથી પાથરી. એક ખુણામાં કુરાન હતું. તે મંગાવી અકબર, તૈમૂરખાન તથા બીજા સરદારોએ કસમ ખાધા ને દુર્ગાદાસને તેમનામાં વિશ્વાસ આવ્યો.

દુ.— શાહજાદાની એમજ ઇચ્છા હોય તો મારી ના નથી. રજપૂતો વિશ્વાસ આપી કોઈપણ દિવસ ફર્યા નથી, કસમ ખાવાની તેને જરૂર પડતી નથી, સંભાળવાનું આપ નામવર તેમજ આપના વીરોનો છે. હરકત ના હોય તો હમારા તંબુમાં ચાલો કુંવર ભીમસિંહ વગેરેની આ બાબતમાં સલાહ લઇએ.

રાતને સમયે રજપૂત તેમજ મુસલમાન વીરોની જંગી સભા મળી અજમેર પર ચઢાઇ કરવાને સર્વે એકમત થયા. કોઇનું પણ દિલ દુખતું હોય તેને વગર હરકતે છાવણી છોડી જવા અકબરે સૂચવ્યું. પણ કોઇએ તેમ કર્યું નહિ.

ફળ ફૂલવાળી વાડી હોય તેમાં એકાદ કાંટાનું ઝાડ હોય, સાફ-સુફ જમીન હોય ત્યાં એકાદ તો કાચનો ટુકડો હોય, સુવર્ણનો મહેલ હોય તો તેમાં પણ લોહનો ખીલો હોય, પૂર્ણિમાનો ચંદ્ર હોય તેમાં એક કાળો ડાઘ તો હોય, અસંખ્ય માણસોમાં એક હીચકારો હોય, કાંટા પણ હોય એવચની પણ હોય. જગત સઘળું સમાન નથી હોતું, સારૂં નથી હોતું. સારામાં નરસું હોય, નરસામાં કંઇ સારૂં હોય.

—⊱⊰—

# પ્રકરણ ૧૬ મું.

## બાદશાહની છાવણીમાં.

खल्वाटो दिवसेश्वरस्य किरणैः संतापितो मस्तके
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ।
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रापदां भाजनम् ॥ *

અકબર, બાદશાહનો લડીલો અને માનીતો શાહઝાદો હતો. બાદશાહને બેત્રણ વાર મુઆઝીમે અકબરને માટે ચેતવણી આપી હતી. પણ બાદશાહે ઇર્ષ્યાને કારણે મુઆઝીમ કહેતો હશે એમ સમજી તે તરફ જરા પણ લક્ષ આપ્યું નહોતું. ઉપરાંત મુઆઝીમે એકવાર બંડ કરી મૂક્યું હતું ને તેમાં તે ફાવ્યો નહોતો તેથી કદાચ બીજીવાર કરશે એમ ઔરંગઝેબના મનમાં ભીતિ હતી. મુઆઝીમની આ સલાહને લીધે બીજાનું નામ અમથું સંડોવવા એ માંગે છે એમ ઉલટું ધારી મુઆઝીમની દરેક હીલચાલ પર કરડી નજર કરી અને તેના કામ પર પાકી દેખરેખ રાખવાનું શરૂ કર્યું અકબરની આ હીલચાલ થવા અગાઉ મુઆઝીમે ઔરંગઝેબને લખી જણાવ્યું પણ અકબરને પોતાની પાસે ના બોલાવતાં તેણે મુઆઝીમને તેના બે શાહઝાદા જોડે અજમેર આવવા ફરમાવ્યું. મુઆઝીમ પરનો અણુ વિશ્વાસ એટલે સુધી વધી ગયો કે અજમેર આવતાંજ બાદશાહે તેને પોતાની કને બે શાહઝાદાને લઇ એકલા આવવા કહ્યું. મુઆઝીમ ખરૂં જોતાં બિનગુનેહગારજ હતો. રજપુતો તરફથી તેને પોતાના કરી લેવા પ્રયાસ થયો હતો, પરંતુ એકવાર તદબીરમાં ના ફાવેલા મુઆઝીમે તેમ કરવા ના પાડી હતી. એકવાર એવો વખત પણ હતો કે મુઆઝીમ બાદશાહને સૌથી વધુ વહાલો હતો અને આજ સમય એવો હતો કે વગરવાંકે બાદશાહને તેના પર કંઇ પણ જાતનો વિશ્વાસજ નહોતો.

---

*સૂર્યના કિરણથી પીડાયલો માથે જેને તાલ છે એવો એક માણસ તાપ ન હોય એવી જગા શોધતો શોધતો એક તાડની નીચે વિધિને લીધે બેઠો, તો ત્યાં પણ એમ થયું કે ઝાડ પરથી એક મોટું ફળ તેના પર પડ્યું અને તેનું માથું ભાંગી ગયું. ખરેખર, સાધારણ રીતે જ્યાં ભાગ્ય રહિત માણસ જાય છે ત્યાંજ દુઃખનો ભંડાર પણ જાય છે અર્થાત્ ભાગ્ય રહિત માણસ હંમેશ દુઃખ પામે છે.

મુઆઝીમને અજમેર બોલાવી લીધો છે એ ખબર મળતાં અકબરને કળ વળી. કારણ પ્રથમ તેને મુઆઝીમ સામે લડવું પડતે આ તો એક કાંકરે બે પક્ષી મારવાનો તેને લાગ મળ્યો.

આણી તરફ અકબરની છાવણીમાં એક તરફ તાજપોશીની તથા બીજી તરફ લડાઇની તૈયારીઓ ચાલવા માંડી. રજપૂતો અકબરની કુમકે રહેવા તૈયાર થયા. શુભ મુહૂર્ત જોઇ અકબરના માથા પર રાજછત્ર ધરવામાં આવ્યું. એનાજ નામના સિક્કા પાડવામાં આવ્યા. વધુ ધામધુમ દિલ્હી જઈ કરવા ધાર્યું અને અજમેર પર જલદી આક્રમણ કરવા નક્કી થયું.

ઔરંગઝેબને ખરી બાતમી મળતાં તેનો ક્રોધ માયો નહિ વૃદ્ધ શાહજહાનને ઉઠાડી મૂકી રાજ્ય પચાવી પાડવાની પોતાની તેમજ પોતાના ભાઇઓની તૈયારી, અરસપરસ કતલ કરવાની તેમની તદબીર, આંખ આગળ તરવરી શાહજહાનની માફક તેને-ઔરંગઝેબને આલમગીરને-તેના ચારે શાહજાંદાઓ ગાંડા બનાવી મૂકશે એમ તેને દેખાવા લાગ્યું. તંબુમાં એકલો પડ્યે; વિચારમાં ને વિચારમાં દુર્ગાદાસને અકબરની આ સંધિથી તે એવો તો ગુસ્સે થઇ ગયો કે પોતાની દાઢીના વાળ તેણે ટુંપી નાંખ્યા, અને બોલી ઉઠ્યો. "અફસોસ, હું શું કરૂં, કયાં જાઉં. અકબર તુ મારે પેટે કુલાંગાર નીકળ્યો. પિતા સામે પુત્રનું બંડ? ઓ ખુદા, તું કયાં સંતાઇ ગયો?"

સુલતાન, કર અને જો. ખુદા તો અદિનો અદિજ છે. રાજ્યલોભને અંગે શાહજહાન સામે બંડ ઉઠાવ્યું, દારાને ફસાવ્યો, શુજાને નસાડ્યો, મુરાદની કતલ કરી વૃદ્ધ બાદશાહને બંદીખાનામાં મોકલ્યો ત્યારે પિતાના મનમાં શું શું થયું હશે તેનો જરા પણ વિચાર કર્યો હતો? બાપની તો સાઠી બુદ્ધિ નાઠી તેં માની લીધી, ભાઇઓમાં કોઇ અધર્મી નીકળ્યો, કોઇ દારૂડીઓ નીકળ્યો, માત્ર ખુદ પોતેજ સકલગુણસંપૂર્ણ છે, ધર્મનો તારક છે, એમ ધારી લઇ કોઇ પણ જાતનો સીતમ ગુજારવામાં બાકી ના રાખી ત્યારે હું પણ કોઇ દિવસે વૃદ્ધ થઇશ, મારી પણ સાઠી બુદ્ધિ નાઠી થશે એમ મારા શાહજાદાએ સમજશે એવા વિચારને સ્થાન જરાએ આપ્યું હતું? બંદીખાનામાં પડેલા શાહજહાને હૃદયના પછાડયા હશે, તેના તરફ તેં કેટલું લક્ષ આપ્યું હતું તો તું તારૂ મનનું અફાળે તો પણ અકબરને તેની શી દરકાર હોઇ શકે? અકબરને કુલાંગારનો પાઠ કોણે શીખવ્યો? જે વખતે, ચતુરાઇ લડાવી તે રાજ્ય મેળવ્યું હતું, હિકમત ચલાવી તેં ભાઇ-

ભત્રીજાઓનાં ખૂન કર્યાં હતાં, જોગ લેવાનું નામ લઈ, રાજ્યલોભને વશ થઈ, કાવાદાવા કરવા તું મંડી પડયો હતો તે વખતે અકબર માનાં ખોળામાં સુધ્ધ દૂધ પીતો હતો, ધાવતો હતો. તારીજ પાસેથી પૂર્ણ સંસ્કારને પામેલાં બીજનું એજ ફળ. પિતાને રંજ આપવાનું, દુઃખ દેવાનું, એજ પ્રાયશ્ચિત્ત.

શાહઝાદા સામે કોને મોકલવો એ પણ એક સવાલ થઇ પડયો. મુઆઝીમને મોકલ્યા પછી અકબરના પર તે જીત મેળવેને કદાચ બાદશાહની સામો તે થઇ જાય એમ પણ બને. મુઆઝીમના લશ્કર સામે તોપ ગોઠવી મૂકી હતી, મુઆઝીમના બે શાહઝાદાઓને પોતાની કને જામીન તરીકે રાખ્યા હતા. પોતાનો જીવ જોખમમાં નાંખવા મરજી નહોતી. આખરે કલીચખાનના પુત્ર શાહબુદ્દીનને અકબર સામે જવા આજ્ઞા કરી. ઉપરાંત એક પાસો નાંખવા, કપટ જાળ પાથરવા યુકિત કરી. રજપૂતોની છાવણીમાં કાસદ મારફત એક પત્ર મોકલ્યો. પત્ર અકબર પર લખેલો પણ તે જાણે ભૂલમાં રજપૂતોની છાવણીમાં પડયો હોય એમ રચના કરી. પત્રમાં અકબરને એમ લખી જણાવ્યું કે અત્યાર સુધી જેવી હોશયારીથી રજપૂતો જોડે કામ પાડયું છે તેવીજ રીતે પાડજે. તેઓ જાળમાંથી છટકી ના જાય તે જોતો રહેજે. હું ટુંક મુદતમાં આવી મળીશ." અકબરનો રજપૂતો ભરોસો ના કરે, તેને અધવચ છોડી ચાલ્યા જાય એમ આ પત્ર લખવાનો ઉદ્દેશ હતો પણ તે સફળ થયો નહિ. ભૂલમાં સપડાઈ ગયેલા કાસદની ખબર લેતાંજ તેણે પત્ર આપ્યો. પત્ર વાંચતાજ દુર્ગાદાસને અકબર માટે વહેમ આવ્યો પણ ડરી ના જતાં, હિંમત હારી ના જતાં તે શાહઝાદાને મળ્યો. પત્ર વાંચતાંજ અકબરની ભ્રૂકુટિ ચઢી ગઇ, બાદશાહ પર ખૂબ ગુસ્સે થયો. કાસદને તેની સમક્ષ બોલાવી ખરી વાત જણાવવા યા તો મરવા હુકમ કર્યો. તેણે ખરી વાત જણાવી દીધી. કાસદને જવાબ સાથે રવાના કર્યો. "એક યુક્તિ તો નિષ્ફળ ગઇ, બીજી હોય તો અજમાવજો, આલેકુમ સલામ."

ઔરંગઝેબ બધાજ પાસા ઉંધા પડતા જોઇ અકળાવા લાગ્યો, હિંમત હારી ગયો. આખરે લડાઈ કર્યા વગર છુટકોજ નથી એમ સમજી શાહબુદ્દીનને પ્રયાણ કરવા હુકમ આપ્યો.

આણી તરફ અકબરે પોતાના વજીર તરીકે તૈબરખાન તથા સેનાનાયક તરીકે મુજાહીદખાનને નીમ્યા હતા. મુજાહીદખાનની દુર્ગાદાસ મૂળથી વિરુદ્ધ હતો પણ અકબરને કહી શકતો નહોતો. અકબરના

તંબુમાં તૈબરખાન, દુર્ગાદાસ, મુજાહીદખાન આવી પહોંચ્યા તથા દુશ્મન સામે કેવી રીતે થવું તેનો વિચાર કરવા લાગ્યા.

અ.—લશ્કરના નાયક તરીકે શાહબુદ્દીન છે.

મુ.—બાદશાહનો હુકમ હોય તો હું જઇ તેને મળું, તથા આપના પક્ષમાં ખેંચી લાવું.

દુ.—આપણો પક્ષ સબળ છે. આપણામાંજ બે મત નહિ હોય તો વધુ મદદની જરૂર નથી. આવી રીતે કામ લેવામાં આપણી નબળાઇ જણાઇ આવશે.

મુ.—કોઇ પણ રીતે દુશ્મનને આપણી તરફ ખેંચી લેવો તેમાં નબળાઈ કોઇ જાતની નથી. દુર્ગાદાસજી, શાહબુદ્દીન મારો સગો ભાઇ થાય છે તે આપને ખબર નહિ હોય.

દુ.—એમજ હોય તો તો હું જવાની ખાસ વિરુદ્ધ છું. તેમને તમારા પર ભાવ હશે તો તેઓ અહિંજ આવશે. આપણા તરફથી દગો રમાવાનું કારણ નથી. તમે ત્યાં જાઓ ને તમારા ભાઇ તમારી વિરુદ્ધ હોય તો તમને બાદશાહને સોંપી દેશે ને તે તમને જીવતા જવા દેશે નહિ.

મુ.—મારા ભાઇનો મારા પર એટલો પ્રેમ છે કે કોઈ દિવસ એમ બનશે નહિ. પછી જેમ ખુદાવિંદની મરજી.

આ બાબત પર થોડી ઘણી તકરાર થઇ પણ ભલો અને ભોળો અકબર મુજાહીદનું દિલ પારખી શક્યો નહોતો. દુર્ગાદાસને મૂળથી કુદરતીજ રીતે એના તરફ તિરસ્કાર હતો અને અકબર સાથે તે દગો રમશે એમ મનમાં ડર હતો. દુશ્મનની છાવણીમાં જઇ, તેને મળી જશે એમ તેને ખાત્રી હતી. તૈબરખાન પોતાની બહાદુરી, હોશિયારી પર મસ્ત હતો, મુજાહીદ માટે તેને સંશય હતો કે નહિ તે સમજાતું નહોતું. પરંતુ કાનખજુરાનો એક પગ ભાંગ્યો તોએ શું અને ના ભાંગ્યો તોએ શું એમ તેની ગણત્રી હતી.

અકબરે અંતે મુજાહીદને જવા રજા આપી મુજાહીદે જતાંજ ભાઇને મળી, મસલહત કરી. બન્ને ભાઇઓ ઔરંગઝેબ કને ગયા, મુજાહીદખાનને જોતાંજ ઔરંગઝેબનો હર્ષ માયો નહિ. જોઇએ તે કરતાં તેનો વધારે સત્કાર કર્યો તથા બોલ્યો,

"હજી મારી સલતનતમાં એક આદમી એવો છે કે જે મારે માટે માન રાખે છે, મારી રાજ્યનીતિને પસંદ કરે છે. પોતાના સુલતાન

તરફની ફરજ અદા કરી છે તે જાણી હું ઘણોજ ખુશ થયો છું. મુજાહીદ, હું તને સેનાના નાયકની પદવી ઇનાયત કરૂં છું. બસ, મ.રે મનસુબો પાર પડયો. શાહબુદ્દીન, લશ્કરને પાછું ખેંચી લો. અકબર ભલે બાદશાહ થાય તેની મને પરવા નથી. ડોસાએ દંભનું મંગળાચરણ કર્યું.

મુ.—ગરીબપરવર, એમ કરવાની જરૂર નથી. ખુદાવિંદની કિંમત કરનાર અમે કોણ? મેં માત્ર મારો ધર્મ બજાવ્યો છે. કોઇ પણ યુકિત કરી તૈબરખાનને અહિં બોલાવી કેદ કરવાની જરૂર છે. પછી જરૂર ખુદાવંદની ફતેહજ સમજવી.

દંભનો વેષ પૂરો ભજવવાના હેતુથી ઔરંગઝેબ મૂગો રહ્યો.

શાહબુદ્દીન—પણ પેલો રજપૂત જોડે છે તેનું શું?

મુ. તેની તો વાતજ કરશો નહિ. બડો ઉસ્તાદ છે. બાદશાહની બીકીનો ભેદ પણ એણેજ ખુલ્લો કરી નાંખ્યો. મારી દરેક હીલચાલ પર પહેલાંથી તે બારીક નજર રાખતો. મને શાહઝાદાએ અહિં આવવા દીધો તેમાં પણ એની પહેલેથીજ ના હતી. એ તમારી જાળમાં ફસાય એ બનવા જોગ નથી પણ તૈબરખાન સપડાયાથી મુસલમાન લશ્કર ઢીલું થઇ જશે.

ઔરંગઝેબ—આ જહેમત ખાલી ઉઠાવો છો. મેં બહુ વરસ રાજ્ય કર્યું છે. હવે ભલે અકબર કરે.

મુ.—નામવર, એમ કરવાની જરૂર નથી. વળી ખરા હક્કદાર શાહઝાદા મુઆઝીમ છે તેના હક્કમાં ખાલી નુકસાન થાય છે.

ઔ.—તો ભલે. શાહઝાદાને હું લખાવું તેમ એક ખલીતો લખો. મુજાહીદ લખવા બેઠો.

શાહઝાદા અકબર,

મુજાહીદ અમને આવી મળ્યો છે. તને સલતનત જોઇયે છે તો કોઇનું પણ લોહી રેડયા વગર હું તે તને આપવાની ઉમેદ રાખું છું. સંધિના કરારો નક્કી કરવા કોઇ વિશ્વાસુ માણસને મોકલી આપ ને હાલ લડાઈ બંધ કર.

લિ. આલમગીર.

કાગળ વાંચતાંજ અકબર ગુંચવાયો. તૈબરખાન તથા દુર્ગાદાસને તંબુમાં બોલાવ્યા. પત્ર વાંચી તે પણ વિચારમાં પડયા.

દુ.—મુજાહીદને મોકલવામાં ગંભીર ભૂલ થઇ છે. પત્રનું લખાણ સ્પષ્ટ નથી. મુજાહીદ મળ્યો છે કે મળી ગયો છે તે સમજાતું નથી.

અ.—આપણે શું કરવું ?

દુ.—કોને મોકલવો એ પણ એક સવાલ છે.

તૈ.—હજૂર હું જવાને તૈયાર છું.

દુ.—આ બધી આપણને ફસાવવાની બાજી રચાય છે. દગો થયા વગર રહેવાનો નથી.

તૈ.—દુર્ગાદાસજી, હિંમત હારે વળવાનું નથી. મારી જોડે દગો રમનારને હું યોગ્ય શાસન આપીશ. ન જઈએ તો આપણી નબળાઇ જણાય છે. મુજાહીદ મળી ગયો હોય કે ના હોય પણ મારા પર હજૂરનો વિશ્વાસ જોઇએ.

અ.—તૈબરખાનજી, આ શું કહો છો ? મારી દરેક તદબીર મેં તમને પહેલાંથી જણાવી હતી. તમારા વચનમાં વિશ્વાસ હોત નહિ તો હું આટલે સુધી આગળ વધતેજ નહિ. દરેક મુસલમાન કંઈ મુજાહીદ નથી. વિચાર માત્ર એટલોજ આવે છે કે તમે એકલા બાદશાહ કને જશો ને તમને તેણે ફસાવ્યા તો આપણી બધી તદબીર ધૂળભેગી થશે.

તૈ.—હજૂર, હું એક પઠાણ છું. કોઇનો ડરાવ્યો ડરતો નથી, ફસાવ્યો ફસાવાનો નથી.

આખરે તૈબરખાનનેજ મોકલવાનું નક્કી થયું. જતાં જતાં અકબરના પક્ષને નીમકહલાલ રહેવાનું જણાવી કુરાનના કસમ ખાઇ તે ઔરંગઝેબની છાવણીમાં ગયો.

સરદાર તૈબરખાન, જરા પણ ડર્યા વગર, આગળ પાછળ જોયા વગર, જરા પણ ચિંતા રાખ્યા વગર, હાથમાં નાગી તલવાર આગળ ને આગળ રાખી ધસ્યો. ઔરંગઝેબના તંબુ આગળ આવતાંજ શાહઝાદા મુઆઝીમને જોઈ તે અટક્યો. બાદશાહની ઇચ્છાથી તે મળવા આવ્યો છે એમ તેણે શાહઝાદાને જણાવ્યું. મુઆઝીમે તેના હથિયાર મૂકી દેવા જણાવ્યું. તૈબરખાનને ગમે તે ઉતર્યું નહિ. બન્ને વચ્ચે સખત ટપાટપી થઇ અને મુઆઝીમે તૈબરખાનને મારી નાંખવા ઈસારત કરી. ઘણો ઘોંઘાટ થતાં તૈબરખાન આવ્યો છે તેની ઔરંગઝેબને ખબર પડી. ને તેણે તેને હથિયાર સાથે અંદર મોકલવા હુકમ કર્યો. મુઆઝીમનો એક ખાસ નોકર આવો હુકમ છતાં માર્ગમાં આવી ઉભો તથા ખાનની છાતી પર તેણે હાથ મૂકયો હાથ, મૂકતાંજ ખાન અકળાયો. તેનો મિજાજ હાથથી ગયોને એકજ થપ્પડ મારી તેને જમીન પર ગબ-

ડાવ્યો. તંબુ આગળથી પાછાં ફરતાંજ તેનો પગ તંબુનાં તાણેલાં દોરડામાં ભેરવાયો, તેની અડફટમાં આવતાંજ તે પડયો, પડતાંજ નીમકહરામને "મારો મારો જીવતો ના જવાદો" એમ ચોમેર બૂમો પડવા લાગી. સિપાઇઓ, નાના મોટા સરદારો ધસી આવ્યા, ખાનને ઉઠવાનો વારો આવ્યોજ નહિ, પડયા પડયા પણ ખાને તેમને હંફાવ્યા પણ આખરે તે એકલો જમીન પર પડેલો, ઝાઝા માણસોની સામે ટકી શકયો નહિ અને મુઓ.

ઔરંગઝેબની મુરાદ પાર પડી ને આ ખુશ ખબર તેણે ચોમેર ફેલાવી દીધી.

શાહઝાદા અકબરનું રાજ્યારોહણ શુભ મુહૂર્તમાં ના થયું.



## પ્રકરણ ૧૭

### લશ્કરમાં ગભરાટ

મુજાહીદ ઔરંગઝેબને મળી ગયો તથા તૈબરખાન માર્યો ગયો એમ બન્ને વાતનો ફેલાવો સાથેજ થયો. મુસલમાન લશ્કર ગભરાટમાં પડયું. તેને પોતાના નેતાની ખોટ લાગવા માંડી. અકબર નાચરંગ, એશઆરામમાં પડયો હતો. એના તંબૂમાં ગાનતાન ઉડી રહ્યાં હતાં ને મદિરાપાન ચાલી રહ્યાં હતાં. મુસલમાન લશ્કરને ફંફું પાડવાનું મૂકીને અકબર આ સમાચાર સાંભળતાંજ તંબૂના પાછલા ભાગમાંથી દુર્ગાદાસને જોવા નીકળ્યો. લશ્કર આ બનાવ જોઈ, નાહિંમત થઈ નાસભાગ કરવા મંડયું, રજપૂત લશ્કરને પણ તેની અસર પહોંચી. લશ્કરને નાસભાગ કરતું અટકાવવામાં આવે તે પહેલાં કેટલાક માઇલ તો નીકળી ગયું. અકબરે પાછા ફરી પોતાના વિશ્વાસુ માણસોને પ્રથમ એકઠા કર્યા. મુસલમાન લશ્કર તો ખેદાન મેદાન થઇ ગયું ને રજપૂત લશ્કર ટુંક સમયમાં વીસ કોસ પાછું હઠી ગયું. અકબર, અકળાયલો ને મુઝાયલો તેની પાછળ ચાલ્યો. પણ તેમ કરવામાં તેનો મુદ્દો કોઇ સમજી શકયું નહિ. રજપૂત લશ્કર પોતાની સરહદની પાસે આવતાં વિશ્રાંતિ માટે અટકયું. માણસોને દૂર રાખી, અકબર રજપૂત લશ્કરની છાવણી તરફ ચાલ્યો. એક માણસ પર રજપૂતો તુટી પડશે એમ તેને ભીતિ નહોતી. દુર્ગાદાસ વગેરે સરદારો બેઠા હતા ત્યાં તે ગયો. રજપૂતોએ તેને શાહઝાદા તરીકેનું યોગ્ય માન આપ્યું. થોડીક વાર બધા ચૂપચાપ બેઠા પછી અકબરે બોલવું શરૂ કર્યું.

'દુર્ગાદાસજી, વીર રજપૂત સરદારો, મારી સ્થિતિ કફોડી થઈ છે, ખરૂં જોતાં મારી સ્થિતિજ નથી. મારૂં પોતાનું લશ્કર મને તજીને ચાલી ગયું છે. મારો આધાર માત્ર તમારા પર છે. રજપૂતો પોતાનો ટેક છોડતા નથી, શરણે આવેલાને ના પાડતા નથી."

દુર્ગા.— મુજાહીદખાનને તમે દુશ્મનની પાસે મોકલ્યો ત્યારથીજ મને તમારી પડતીના પડઘા સંભળાતા હતા.

અક.— હું ભૂલ્યો. એકવાર નહિ પણ ત્રણ વાર. તૈબરખાનને મોકલવામાં મેં બીજી ભૂલ કીધી. તેનો પોતાનો તેમાં વધારે તકસીર હતો. મેં તેને બહુ બહુ સમજાવ્યો પણ તેણે માન્યુંજ નહિ. એને નારાજ ના કરતાં છેવટે મેં હા પાડી. એ કેમ પડયો તે હું સમજી શકતો નથી. બાકી પ્રસંગ આવે બાદશાહનો જાન લેવાની તૈયારી એણે કરી રાખી હતી. કપડાંની અંદર આખું બખ્તર પહેર્યું હતું. તૈબરખાનને મોકલ્યા પછી પણ હું સાવધ રહ્યો હોત તો આ વખત આવતે નહિ પણ હું મોજશોખમાં પડયો. તમારી સલાહ માટે આવતો હતો તેજ લશ્કરમાં નાસભાગ શરૂ થઇ. નસીબ કોઇ ફેરવી શકતું નથી. તમારી મદદ વગર હું જીવી શકું એમ નથી. બાદશાહના હાથમાં હું સપડાઇશ તો મારા રાઈ રાઇ જેવડા ટુકડા કરી નાંખશે. માટે મને બચાવો, ઉગારો, શરણ લો.

રત્નસિંહ— શાહઝાદા, તમારી કુમકે ઉભા રહેવામાં અમને બહુ સારો લાભ થયો. હું તો પ્રથમથીજ તેની વિરુદ્ધ હતો.

રામસિંહ—રત્નસિંહજી, હવે આ હદ બહાર જવાય છે. એક માણસની અક્કલે કામ થયું નહોતું. તેમજ પડતાંને પાટું મારવું એ રજપૂતનું લક્ષણ નથી. આખા હિંદના શહેનશાહની ભર કચેરીમાં વીરત્વ દાખવનાર પિતા અમરસિંહના પુત્રના મોંમાં આ શબ્દો યોગ્ય લાગતા નથી.

દુર્ગાદાસ—શાહઝાદાની તેમજ તમારા બધાની ઇચ્છા હોય તો બાદશાહને હંફાવવા હું હજી તૈયાર છું.

અકબર—દુર્ગાદાસજી, મારા પર તમારા બધાનો બહુ અહેસાન થયો છે. વધુ મારે કંઇ જોઈતું નથી. બાદશાહને હું ઓળખું તેટલા તમે ઓળખો શકો નહિ. બૈરાંઓની માફક હું સંતાઇ રહું ને તમે મારા હક્કને માટે લડો એમ બને નહિ. અનેક જાતના છળપ્રપંચ

વાપરી મને પોતાના કબજામાં લેવાની હઠને તે નહિ છોડે. કોઇ નિર્ભય સ્થાનમાં મને મૂકી દો ને પછી તમને ઠીક લાગે તેમ કરો.

જેઠા (ચંપાવત સરદાર)—શાહઝાદા હજી આપણે કંઇ ગુમાવ્યું નથી. તમે હિંમત હારી ના જાઓ. તમારા રક્ષણ માટે નિર્ભય રહો અને હમારી જોડે મેદાને ચઢો. વીસ કોસ તો બે કલાકમાં ચાલ્યા જઇશું.

અકબર—વીર સરદાર, મારી પાસે માણસો પણ નથી, કોઇ બહાદૂર સરદાર પણ નથી. રાજ્ય લોભને અંગે આવા વીર બાંધવોના જાન કુરબાન કરાવવા હું માંગતો નથી.

રત.—અમારે માટે તમને આટલી લાગણી છે તો બાદશાહની શરણેજ જવું સારૂં છે. તમને રક્ષણ આપવામાં પણ બાદશાહનો ખોફ અમારે માથે આવી પડશે.

ગરીબદાસ.—બાદશાહના ખોફની અમને પરવા નથી. એમની તો જીંદગી એમની એમ જવાની માટે આપણે આપણો ટેક મૂકવાની જરૂર નથી.

જેઠમલ.—શરણાગતને રક્ષણ આપવામાં રજપૂતો પાછા હઠ્યા નથી ને હઠવાના પણ નથી.

દુ.—શાહઝાદાની કુમકે મૂળથીજ આપણે ઉભા છીએ. તે જો આપણને છોડવા માંગતા ના હોય તો આપણે તેનું નાવ અધવચ ડુબાવવા માંગતા નથી. મુજાહીદખાન તથા આપણી વચ્ચે નહિતર ફેર શો ? મહારાણા જસવંતસિંહના કુંવરને આપણે કોને સોંપ્યો હતો ? એક મુસલમાનને, ઔરંગઝેબનાજ જાતભાઇને, બધા મુસલમાનો ઔરંગઝેબ જેવા હોતા નથી. જેના રક્ષણમાં આપણે તેને સોંપ્યા હતા તે ફરી બેઠો હોત, લોભમાં તણાઇ ગયો હોત, જાનની તેણે પરવા કરી હોત તો કુંવરનું શું થતે ? મરવું, જીવવું નસીબને આધીન છે. બહાદુર તવરખાન દુશ્મનની છાવણીમાં મરવાની આશાએ ગયો નહોતો. આપણે પણ એક દિવસ જવું તો છેજ પણ સારાં નામની ઇચ્છા હોય, જીંદગી કરતાં કીર્તિ વધારે વહાલી હોય તો શાહઝાદાની ઇચ્છા મુજબ તેને રક્ષણ આપો. છેવટે તમારામાં જેની પણ ઇચ્છા હોય તે મારી સાથે ચાલો. શાહઝાદાને ગમે તેમ કરીને નિર્ભય સ્થાને મોકલી આપશું.

અકબર.—વીરો, તમારો મારા પર બહુ અહેસાન થાય છે હું તેને લાયક નથી. તમે મને વધુ માનથી હવે બોલાવશો નહિ. એ માનને પણ હું લાયક નથી. શાહઝાદા કહેવડાવવામાં મને કોઈ પણ જાતનું અભિમાન આવતું નથી. આવા વીરોની રક્ષા તળે રહેવામાં અકબરનાં સાદાંજ નામથી રહેવામાં મને મોટાઇ છે.

બધાનું વલણ અકબરને રક્ષણ આપવાનું છે એમ સમજતાં રત્નસિંહ તેમજ તેનો અભિપ્રાય ધરાવનારા સરદારો મૂગા રહ્યા. પ્રાણાંતે પણ અકબરનું રક્ષણ કરવા બધા બંધાયા.

આણી તરફ અકબરનું લશ્કર છિન્નભિન્ન થઇ જવાથી તેમજ રજપૂત લશકર પાછું ફરવાથી ઔરંગઝેબનો હર્ષ માયો નહિ અકબરને શી રીતે કેદ કરવો તેનાજ વિચારમાં તે હવે પડયો, દુર્ગાદાસજ માત્ર તેમાં આડખીલી હતો. તેને પોતાના તરફ શી રીતે ખેંચી લેવો તે તેને સમજાયું નહિ. આખરે રૂસવતથી લલચાઇ તે અકબરને છોડી દેશે એમ બાદશાહે ધાર્યું. રાણા જસવંતસિંહના કુંવરને સોંપી દેવા મરુના ભાગલા કરી, વહેંચી આપવાનું રજપૂત વીરોને કહેલું ને બાદશાહના એવા વિચારને તેણે તુચ્છકારી કાઢેલા તે ઔરંગઝેબના લક્ષ બહાર નહોતું પણ પ્રસંગ જુદો હતો. પોતાનાજ અન્નદાતાના કુંવરને સોંપવો ને રક્ષણમાં આવેલા, આખરે તો એક કટ્ટા દુશ્મનના શાહઝાદાને હવાલે કરી દેવો એમાં બહુ ફેર હતો એમ ઔરંગઝેબનું માનવું હતું. દુશ્મન હોય તોપણ દગો ના રમવો, કોલ આપ્યો તો તે પાળવો, શરણે આવ્યો તો તેને બચાવવો એ રજપૂતોનો સિદ્ધાંત હતો.

બાદશાહે ચાળીસ હજાર સોનાની અશરફી દુર્ગાદાસને લાંચ તરીકે મોકલી આપી, અને તેના બદલામાં શાહઝાદાને પોતાની પાસે મોકલી દેવાનું સૂચવ્યું. અશરફી આવતાંજ દુર્ગાદાસે અકબરને આપી દીધી. અકબર, બાદશાહ આલમગીરનો એકવાર માનીતો પણ હાલમાં અણુમાન્ તો શાહઝાદો એક જમીનદારના-ઠાકરડાના સાધારણ સરદાર દુર્ગાદાસને ગળે બાઝી પડયો, રોઈ પડયો. દુર્ગાદાસજી, વીર હો તો તમારા જેવા હોજો, મુસલમાન પિતા હો તો તમારા જેવા હોજો, "સંબંધ હો તો આવા વીર રજપૂતોનો હોજો."

દુ.—અકબર, લક્ષ્મી ચલિત છે. કોઇની થઇ નથી, થવાની નથી. નેક ને ટેક હશે તો બધું આવી મળશે. સમય બળવાન છે, હિંમત હારી ના જવી એ વીર પુરુષનું કામ છે.

અ—દુર્ગાદાસજી, તમે મારા ધર્મપિતા છો. હું તમારૂં બાળક છું. મને વધુ અહેસાનમાં દબાવશો નહિ. મારો છુટકો વહેલો નહિ કરો તો હું ગમે તેમ કરી મૂકીશ.

દુર્ગાદાસે આપેલી અશરફીમાંથી જરૂર જોગી રાખી અકબરે બાકીની રજપૂત સરદારોમાં વહેંચી આપી. દુર્ગાદાસને આપવા તેણે ઘણીએ મહેનત કરી પણ તેણે જરાએ ગણકાર્યું નહિ.

વગર મફતની અશરફી ગુમાવી ઔરંગઝેબે લડાઈની તૈયારી કરી. રજપૂત લશ્કરની સરદારી તેમાં રુદ્ર મૂનાના સોનિંગજીના હાથમાં હતી. આગળ વધવાનો રજપૂતોનો ઉદ્દેશ નહોતો. 'ઘાટ'નો લાભ લઈ પોતાનો બચાવ કરી દિવસોના દિવસો પસાર કર્યા. ઔરંગઝેબ ઝાલોર સુધી પાછળ પડ્યો ને તેને માલૂમ પડ્યું કે દુર્ગાદાસે તેને અજત પાછો ઉગાડયો. વીર ચંપાવતો, જોદુન, ચોહાણ ભટ્ટી સરદારો મળી કુલે એક હજાર માણસ સાથે લઇ વીર દુર્ગાદાસ અકબરને દક્ષિણમાં મરાઠાઓને સોંપી દેવા ચાલ્યો ગયો હતો.

ઔરંગઝેબ આ સમાચાર જાણી એટલો તો ગુસ્સે થઇ ગયો કે, દીન-ધર્મનું મહત્વ ભૂલી ગયો અને પવિત્ર કુરાનને તેણે આસમાન તરફ ફેંક્યું.

આફરીન, પાક દીનના સમજનાર શાહ, આફરી. પવિત્ર કુરાનનો ભારે કુસુર તો ખરો કે બાદશાહની સમીપ આવ્યું. ખુદ ખુદા તો બાદશાહથી હમેશને માટે દૂર હતો તે સારૂં જ હતું. નહિતર તેને પણ આલમગીરને જવાબ આપવો ભારે થઇ પડતે. ઔરંગઝેબને તો પોતાના તોર મુજબ જેમ ઝમીન પર રિયાસત ચલાવવી હતી તેમ કુદરતની ચાવી પણ પોતાના હાથમાંજ રાખવી હતી.

સમજ, શાહ, હજી સમજ. કુદરત પણ તારા પર રૂઠી છે. ખુદાનો ખોફ તેં તારે માથે વહોરી લીધો છે. બસ લડાઇ બંધ કર અને સુખે સુવાની આશા રાખ. શોચનીય વાત એટલીજ છે કે ઔરંગઝેબને એમ કોઇ કહેનાર નહોતું, કહેનાર હશે તો સાંભળનાર કોઇ નહોતું.

કુરાન પર ક્રોધ કાઢ્યા પછી રાઠોડનો વારો આવ્યો. શાહજાદો આઝીમ મેવાડ તરફ હતો તેને એકદમ બોલાવી લીધો. મેવાડ જોડે લડાઇ હાલ તુરત બંધ કરવાનો તથા જડમૂળથી રાઠોડોને ઉખેડી નાંખવા ઔરંગઝેબે હુકમ કર્યો.

દુર્ગાદાસના મોટા ભાઈ સોનિંગજીની સરદારી નીચે રાઠોડ લશ્કર નીકળ્યું. ઇનાયતખાનની સરદારી નીચે બાદશાહી લશ્કર જોધપુર આગળ પડાવ કરી બેઠું હતું. ઔરંગઝેબ અજમેર આગળ હતો. આ ખબર મળતાંજ ખેમકરણ કનોટ, સુભલ જુદ્દા, વિજયમલ મહેચા, જેઠમલ સુજોત, કેસુરી કનોટ, અને જોધા ભાઇઓ સેવદન અને ભીમ તથા બીજા અનેક વીરોને લઈ સોનિંગજીએ ઇનાયતખાનને ઘેરી લીધો. ખાન ગભરાયો, ઔરંગઝેબની મદદ પણ આવી શકે એમ નહોતું. સાપે છછુંદર ગળ્યા જેવી ઔરંગઝેબની સ્થિતિ થઇ પડી. હરનત અને કહાનસિંહ 'સોજત' તરફ ગયા અને બાદશાહી ઢોરોને નસાડી મૂકયાં. બન્ને પક્ષ વચ્ચે મોટી લડાઇ થઈ. અનેકનો સંહાર કરી તેઓ પડયા. સોનિંગની બહાદુરી આગળ બાદશાહનું પાયતખ્ત ડોલવા લાગ્યું, ઔરંગઝેબનો સૂર્ય અસ્ત થતો દેખાયો. શાહ આખરે હાર્યો. વજીર આસદખાને વચ્ચે પડી રાઠોડો જોડે સંધિ કરી×

અજિતને સાઠ હજારની તેમજ તેના સરદારોને તેની ઇચ્છા મુજબ સરદારી આપી રાઠોડોને અજમેર આપી દીધું અને સોનિંગને તેનો સૂબો બનાવ્યો. શાહ પોતે દક્ષિણ તરફ ચાલી ગયો.

બીજે દિવસે કપટથી સોનિંગને ઠાર કરી આસદખાને શાહને ખુશ ખબર મોકલ્યા. શાહે કરેલી સંધિ પર બીજેજ દિવસે પાણી ફેરવ્યું.

રજપૂતો અકળાયા શંભુ કંપાવત, ઉદયસિંહ બંશી વીર તેજસિંહ અને અકબરને મૂકી પાછા ફરેલા ફત્તેહસિંહ અને રામસિંહની સરદારી નીચે રાઠોડ લશકર રાજસ્થાનમાં કેર વર્તાવી રહ્યું. પુરમંડળ પડ્યું, તેના સૂબા કાસમખાનને ઠાર કર્યો.

આણી તરફ વિજય ચંપાવત, અને ઉદયભાણે 'શીરોઇ' આગળ મીરઝાં નુરઅલીને હરાવ્યો, મીરઝાં નાઠો, નગારાં પણ તે પાછળ મૂકી ગયો.

ઉદયસિંહ અને મોકહીમસિંહ ગુજરાત તરફ ધસારો લઈ ગયા અને ખેરાળુ કબજે કર્યું.

પાલી આગળ રાઠોડોએ બાદશાહી લશ્કરને હરાવી સરદાર અફઝલખાનને રામશરણ પહોંચાડયો.

આ બધી બીનાઓ જાણી, ઇનાયતખાન અજમેરમાં રહ્યો અને આઝીમ અને આસદખાન કંટાળી દક્ષિણ તરફ ચાલ્યા ગયા.*

---

×"ઇ. સ. ૧૬૮૨" *ઇ. સ. (૧૬૮૬)

## પ્રકરણ ૧૮

## અજિતનો મેળાપ

વીર દુર્ગાદાસ હજી દક્ષિણમાંથી પાછો ફર્યો નહોતો. રાણા જસવંતસિંહના કુંવરને કોને સોંપવામાં આવ્યો હતો, તે ક્યાં હતો તેની રાઠોડોને ખબર નહોતી. કેટલાક તે જેસલમીરમાં છે તો કેટલાક બિક્રમપુરમાં તો કેટલાક સિરોહીમાં છે એમ ધારતા હતા. ચંપાવત, કુંપાવત, ઉદાવત, વગેરે રાઠોડો કુંવરને જોવાને અધીરા બની ગયા. નસીબના જોગે કોટાનો રાણો દુર્જનસાલ ઔરંગઝેબની સામે લડવા તૈયાર થયો અને રાઠોડોને આવી મળ્યો, તેને તેમણે કુંવરના સમાચાર પૂછ્યા. આબુની આસપાસ છે એમ જાણી તેઓ તે તરફ આવ્યા.

રાજ્યમહેલનો ભવિષ્યનો ભોક્તા, અનેક મરુ સરદારોનો સરદાર, હજારો સલામો ઝીલનાર, અનેકનું કલ્યાણ કરનાર, મરુ દેશનો અધિષ્ટાતા આમ તેમ સંતાનો અને છુપાતો અહિંતહિં પહાડી પ્રદેશમાં રવડતો રહેતો તો આબુના ડુંગરોમાં મોટો થતો હતો. દુર્ગાદાસના પૂર્ણ ભરોસાપાત્ર બે રાઠોડો મુકુંદસિંહ અને શિવસિંહ તેની રક્ષામાં હતા. આસપાસના પહાડી જાતો ભીલ અને કોળી લોકોને આ બે વીરોએ પોતાના કરી લીધા હતા. કુંવરનું સ્વાભાવિક રાજવંશી તેજ, સુકોમળ વદન, કાલું કાલું બોલવું મીઠું મીઠું હસવું બધાને બહુ પ્રિયકર થઈ પડ્યું હતું. આ પહાડી જાતોને આવી અનુપમ કાંતિનું બાળક જોવાનો રમાડવાનો આ પ્રથમથીજ વખત આવ્યો હતો અને અજિત માટે પ્રાણ આપવા એક પગે તૈયાર થઈ રહ્યા હતા. કોઈ મોટાનું બાળક છે એટલુંજ તેઓ જાણતા હતા ને તેટલાથી તેઓ સંતુષ્ટ હતા. શહેરમાં રહેનારાઓની માફક તેમને વધુ જાણવાની, કોઈના છિદ્ર શોધવાની જિજ્ઞાસા નહોતી થતી. કોઈ તેની શોધમાં આવતું તો તેને કંઈ પણ જાતનો જવાબ આપતા નહિ. ઔરંગઝેબ તરફથી છુપા વેશમાં કાસદો આ તરફ પણ આવતા પણ કંઈ પણ પત્તો ના મળવાથી વીલે મોંએ પાછા જતા અથવા રામ શરણ થઈ જતા. આ પહાડીઓનું અજ્ઞાન, નહિ જેવી જિજ્ઞાસા કુંવર માટે સુખરૂપ હતાં. શહેરીઓની જિજ્ઞાસા મુકુંદ અને શિવસિંહ તરફથી તૃપ્ત ના થઈ હોત તો આ કાસદો પાસેથી ખરૂં શું છે તે જાણી લેવાની તીવ્ર ઈચ્છા ગમે તેમ ઉંચું વાળત.

મુકુંદસિંહ અને શિવસિંહ આ પહાડી જાતોને બધી રીતે સંતોષ આપતા, કંઈ પણ ઉણું આવવા દેતા નહિ, તેના સરદાર

રાયમલ્લજીને એક રાજાની માફક સન્માન આપતા. તેઓ જાતે રજપૂત બાળક છે, કોઇ મોટા માણસના પુત્ર છે એટલુંજ આ પહાડી લોકોને ખબર હતું. તેઓ ફળફળાદિ યા તો પાણી માટે બહાર જતા તો બાવાઓનો વેષ ધારણ કરતા. તેમના શરીરનો બાંધો તેઓ કોઈ મહાન તપસ્વી છે, સંસારનાં બંધનથી મુક્ત છે. માયાના પ્રભાવથી દૂર છે એમ સાબીત કરવા પૂરતો સમર્થ હતો.

રાત્રિનો સમય હતો, સૂર્યાસ્ત થયાને બે કલાક થઇ ગયા હતા, રાત્રિ અંધારી હતી, મુકુંદ અને શિવસિંહ ફળફળાદિ લેવા વાત કરતાં દૂર નીકળી ગયા ને અંધારૂં થયું. જેમ બને તેમ જલદી મઠમાં પાછા ફરવા પગ ઉપાડવા માંડયા. રસ્તામાં કોઇ પણ માણસ નજરે પડતું નહોતું. વસ્તીનું નામ નહોતું. એકેકનું મોં પૂરૂં જોઇ શકતા નહોતા છતાં વાણીથીજ માત્ર દોરવાઇ એકેકની જોડે ચાલ્યા જતા હતા. આસપાસ બન્ને બાજુએ પ્રચંડ ડુંગરાઓ બીહામણાં ડોકિયાં કરી રાત્રિની ભયંકરતામાં વધારો કરતા હતા. ડુંગરો માંડમાંડ વટાવી જતા ને ગીચ ઝાડી આવતી. કોઇ હિંસક પશુ એકદમ નીકળી આવે તો તેને ઠાર કરવાને તીરકામઠાં તૈયાર રાખ્યાં હતાં. નબળોપોચો માણસ છળી મરે એવો અસરે સમય હતો, એવું આ સ્થાન હતું. રોજના જાણીતા અને ટેવાઇ રહેલા હોવાથી ધડકે ચાલ્યા જતા હતા. ઝાડીમાંથી કાનને ફાડી નાંખે એવો અવાજ સંભળાયો. સાધારણ પશુઓ આ અવાજ સાંભળતાંજ ઝાડમાં લપાઇ ગયા. મુકુંદ અને શિવસિંહ તીરકામઠાં તૈયાર કર્યાં એક પગમાં ગર્જના કરતો, ધરતીને ધ્રુજાવતો, ફલંગ મારતો, એક વિકરાળ વાઘ ઝાડીમાંથી ધસી આવ્યો. મુકુંદસિંહે તેની ગર્જનાથીજ દિશા પારખી એક તીર એવા જોરથી ફેંક્યું ને તે વાઘને એવું સચોટ વાગ્યું કે તે જમીન પર બરાડો પાડીને પડયો. કદાચ તેનામાં જીવ હશે એમ ધારી મુકુંદસિંહે બીજું બાણ મારી તેને પૂરો કર્યો. કેવો છે, કેવડો છે તે જોવા મુકુંદસિંહ વાંકો વળ્યો ને ઝાડામાં ખડખડાટ થયો શિવસિંહે એક પળ પણ ના ગુમાવતાં એક તીર ખેંચ્યું, ને મુકુંદના પ્રાણ માંડમાંડ બચ્યો. બીજી દિશામાંથી પોતાના નરનું મૃત્યુ થયું જાણી, તેને મારી નાંખનારનું વેર લેવા, ચુપચુપ, જરા પણ ઘોંઘાટ કર્યો વગર એક વાઘેણ આવતી હતી

તાપથી ખરી પડેલાં, સુકાઈ ગયલાં પાંદડાં પર તેનો પગ જોરથી પડતાં તેનો ખડખડાટ થયો ને સમયસૂચકતા વાપરી શિવસિંહે બાણ માર્યું, વાઘેણ ફડાક કરતી પડી. તેને પણ બીજું બાણ મારી પૂરી

કરી નાંખી. આમ અંધારૂં હોવા છતાં, તેના અવાજ માત્રથી તેનું સ્થાન પારખી અને તે પરથી સચોટ નેમ તાકી, એક તરફ વાઘને ઠાર કરી અને બીજી બાજુએ વાઘેણને જમીનદોસ્ત કરી બન્ને મિત્રો થોડીક વારમાં ઝટ આગળ આવી પહોંચ્યા. તેઓ જ્યારે બહાર જતા ત્યારે અજિત પાસેની ઝાડીમાં ભીલ જાતિનાં છોકરાં જોડે 'રાજા રાજા' રમતો હતો. અજિત રાજાજ હતો ને કોઇને દિવાન, તો કોઇને સેનાપતિ, કોઇને સરદાર તો કોઇને ઇનામદાર ફાવે તેમ બનાવતો, તેની ઇચ્છાવિરુદ્ધ જરા પણ કોપ ચાલતું તો તેના પર નારાજ થતો, તેનો ઓખ્ખો ઉતારી પાડતો. તીરકામઠાં વગર તે ફરતો નહિ. કોઇપણ છોકરૂં તે વગર બહાર જતું નહિ. નાનપણથી તેને વાપરવાની તેમને ટેવ પડી જતી. મુકુંદ, શિવસિંહને આવતા જોતાંજ અજિતકાકા આવ્યાં એમ બોલતો દોડી આવ્યો, તેમને બાઝી પડ્યો. મુકુંદે તેને હાથ પર લઇ લીધો.

અજિત—કાકા, કેમ મોડા થયા ?

મુકુંદ—બાપુ, જરા દૂર નીકળી ગયા હતા. આવતાં અંધારૂં થયું એટલે જરા મોડું થયું.

અજિત—આજે સાંજે અંધારૂં થતાંજ એક વાઘ અને વાઘણ અહિં આગળથી જતાં હતાં હું યા મારૂં તીર ખેંચું તે પહેલાંજ તે ચાલ્યાં ગયાં.

શિવસિંહ—તમે એકલાજ હતા કે ?

અજિત ના, મારા બધા સરદારો હાજર હતા, રાયમલજી દૂર ઉભા જોયાં કરતા હતા, અમને ખસી જવાનું કહ્યું પણ અમે તો ખસ્યાજ નહિ.

મુકુંદ—બાપુ, અંધારામાં એકલા ફરવું નહિ, અને એવા પશુ આગળથી દૂર ખસી જવું.

અજિત—મને આવી સલાહ આપો છો ને તમે તો ફાવે તેમ એકલા ફર્યા કરો છો, ક્યાંતો મને જોડે લઇ જજો અથવા ફાવે તેમ ફરવા દેજો એ પ્રાણીઓની મને બહુ બીક નથી લાગતી. મને જોઇ ઉલટાં એ પ્રાણીઓ નાસી જતાં રહે છે.

શિવ—ભલે, બાપુ, ભલે, પણ તમે બાળક છો એટલે તેનાથી દૂર રહેવું. એ વાઘ વાઘેણ અમને પણ મળ્યાં હતાં.

અજિત—પછી, તમને દેખી નાસી ગયાં કે નહિ ?

શિવસિંહ—ના, ઉલટાં અમારા પર ધસી આવ્યાં.

અજિત—પછી ?

શિવ—મુકુંદજીએ તેમને ઠાર કર્યો. પોતે વાઘેણુ મારી મુકું-દસિંહનો જાન બચાવ્યો છતાં તે જશ પણ તેનેજ આપ્યો.

અજિત—ત્યારે રાયમલ્લજી મને કેમ ના કહેતા હતા. એમ કરશે તો મારે તેમની જોડે બનશે નહિ. હું તેમની જોડે બોલીશ નહીં હું શું વાઘને ના મારૂં ?

મુકુંદસિંહ—બાપુ મુઝાશો નહિ. ઘણોએ વખત આવશે. આપણે હવે ખાઇ લઇ સુઇ જઇએ.

પહોર ફાટતાં ઝાડીમાંથી ઘણા ઘોડાઓના દાબડાઓનો અવાજ કાન સાથે અથડાયો. મુકુંદસિંહ અને શિવસિંહ ભાલા, તીરકામઠાં લઇ ઉભા. અજિતે જવા આનાકાની કરી છતાં તેને રાયમલ્લ કને મોકલી દીધો તથા રાયમલ્લ વગેરેને જરૂર પડે તૈયાર રહેવાનું કહેવડાવ્યું.

ઘોડેસ્વારની ટુકડી આવી પહોંચી, મુકુંદ અને શિવસિંહ જોગીના વેશમાં હતા છતાં ઓળખાઇ ગયા, તેમણે પોતાનાં હથિયાર નીચે મુકી દીધાં. ચંપાવતોના સરદાર ઉદયસિંહ, વિજયપાળ, તેજસિંહ, ઉદાવતના રાજસિંહ, જગતસિંહ, જોઠાંઓના સામંતસિંહ, કુંપાવતોના રામસિંહ, ફતેહસિંહ કેસુરી, રાજ્યપુરોહિત, જૈન ગુરુ, યતિ જ્ઞાનવિજય ઘોડા પરથી ઉતરી પડયા, મુકુંદ અને શિવસિંહને ભેટી પડયા. હરાના દુર્જનસાળ જોડેજ હતા. કુંવરને જોવા બધાએ ઇચ્છા બતલાવી.

મુકુંદ—એ તો ખરૂં પણ આ રસ્તો તમને કોણે બતાવ્યો.

ઉદયસિંહ ચંપાવત—આબુના પ્રદેશમાં તમે છો એવી અમને ખબર મળી. દરેક દિશામાં ફરતાં તપાસ કરતાં કંટાળી આ તરફ વળ્યા, માર્ગમાં એક વાઘ અને વાઘણુ પડયાં હતાં તથા ત્યાં માણુ-સનાં પગલાં પડેલાં હતાં; પગલે પગલે અમે અહિં ચાલ્યા આવ્યા રાવ દુર્જનસાળ, બાળરાજાને બતાવી અમારી આંખ તૃપ્ત કરો. મુકુંદ, અને સુપ્રત કરનાર દુર્ગાદાસજી દક્ષિણમાં છે. તેમની રજા વગર તેમણે સોંપેલી વસ્તુ બીજા કોઇને કેમ બતાવ ?

યતિ જ્ઞાનવિજય, તમે જ્યાં સુધી બાળરાજાને બતાવશો નહિ ત્યાં સુધી અમે અન્નપાણી કશું પણ નહિ. મુકુંદ અને શિવસિંહને બીજો છુટકો ન હોતો, અજિતસિંહ રાયમલ્લ, તેના માણસો, બાળરાજાના ગોઠીઆ આવી પહોંચ્યા સૂર્યોદય થતાં વિકસતાં કમળની માફક દરેક રાઠોડનાં હૃદય અજિતસિંહને જોઇ પ્રફુલ્લિત થઇ ગયાં આસો મહિનામાં ચંપાનો રસામૃત પપૈયું ચુસી પોતાની તૃષા તૃપ્ત કરે તે મુજબ તેમણે પોતાની આંખોને ઠારી. ઉંચા આસન પર આઠ વરસના અજિત-

સિંહને બેસાડી પુરોહિતે રાજ્યતિલક કરી. રાવ દુર્ગાદાસે તેને પ્રથમ નમન કર્યું. રાણા અજિતસિંહની જય બોલાવી ગર્જના કરી. બ્રહ્માંડ કંપવા લાગ્યું, ધરતી ધ્રુજવા લાગી. સરદારો નમન કરી રહ્યા ને રાયમલ્લજીનો વારો આવ્યો. ધીરે ધીરે તે આવ્યો મુકુંદ તથા શિવસિંહ તરફ જોઇ અજિતસિંહને ગદ્ગદ કંઠે કહેવા લાગ્યો, મહારાજ, મારો અપરાધ ક્ષમા કરજો. હું અન્નદાતાને ઓળખતો નહોતો.

ખરી ખુબીની વાત એ હતી કે અજિતસિંહ આ બનાવથી જરા પણ વિસ્મય પામ્યો નહોતો તેમજ ગભરાયો નહોતો. ગાદીએ બેસવાની, હુકમ કરવાની, માફ કરવાની, તેને ટેવ પડી ગઇ હતી.

આ બધા ગરબડાટમાં અજિતસિંહના ગોઠીઆઓ આઘા હતા તે ગુમ થઇ ગયેલા જણાયા. અજિતસિંહે રાયમલને તેમને માટે પૂછ્યું, તે જવાબ આપે એટલામાંજ ઢોલ, ત્રાંસાં, સરણાઇ, રણશિંગડું જેને જે ફાવ્યું તે લઇને બધા આવી પહોંચ્યા. અજિતસિંહ જ્યારે બધાઓનો રાજા થતો ત્યારે રાયમલ્લજીનો પુત્ર જયમલ દિવાન બનતો. અત્યારે તે બધાનો સરદાર બન્યો હતો. રોજની માફક તે બધાએ વારા ફરતી નમન કરી, વાજીંત્રો વગાડી, આકાશને ગજાવી મુક્યું. રાઠોડ સરદારો આ બનાવ બે ઘડી જોઇજ રહ્યા. કસુંબો કરી સરદારો મારવાડ તરફ જવાને નીકળ્યા.

પ્રથમ અહવા ગામ ગયા, ત્યાંના સરદારે સાચાં મોતીથી અજિતસિંહને વધાવી લીધા, માર્ગમાં આવતાં રાઠોડ સરદારોનાં નજરાણાં લઇ તેમનું સ્વામિત્વ સ્વીકારી 'પોકરણ' આગળ અજિતસિંહ તથા દુર્ગાદાસનો મેરો થયો.

ઇનાયતખાન અજમેરમાં હતો, ઔરંગઝેબને તેણે આ સમાચાર કહેવડાવી દીધા. રાજા વગર, સરદાર વગર, રજપૂતો આટલી બહાદુરી બનાવી મુકયા હતા, પાછી પાની કરતા નહોતા તો હવે તેઓ શું કરશે તેની ઇનાયતખાનને બીતિ લાગવા માંડી. વધુ મદદ મોકલવા તેણે બાદશાહને લખ્યું.

મુસલમાન લશ્કરને વધુ મદદ આવી મળે તે પહેલાં રજપૂતો ઇનાયતખાનના લશ્કર પર તુટી પડયા. તૈમરખાનના સસરા ઇનાયતખાનને મારી દુર્ગાદાસે અકબરનું વેર લીધું. નગોરનો રત્નસિંહ આ લડાઇમાં પડયો.

ઔરંગઝેબને આ ખબર પહોંચતાંજ તેના હોશકોશ ઉડી ગયા. જસવંતસિંહના કુંવર તરીકે એક બાળકને તેણે તૈયાર કર્યો, મહમદશાહને નામે તેને જોધપુરની ગાદી પર બેસાડયો તથા અજિતસિં-

અને તેની સત્તા સ્વીકારવાનો હુકમ કર્યો. રાઠોડો અકળાયા ને મારવાડમાંથી મુસલમાનોને હાંકી કાઢયા. મહમદશાહ પણ જોધપુર પહોંચતાં પહેલાં માર્ગમાં રામશરણ થઈ ગયો.

ઔરંગઝેબે સુજાયતખાનને સરદારી આપી. રાઠોડો જોડે તેણે સંધિ કરી. ઇનાયતખાનનો પુત્ર જોધપુરથી દિલ્હી તરફ જતો હતો. તેને રેનવાલ આગળ હરનાટે હરાવ્યો અને તેની ગૃહલક્ષ્મી તેમજ રાજ્યલક્ષ્મી લુંટી લીધાં. અજમેરથી સુજાબેગ તેની મદદે ધાયો તેને મુકુંદદાસ ચંપાવતે હલ્લો કર્યો. આમ આ વરસ (૧૬૮૭) પસાર થઇ ગયું. *

સુજાયતખાન આમ મારવાડના પ્રદેશમાં ફસાયો હતો ત્યારે અજમેરમાં સેફીખાન બહુ કફોડી સ્થિતિમાં આવી ગયો. પુષ્કરજી જવાના માર્ગના ડુંગરોમાં તેણે પોતાનો પડાવ નાંખ્યો હતો. દુર્ગાદાસે તેને અજમેર સુધી હાંકી કાઢયો, બાદશાહે આ ખબર મળતાંજ તેના પર એક પત્ર લખ્યો હતો તેમાં તેણે જણાવ્યું હતું કે દુર્ગાદાસને જો તે હરાવશે તો તેને રાષ્ટ્રના બધા મુસલમાન સરદારોમાં શ્રેષ્ઠ ગણવામાં આવશે તથા તેમ નહિ કરે તો તેને ચૂડીઓ ભેટ તરીકે મોકલવામાં આવશે તથા તેની જગાએ સુજાયતખાન નીમાશે.

પત્ર મળતાંજ સેફીખાન રજપૂતોને કોઈ રીતે થાપ આપવા, અજિતસિંહને પોતાની જાળમાં ફસાવવા લલચાયો. અજિતસિંહને તેણે એક પત્ર લખ્યો તથા સંધિ કરવાની ઇચ્છા દર્શાવી. બાદશાહનો તે પ્રતિનિધિ હોવાથી અજિતસિંહને પોતાની છાવણી આવી બાદશાહી પટો મેળવવા સૂચવ્યું.

વીસ હજાર રાઠોડોની સરદારી નીચે અજિતસિંહ તેને મળવા નીકળ્યો, તથા દુશ્મન કોઈ જાતનો દગો રચી ના જાય એ આશયથી ચંપાવત મુકુંદને આગળ રવાના કર્યો, રાત્રિના સમયે લશ્કરનો મોટો ભાગ આસપાસનાં કોતરો, ખીણો, તેમજ પહાડની તળેટીમાં ગમે તેમ મુસલમાનોનું આક્રમણ થાય તો તેમને હંફાવવાને કોઈ શિખરો પર તો કોઈ ઉપર આવેલી ઝાડીમાં દુશ્મનની દરેક હીલચાલ જોઇ શકે એવી સ્થિતિમાં લપાઇ બેઠું. સવાર પડતાં મુકુંદ ગણ્યાગાંઠયાં માણસોને લઇ અજમેર આવવા નીકળ્યો. અડધો માઇલ આગળ પર્વતની તળેટી દૂર હશે, ત્યાંથી સવા માઇલ આગળ

* Date not exact.

આખા હરો ને કોતરોમાંથી. આસપાસના પ્રદેશમાંથી મુસલમાન લશ્કર તુટી પડયું. પ્રપંચીઓ પ્રપંચ રમવામાં, કપટજાળ નાંખવામાં એવા તો અધીરા બની ગયા હતા, અંધ થઇ ગયા હતા કે અજિતસિંહ મુડે છે કે નહિ તે જોયા વગર રજપૂતો પર તુટી પડયા. મુકુંદ તો તેમને મળવા તૈયારજ હતો. તે તથા તેના વીરોએ યુદ્ધની શરૂઆત કરી દીધી એટલામાં દેખી ન શકાય એવી જગાએથી તીરની વૃષ્ટિ થવા માંડી, મુસલમાન લશ્કર અજાયબીમાં ગરકાવ થઈ ગયું. સામે લડવા આવેલા કોઇ દૈવાંશી પુરુષો હતા કે શું તે સમજી શકાયું નહિ.

પરમકૃપાળુ પરમેશ્વર, આ કપટજાળ તોડવા માંગતો હોય, પ્રપંચ સાંખી શકતો ના હોય ને તેમની વહારે ધાતો હોય એમજ તેમને લાગ્યું. આકાશમાંથી તેમના પર વૃષ્ટિ થવા માંડી, ઉપર જોઈ શકાતું પણ નહોતું. વીસ હજાર રાઠોડોનાં છુટાં તીર સામું કોણ જોઇ શકે? હાંફળાફાંફળા થઇ કેટલાક અજમેર તરફ નાસવા લાગ્યા ને કિલ્લાનાં દ્વાર બંધ કરી લેવા સેરીખાને હુકમ આપ્યો. દુર્ગાદાસે લશ્કરને નાસતાં જોયું ને રાણાની આજ્ઞા માંગી. અગીઆર વરસના બાળકે રાઠોડોને છાજતોજ ઉત્તર આપ્યો." આટલે સુધી આવ્યા છીએ તો ચાલો હજી દુર્ગ જોઇયે અને ખાનગી મહેમાનગીરી સ્વીકારીએ." આ શબ્દો નીકળતાંજ રાઠોડો ઉતરી પડયા અને અજમેર પર તુટી પડયા. ખાન કિલ્લામાં ભરાઇ ગયો. દુર્ગાદાસ વગેરેએ ધસી જઇ દુશ્મનની તોપો સર કરી, તેનાજ વતી કિલ્લાનાં દ્વાર તોડી નાંખ્યાં. સેરીખાનને નમણું આપ્યા વગર છુટકો નહોતો. પોતાનાજ પ્રાંતમાં અજિતસિંહને તેણે નમન કર્યું. ઇંદ્રસિંહે ખાનની ગેરવર્તણુકને યોગ્ય શિક્ષા આપવા શહેર બાળી મુકવાની સૂચના કરી. સેરીખાને અજિતસિંહ, ઇંદ્રસિંહને આજીજી કરી રાઠોડોને વિનવવા રાણાને જવાહીર, હાથી, ઘોડાની નવાજેશ કરી એ ઇચ્છા પાર પડતી અટકાવી. (૧૬૮૦)

---

## પ્રકરણ ૧૯

## મુલતાની

### યાને

### અભિમાન નિશા બેગમ:

"બહેન ક્યાં ગઈ?" "એ આવી." બહુજ ધીરથી મહમદ ટુંકે જવાબ આપ્યો.

ઇંદુને મળવાને ઘણો વખત થઇ ગયો. તે કયાં હતી ? રજપૂતોનાં લશ્કરનો પડાવ જ્યાં જ્યાં થતો ત્યાં તેના ભાઇ ઇંદ્રસિંહની ભેગી રહેતી. તેજસિંહ તેમજ એ બાળાનો અન્યોન્ય ભાવ આપણે જોઇ ચુક્યા છીએ. એને પ્રેમ કહી શકાતો નહોતો. રતનસિંહ અને તેજસિંહનાં દ્વંદ્વ યુદ્ધ વખતે ઇંદુમતીની સ્થિતિ જોવા જેવી હતી. એક તરફ જન્મ આપનાર પિતા અને બીજી તરફ જીવ્યું સાર્થક કરનાર, તેજસિંહ, કોઇનું બૂરૂં તે ઇચ્છી શકતી નહોતી. પ્રભુએ કર્યું પણ તેમજ તેજસિંહ જીત્યો પણ તેણે રતનસિંહનો પ્રાણ ન લેતાં તેને હાથ પકડી ઉઠાડી લીધો. બાળાનો પક્ષપાત તેજસિંહ માટે સુદૃઢ બન્યો. તે દાખવવાનું આ બરાબર સ્થાન નહોતું. સ્ત્રીની સ્વાભાવિક લજ્જા તેમાં આડે આવતી હતી. વળી જ્યાં દહાડો ને રાત લડાઇનીજ ચર્ચા થતી હોય, કંઇકંઇ વ્યૂહરચના થતી હોય, ફલાણું પડયું, ફલાણો મુઓ એજ વાત થતી હોય ત્યાં દુશ્મનને શી રીતે હંફાવવો, ગુમાવેલું શી રીતે મેળવી લેવું એવા વિચારનેજ માત્ર સ્થાન આપી શકાતું હતું. ઇન્દુ એકલી પડતી ત્યારે તેને પ્રેમના વિચાર આવતા ખરા પણ મોટે ભાગે તે પણ માંદાઓની માવજત કરવામાં રજપૂતોને કંઇ પણ ઉપયોગી થવામાંજ પોતાનો વખત કાઢતી. અવારનવાર, અચાનક મળતા, તબીઅત પૂછતાં, સામાને આનંદમાં જોઇ ખુશ થતાં બેચેની જોઇ દિલગીર થતા. ટુંકમાં રણમંડપમાં લગ્નમંડપના વિચારોને ઓછો અવકાશ મળતો.

અજમેર આગળની લડાઇમાં તેજસિંહ સખત ઘાયલ થયો હતો, ઇન્દુ તેની સારવારમાં હતી. ઘા રૂઝાય ને પાટાપાટી બાંધવી, સખત વાગેલું તેના જોરનો તાવ આવેલો તેની વખતસર દવા આપવી, વગેરે ઇન્દુએ પોતાને માથે રાખ્યું હતું. આજ એ વાતને આઠેક દિવસ થઇ ગયા હતા. જખ્મનો ઘા રૂઝાયો હતો, હૃદયનો રૂઝાયો નહોતો. ઔરંગઝેબ પરનો ક્રોધ ઉતર્યો નહોતો. તાવ પણ નરમ હતો ને તેજસિંહની આંખ મળી ગઇ હતી. તેનાં વદનકમળની સામું જોઇ ઇન્દુ આંસુ પાડતી હતી. પોતાનો પ્રેમ દાખવવા, સામાનો જાણી લેવા, ખરો વખત મળ્યો હતો છતાં જીભ ઉપડતી નહોતી મનમાં કોઇ જાતના સંશયે પણ સ્થાન લીધું હતું. અને એ સંશયનેજ પરિણામે પોતાનો પક્ષપાત સમજવાની રહુણી થતી હતી. શાહજાદો અકબર દક્ષિણમાં જતી વખતે પોતાની બે બેટીઓને અહિં મુકી ગયો હતો, મોટી સફિયતુન્નિસાની ઉમ્મર સોળસત્તર વરસની હતી. અકબરે જતાં જતાં તેજસિંહને તેમની ખાસ સુપ્રત કરી હતી. તેજસિંહ પોતાની

ફરજ બરાબર અદા કરતો અને અવારનવાર સુલતાનીની ખબર લેતો. તેજસિંહ ખાટલાવશ હોવાથી સુલતાની દિવસમાં બેત્રણ વાર તેની પાસે આવતી, તબીયત નાદુરસ્ત વધારે હોય તો રતે પણ ફેરો ખાઈ જતી. તેજસિંહ તથા ઇંદુમતીના સંબંધનો સુલતાનીને ખ્યાલ નહોતો. ઇંદુમતીએ પણ વીરાની આ રીતે ચાકરી કરી હતી એટલે આમાં ન્યૂનાધિક સુલતાનીને લાગતું નહોતું. ખરૂં જોતાં તેમ નહોતું. દરદીની સારવારમાં તો ન્યૂનાધિક નહોતું પણ ચંદ્રની કળા જેમ બદલાય તે મુજબ દરદીની તબીયતમાં સુધારો આવતાં, બગાડો થતાં, ઇંદુના પણ વદનચંદ્રની સ્થિતિ સુલતાનીના વર્તનને ઇંદુ પારખી ગઈ હતી તથા તેથી કોઇ વાર તેનું હૃદય પોચું થઇ જતું. હૃદયમાં ઇર્ષાદેવીએ હજી વાસ કર્યો નહોતો. જાતિભેદ તેનું મુખ્ય કારણ હતું. કોઇ રજપૂત બાળા સામે હોત તો વસ્તુસ્થિતિ જુદી થઇ પડતે. છતાં પણ દિલ્હીના શાહજાદાની એક બેટીના મોહપાશમાં કદાચ પણ તેજસિંહ સપડાઇ જાય એ ભીતિ તે બાળા હોવાથી તેના મનમાં રહેતી હતી. આથીજ તેનો કંઠ રૂંધાયલો લાગતો હતો. ઉંઘમાં ખલેલ ના થાય તેથી તેણે બહુ ધીમેથી જવાબ આપ્યો હતો.

ઇંદુ—ભાઈ, શા સમાચાર છે? અહિંથી છાવણી પાછી તરત ઉપડવાની તો નથીને!

ઇંદ્ર—બહેન, તે કહેવા હું નથી આવ્યો. તારી આંખ પાછી રાતી દેખાય છે. મેં તને આટલો દિલાસો આપ્યો પણ તારી ગમગીની જતી નથી. પહેલાં તો મને આમ લાગતું હતું કે તેજસિંહને સખ્ત ઘા વાગવાથી તું તેમની તબીઅત બાબત ચિંતામાં હશે. હવે તો તુંક મુદ્દતમાં હરતાફરતા થઇ જશે. એટલું જરૂર જાણજે કે તેજસિંહ કંઇ નાદાન નથી.

ઇંદુ નિશ્વાસ નાંખતી બોલી. ભાઇ, એ બધું ખરૂં પણ હું એક સાધારણ ઠાકોરની કુંવરી છું ને તે એક બાદશાહની બેટી છે. તેનો ઠાઠ જુઓના. વળી મારા કરતાં સ્વરૂપમાં તે ચઢીઆતી છે.

ઇંદ્ર—તું તારી દૃષ્ટિએ જુએ છે. તેજસિંહની આંખને એમ લાગતું નથી વળી તારો રંગ શ્યામળો પણ સોહામણો છે. સહુને બીજાના પ્રમાણમાં પોતાનું રૂપ ઓછુંજ લાગે. વળી સાદાઇ જેવી સારી કેટલીક વાર લાગે છે તેનો ઠાઠ દરેક વખત સારો લાગતો નથી. સુલતાનીનો ઠાઠ તદ્દન સ્વાભાવિક છે. તેમાં વિશેષતા તે કંઇ બનાવટી નથી. પોતાનો મોભો સહુએ સાચવવોજ જોઇએ. તારો આ પ્રથમ

પ્રસંગ છે, એટલે વધે ઠાઠ લાગે છે. બાકી બાદશાહની બેટી જોતાં આમને । સાદાઈજ લાગે છે.

ઈંદુ—ભાઈ, તમે શું ખબર......

બીછાના પરથી તેજસિંહે ઇંદુને બોલાવીને વાક્ય પડતું મૂકી દે. તંબુમાં આવી ગઈ. તેજસિંહને પાણી આપી ભાઈને અંદર બોલાવ્યો.

ઇંદ્ર—તેજસિંહજી, હવે કેમ લાગે છે.

તેજ—પ્રભુકૃપાથી તેમજ તમારી બહેનની માવજતને લીધે મને આરામ છે. શક્તિ આવી જશે ને હું હરતોફરતો થઇશ. માત્ર તમારો ઉપકાર શી રીતે વાળવો તે સમજાતું નથી. ઇન્દુ લજ્જાથી નીચું જોઇ બેઠી હતી.

ઈંદ્રિ—તે તો સહુ થઇ રહેશે.

તેજ—બેગમ આવ્યાં હતાં તે ચાલ્યાં ગયા ?

ઈંદ્રિ—તમને ઉંઘમાં જોઇ જતાં રહ્યાં.

ઈંદ્ર—તેમને બોલાવું ?

તેજ—ના, મારે કંઇ તેમનું કામ નથી. બીજા શા નવીન છે. ?

ઇંદ્ર—બહેન જોડે તે વાત કરતો હતો તેજ તમે બુમ પાડી. બાદશાહ એકે પગે સંધિ કરવા તૈયાર થઈ રહ્યો છે. સુલતાની એને સોંપી દઇએ તો રાણાનો તેની જોધપુરની ગાદી પરનો હક્ક તે કબુલ કરવા તૈયાર છે.

તેજ—હક્ક કબુલ રાખે કે ના રાખે તેની કોને પરવા છે ? હમે કયાં બાદશાહનો હક્ક સ્વીકારીએ છીએ. મારે તેની તલવાર. બાકી એ કયાં ખરા હક્કદાર છે. સુલતાનીને પોતાના કબજામાં લીધા પછી પાછી લડાઇ શરૂ થવાની આડખીલી નડે છે તે ખસી ગઈ કે કે બાદશાહના કોલ પર પાછું પાણી ફરી જશે.

ઇંદ્ર—ત્યારે શું સુલતાનીને સોંપી ના દેવી ?

તેજ—આપણે તેને રાખીને કરવું છે શું ? પણ આટલાં આટલાં વર્ષની સતત લડાઇને લીધે, આપણા લશ્કરને આરામ આપવો હોય તો સંધિના ખોટાંખોટાં વિઘ્ન નાંખી તેની મુદત લંબાવવી તેમાંજ મઝા છે. સુલતાની આપણી કને છે ત્યાં સુધી બાદશાહના હાથ ભાંય પર છે.

ઇંદ્રસિંહ—એ પણ ખરી વાત છે. આજ આદમા આપની કુશળતાના સમાચાર પૂછતા હતા.

તેજસિંહ—કહેજો કે પાંચ દિવસ પછી શકોડી તલવાર લઈ, મરના હક્ક માટે, હિંદુ ધર્મના ટેક માટે, મારી આર્ય ભૂમિને માટે રાણાજીની સેવામાં હું હાજર થઈશ.

ઇંદ્ર—તમારા મોંમાંથી તો એવાંજ વેણ શોભે પણ હમણાં જરા શાંતિ રાખો. ચાલો, હું રજા લઇશ.

ઇંદ્રસિંહ ચાલ્યો ગયો. ઇંદુ પણ થાકીપાકી આરામ લેવા આડી પડી.

પાંચ દિવસ તો સહેજ વીતી ગયા, લડાઇ થોડો વખત માટે બંધ પડી હતી. સુલતાની બહુ જુજ માણસોના પરિચયમાં આવતી. તેજસિંહ પર તેનો અનિવાર્ય પ્રેમ હતો. ગમે તે બહાને તેને મળવા પ્રયત્ન કરતી. અકબર પણ દક્ષિણમાં જતાંજતાં સુલતાનીની સુપ્રત તેજસિંહને કરી ગયો હતો. તેજસિંહ સુલતાનીના તેના તરફના પ્રેમ બાબત અજાણ હતો. તે ઇંદુમતીમાં તલ્લીન હતો ને તેથી સુલતાનીના પ્રેમને ઓળખી શકતો નહોતો. ફરતોફરતો થયો તેને બીજે દિવસે સંધ્યાકાળે ફરતો ફરતો વૃક્ષોની ઘટા હતી ત્યાં જઇ પહોંચ્યો. એક મોટી શિલા પડી હતી તે પર પહાડી પ્રદેશની લીલા જોતો, વિચાર કરતો પડયો. કંઇક શાંતિનો સમય હોવાથી ભરવાડ ઢોરો ચરાવી તેમને પાછા વાળતો હતો, પક્ષીઓ જુદી જુદી રાગણી કાઢી રહ્યાં હતાં, કલારવ કરી રહ્યાં હતાં, દૂર ડુંગરોમાંથી કાચની માફક સફેત નિર્મળ પાણી ધીરે ધીરે ઝરતું, નીચે વહેતું દેખાતું હતું. શીતળ મંદ અને સુગંધ વાયુ શરીર સાથે અથડાતો હતો. તેજસિંહના શરીરમાંથી તાવ નીકળી ગયો હતો, પણ હૃદયના તાપથી તે બળતો હતો. સુવામાં ચેન ના પડયું ને બેઠો થયો. પાછળથી કોઇ આવતું હતું પણ તેની તેજસિંહને ખબર નહોતી. પગલાં બહુ ધીરધીરે પડતાં હતાં છતાં ખરેલાં સુકાં પાન ઉપર તે પડવાથી નહિ જેવો અવાજ થતો. નાનાંનાનાં પ્રાણીઓ દરમાં જવાને દોડાદોડ કરતાં હશે એમ ધારી તેજસિંહનું તે તરફ લક્ષ નહોતું. આવનારે આવી તરતજ તેજસિંહની આંખ પર પાછળથી પોતાના હાથ દાબી દીધા. પ્રથમ તો તેજસિંહ ચમકયો ને પ્રથમ તો પોતાની તલવા- પરજ હાથ મૂકવા જતો હતો. પરંતુ હાથ જરા વધારે વાર રહેતાંજ બંગડીનો અવાજ થયો.

તેજસિંહ—કોણ ?

ઉત્તર મળ્યો નહિ. બીજીવાર પૂછ્યું. આખરે શાહી પોતાના હાથથી સ્પર્શ કરતાંજ તેને માલૂમ પડ્યું કે સુલતાની તે હતી સુલતાની ! તેણે હાથ ખેંચી લીધા ને ખડખડ હસી પડી.

તેજસિંહ—સુલતાની, તમે આવા મોટા બાદશાહની બેટી થઈ મારા જેવા ગરીબ માણસની મશ્કરી કરો તે સારૂં દેખાય ? બાદશાહ ખુદ અહિં આવી પહોંચે તો મારા અને તમારા શા હાલ કરી નાંખે ?

સુલતાની—તેજસિંહજી, મેં તમને કેટલી વાર કહ્યું કે "તવંગરી બદીલ અસ્ત ન બમાલ, બુઝર્ગી બઅક્લ × અસ્ત ન બસાલ" બાદશાહના બાદશાહને પસંદ છે એટલે થયું. બાદશાહને પસંદ ના હોય તો તેની મને પરવા નથી.

તેજસિંહ—તમે કંઇ નવા સમાચાર સાંભળ્યા છે ? ખુશ ખબર જાણી છે ?

સુલતાની—મારફ વીરાંગી છુટા પડી બાબા સુખરૂપ પહોંચ્યા.

તેજસિંહ—તે ખબર હજી આવી નથી. પણ આ તો બાદશાહ રજપૂતો જોડે સંધિ કરવા માંડે છે. કોલકરારમાં તો મુખ્ય એ છે કે તમને અમારે બાદશાહને સોંપી દેવા તથા શાહે રાણાનો મારવાડની ગાદી પર હક્ક સ્વીકારવો. અમારી જોડે રહેવામાં તમને જે તકલીફ પડી હશે તે હવે જતી રહેશે અને બાગે બેહસ્તમાં તમારે રહેવાનું થશે, નિઃશંકપણે એશઆરામથી ફરવાનું થશે, હજારો લોંડીઓ તમારી સેવા ચાકરીમાં હાજર રહેશે, આ સુખ ભોગવવાનો તમને ઘણો વખતે પ્રસંગ આવશે. છેક નાનપણનું સુખ બરાબર યાદ નહીં હોય

સુલતાની નિશ્વાસ નાંખી બોલી. 'તેજસિંહજી, તમે ઘણું બોલી ગયા. મારે ઉત્તર આપવો પડશે, તેની તમે જરાએ કાળજી રાખી નહિ. છુટકછુટક જવાબ આપવા કરતાં એટલુંજ માત્ર કહું છું કે તમે લંપટ છો, ભોળા છો, ભૂલ્યા છો.'

તેજસિંહ—એટલે ? અમે એટલું તો દીવા જેવું સમજીએ છીએ કે બાદશાહની એ સંધિ તમે ત્યાં સુખરૂપ પહોંચ્યા ત્યાં સુધીજ ટકવાની છે.

× સ્વર્ગીય બગીચો ( દીલ્હી )

સુલતાની—એ પણ ખરૂં. હું તો જુદુંજ કહેવા માંગતી હતી. તમે મને ઓળખી શક્યા નથી. પાંચ વર્ષની હતી ત્યારથીંજ તમારી જોડે રજપૂતો સાથે હળીમળી મોટી થઈ છું. દિલ્હીમાં ચમન કરવા કરતાં તમારી સાથ અહિંથી તહિં રખડવામાં મને વધારે આનંદ મળે છે. બાગે બહેસ્તમાં મને મઝા નથી. બાદશાહ કને જવા જેવી બીજી મને સજા નથી, વીર તેજસિંહજી, તમારા સિવાય કોઇ મારી કઝા નથી, મારા મનના બાદશાહથી મને છુટો પાડવાની કોઇને રજા નથી.

અકળાઇ, ચીઢવાઇ, ફાવે તેમ તે લવવા મંડી, તેજસિંહે તેને ધીરી પાડી.

તેજસિંહ—સુલતાની, તમે આ શું બોલો છો? હું કોણ, તમે કોણ તેનો જરા વિચાર તો કરો. તમે વારંવાર બે ફારસી લીટી બોલતાં તેનો અર્થ આજે હું બરાબર સમજ્યો. ખરી વાત છે કે તવંગરી અને ગરીબી એ ચોપટના પાસા છે. સુખ અને દુઃખ મનુષ્ય માત્રની કસોટી છે, હું તમને તવંગર માનું છું, મારાથી વધારે દુઃખી મને સુખી ગણાતું હશે. એકનું સુખ તે બીજાનું દુઃખ પણ હોઇ શકે. સુખ કે દુઃખ માન્યું તે ખરૂં. છતાં પણ ખુદ આખા હિંદના શાહના શાહજાદાની બેટી, મારા જેવા સાધારણ માણસને ચહાય તે કોઇ ડાહ્યું માણસ સાંખી શકે નહિ.

સુલતાની—ડાહ્યાનું ડહાપણ જ્યાં સુધી પ્રેમમાં નથી પડ્યો ત્યાં સુધીજ રહી શકે. તે તેનીજ નજરે જોઇ શકે. પ્રેમમાં મસ્ત થયલા ગાંડાને તે ગાંડપણ નથી લાગતું, તે તો તેમાં ડહાપણજ માને છે.

તેજસિંહજી—ભલે, પણ મારી અને તમારી વચ્ચે જાતિભેદ છે. તેનું શું? ઔરંગઝેબ પોતાની શાહજાદીને એક રજપૂત જોડે પરણાવવાની કોઇ દિવસ હા પાડશે નહિ.

સુલતાની—બાદશાહને અમથા કયાં વચ્ચે લાવો છો? તમે પોતે હા કહો એટલે બસ. હું મારૂં સુઝયું કરી લઇશ.

તેજસિંહજી—શાહઝાદી, મને માફ કરો. વધુ બોલવાની મને ફરજ ન પાડો. મારાથી વધતું ઓછું બોલાઇ જશે ને તમને ખોટું લાગશે.

સુલતાની—તેજસિંહજી, તમારા બોલ્યાથી મને માઠું લાગે તો તો એ શુદ્ધ પ્રેમજ નહિ. અત્યારથીજ હું દિલ્હીનાં પાયતખ્ત પર બેઠી હોઉં તેમ ગણવાની જરૂર નથી, તેમજ તેજસિંહની સુલતાની,

ખુદ પાયતખ્તની માલિક થાય તોપણુ બદલાવાની નથી. તમારે જે કહેવું હોય તે સુખેથી કહો.

તેજ—સુલતાની, હું હિંદુ છું, રજપૂત છું, તમે પરધર્મી છો, મુસલમાન છો. મારાં અને તમારાં લગ્ન શી રીતે હોઇ શકે, વળી તમારી કોમના કેટલાક વીરોએ, રિયાસત ચલાવનાર બાદશાહોએ હિંદુ જાત પર, હિંદુ ધર્મ પર જે જુલ્મ ગુજાર્યો છે તે તમારી જાણમાં નહિ હોય આપણી આ લડાઇનું પરિણામ ખોટું છે. બીજો તેમાં ફાવી જશે. પણ આવી લડાઇની શરૂઆત કરનાર ભલે બુદ્ધિમાન ગણાતા હોય, મનાતા હોય પણ મારી સમજ પ્રમાણે તો તેમનામાં અક્કલની સાવ ખામી જણાય છે.

સુલતાની—તેજસિંહજી, બધા માણસો કંઇ સરખા સ્વભાવના હોતા નથી. ગણ્યા ગાંઠા પાંચ સાત એવો જુલ્મ ગુજારી ગયા છે.

તેજસિંહ—તમે કહો છો તેમ કબૂલ રાખીએ તો પણ એ પાંચ સાતે લાખો હિંદુઓ પર ન ખમાય એવો સીતમ ગુજાર્યો છે, અનેક દેવમંદિરો ભ્રષ્ટ કર્યા છે, ચાલુજ સમયનો વિચાર કરો, બાદશાહને બધી જગાએ આ લડાઈ સળગાવવાનું શું કારણ છે? તેની સત્તા સામે કોણ હાથ ઉપાડવા ગયું હતું? પણ માત્ર પોતાના ઝનૂનને વશ થઇ લાખો હિંદુઓ તેમજ મુસલમાન ભાઇઓનાં વગર કારણે બળિદાન આપ્યાં છે અને હજી કેટલાં અપાશે તે જોવાનું છે,

સુલતાની—ત્યારે તમે શું મને પ્રેમથી નહિજ બોલાવશો.? તમારો ચાહ મને નહિજ આપશો.?

તેજસિંહ—સુલતાની, જે પ્રેમની તમે માંગણી કરો છો તે હું એક પાત્રને આપી ચૂકયો છું. તમારા તરફ માનની લાગણીથી જોઉં છું તે તમને વિદિત છે.

સુલતાની—તે ભાગ્યશાળી બાળાનું નામ; ઠામ?

તેજસિંહ—છાવણીમાં તે મારી રાહજ જોતી હશે.

સુલતાની—સમજી, તેજસિંહજી, સમજી, તમે સુખી રહો. તેજસિંહજી. મારો નિશ્ચય થઇ ગયો. હું તમારૂં નામ જપ્યાં કરીશ, દૂરથી તમારૂં કલ્યાણ ઇચ્છયાં કરીશ, તમે જે જે કહ્યું તે સાંભળવા હું પ્રથમથીજ તૈયાર થઇ રહી હતી. તમારો આટલો પરિચય છતાં ખરા દેશભક્તને હું ઓળખી શકું નહિ એ કેમ બને? હૃદયનાં ઐકયમાં એટલી ખામી ગણાય. તમને પૂરેપૂરા ઓળખી ગઇ હતી તેથીજ હું આજ સુધી ચૂપ રહી હતી. ઇંદુબ્હેનની વાત મને ખબર

નહોતી. મારા પ્રેમમાં હું એવી મસ્ત હતી. કે તેમનો ચાહ સમજી શકતી નહોતી. તમને મળવાનું હું ધીરે ધીરે ઓછું કરવા માંગતી હતી, તમને આધેથીજ પૂજવા માંગતી હતી. સંધિની વાત જાણતાંજ અનુકૂળ પ્રસંગ બીજો મળે કેન મળે એમ સમજી આ પ્રસંગ એમ બોલી મેં તમારા જીવને કચવાટ કરાવ્યો હોય તો માફ કરજો. મારા હૃદયને ખાલી કરી તેનો ભાર ઓછો કરવા હું લલચાઇ તે દર ગુજર કરજો.

દિલ્હીના બાદશાહના લાડીલા શાહજાદાની શાહજાદી, તેજસિંહને પગે પડી રોઇ પડી, તેજસિંહે હાથ આપી તેને ઉઠાડી. ઉઠતાં તે તેને ગળે બાઝી પડી, હૃદય સરસી, અજાણપણે ચંપાઈ, ચંપાતાં રતન યુગલ દબાયાં, દબાતાં ચમકી, ચમકતાં દૂર ચાલી ગઇ, ચાલતાં ચક્કર આવ્યાં, ચક્કર આવતાં જમીન પર પડી.

દૂરથી કોઇ માણસ જતું દેખાયું, તેજસિંહે તેને પોતાની કને બોલાવ્યો, વધારે પાસે આવતાં ઇંદ્રસિંહ ઓળખાયો.

ઇંદ્રસિંહ, છાવણીમાં જઇ તાબડતોબ, પાણી, ગુલાબજળ જે હાથમાં આવે તે ત્વરાથી લઇ આવો. વધુ હોહા કરતા નહિ.

ઇંદ્રસિંહ પલકમાં પાછો ફર્યો. બે જણાએ મળી પાણી, ગુલાબજળ છાંટી સુલતાનીને શુદ્ધિમાં આણી. ધીરે ધીરે બેઠી થઇ, ઉઠી, ત્રણે જણ છાવણી તરફ જવા નીકળ્યા. પ્રથમથીજ થયલા સંકેત મુજબ ઇંદ્રસિંહ ઝડપથી આગળ ચાલતો હતો.

સુલતાની—તેજસિંહજી, મારા હૃદયનું પોચાપણું જોઇ કોઇને હસવું આવતું હશે. પરંતુ જાતિ અનુભવ પ્રેમની બેકદર થવાનો મળ્યો નથી ત્યાં સુધીજ. તમે ગમે તેટલા બુદ્ધિમાન છો પરંતુ ઇન્દુબહેનનો તમારા તરફ પ્રેમ ના હોય તો તમારી સ્થિતિ જુદીજ થાય.

તેજસિંહ—સુલતાની તમારા પ્રેમની મને જરાએ કદર નથી એમ ધારશો નહિ. તમારા હૃદયમાં મને સ્થાન આપો છો તે માટે તમરો આભારી છું. તમારૂં દુઃખ હસું એવો હું મૂર્ખ નથી. પ્રેમને અંગે પ્રેમ આપી શકતો નથી એટલુંજ. વળી તમારી એમજ ઇચ્છા હોય કે મારાથી દૂર ના જવું હોય, શુદ્ધ પ્રેમમય જીંદગી અમારી સાથેજ પસાર કરવા માંગતા હો, મનમાં કોઇપણ જાતની અસ્થિરતા, ચંચળતા ના હોય તો ગમે તે રીતે એમ કરી આપવા હું તૈયાર છું.

તમારી જવા નામરજી હોય એટલેજ બસ. મરજી ઉપરાંત, રક્ષણ તળે આવેલા માણસને હું સામાને સોંપતો નથી પછી તેનો વાલી બાદશાહ હો કે ગમે તે હો.

સુલતાની—તેજસિંહજી, તમારા મોંમાંથી આવાજ શબ્દો છાજે. પણ મને માફ કરો. તમારાથી છુટા પડવું મને પસંદ તો નથી છતાં અહિંથી દૂર જવામાં મને લાભ છે, તમારૂં પણ કલ્યાણ છે. હું તેમજ ઇંદુ બહેન સાથે રહેવામાં કોઇને પણ ઇર્ષ્યાનું કારણ મળે, અને તમારો જીવ કોઈ પણ રીતે મારે લીધે દુખાય એ હું માંગતી નથી. ઇંદુ બહેન, મારાં બહેન છે. તેને દુઃખી જોવા હું ઇચ્છતી નથી.

ઇંદુમતી—"શાબાસ, સુલતાની, શાબાસ." પાછળથી અવાજ આવ્યો. તેજસિંહજી શુદ્ધ પ્રેમ હું આજે સમજી શકી, તમારો મારે માટેનો ભાવ હું આજેજ જાણી શકી. તમારે માટે શંકાને સ્થાન આપવા, સુલતાની માટે ઇર્ષ્યા રાખવા, હું ગુનેહગાર છું. મને માફ કરો.

સુલતાની—તું અહિં કયાંથી ? હું તો મારો આશીર્વાદ આપીજ ચુકી છું. તેજસિંહજી તો તારા હિતેચ્છુજ હોઈ શકે.

ઇંદુ—હું તમારાથી થોડી દૂર હતી. તમારી રજા વગર તમારી વાત સાંભળી લેવામાં મેં બીજો ગુનોહ કીધો છે.

સુલતાની—બહેન, પ્રેમ ભલભલાનું ભાન ભૂલાવે તો તું કોણ ? હવે એ વાત જવા દે. આ ભાગ્યશાળી નરને મેં બહુ ત્રાસ આપ્યો છે. તંબુમાં જઇ તેને આરામ આપીએ.

સુલતાનીને તેજસિંહની દિશામાં જતાં જોઇ, શંકાને સ્થાન આપી, ઇંદુ કીડીના વેગે પાછળ પડી હતી. ઇંદ્રસિંહને તેણે વાત જણાવી હતી. બહેન ગમે તેમ કરી ના બેસે, એ ઉદ્દેશથી તે પણ એજ દિશામાં ફરવા નીકળી ગયો હતો, ત્રણેની હીલચાલ પર દેખરેખ રાખતો હતો. ઇંદુનેજ માત્ર તેની ખબર હતી. વાતમાં મશગુલ થયલા તેજસિંહ અને પ્રેમમાં મસ્ત બનેલી સુલતાનીને તેનો જરાએ ખ્યાલ નહોતો.

તંબુમાં જઇ ચારે જણા વાતમાં પડયા. જમી પરવારી સુઇ ગયા. સુલતાનીની રાત પણ હૃદયનો ભાર ઓછો થવાથી કંઈક સારી ગઇ. મનને દિલાસો દેતાં વાર થઇ પણ આખરે તે પણ ઉંઘી ગઇ.

એ ચાર દિવસમાં ઔરંગઝેબ તરફથી સંધિના કો કરાર નક્કી કરવાને નારાયણદાસ તથા સેરીખાન રાઠોડોની છાવણીમાં આવી પહોંચ્યા. ઔરંગઝેબનો કોઇ પણ રીતે સુલતાનીને પોતાની પાસ તેડી

લેવાનો વિચાર હતો. અજિતસિંહને મારવાડની ગાદી પર હક્ક પોતાની મ્હોરથી સ્વીકારે તોજ રજપૂતો સુલતાની તેને સોંપી દેવા તૈયાર હતા. ઔરંગઝેબે પત્રમાં ગોળગોળ લખ્યું તેમજ સેરીખાને આવીને પણ ગોળગોળજ વાત કરી. દુર્ગાદાસ એમ છેતરાય એમ નહોતો. તેણે ચોખ્ખું પરખાવી દીધું જે બાદશાહની પોતાનીજ મ્હોરથી રાણાજી મારવાડના ખરા હક્કદાર ગણાય, તેના સુબાના હાથથીજ રાણાજીની તાજપોષી થાય તોજ અમે સુલતાનીને તમને સોંપી દઈશું. ઔરંગઝેબનાં મનમાંથી જસવંતસિંહ તરફની વૈરની લાગણી હજી કમી થઇ નહોતી. અજિતસિંહને પોતાના કબજામાં લેવામાં દુર્ગાદાસે તેને થાપ આપી હતી. એક નાના સરખા સરદારે જરા પણ ડર્યા વગર વર્ષો સુધી તેની, બાદશાહની, આલમગીરની જોડે લડી તેનાં લશ્કરનાં અસંત માણસોને, મોટા મોટા સરદારોને સ્વધામ પહોંચાડી દીધા હતા; શાહજાદા અકબરને ભમાવી, બાદશાહ સામે બંડ કરવા તેણે ઉશ્કેર્યો હતો, એવા એક સરદારની મરજી મુજબ સંધિ કરવી તેને હલકું લાગ્યું. આટલા આટલા જાનોની થયલી ખુવારીનું વેર લેવાનું માંડી વાળવું તેને રુચ્યું નહિ. પૈસા, ટકા જે જોઇયે તે આપવા તેણે ખુશી બતલાવી પણ અજિતસિંહનો હક્ક સ્વીકારવાની, ગળે પાણી આવ્યાં, ત્યારે ના પાડી. દુર્ગાદાસ તો આ ખેલ પહેલેથીજ પામી ગયો હતો. સેરીખાન તથા નારાયણદાસને એક પળ પણ વધુ ના આપતાં છાવણીમાંથી વિદાય કર્યા.

સંધિની વાત પડતી મૂકાઇ અને સુલતાનીને કળ વળી.

## પ્રકરણ ૨૭ મું

### તેજસિંહ ધુમ્યો

સવારનું પહોર પૂરૂં ફાટયું નહોતું, સૂર્યનારાયણનું અનુપમ તેજ હજી દેખાતું નહોતું, અંધારની છાયા અહિં તહિં માલૂમ પડતી હતી ને રજપૂત લશ્કર નિદ્રા છોડી, આળસ તજી, ઉઠી, તૈયાર થઇ ઉભું. ઢોલ, નગારાં, રણશિંગડાનો અવાજ કાનની સાથે અથડાવા લાગ્યો, ધરતી પણ એ અવાજથી ધ્રુજવા લાગી. આટલા દિવસની શાંતિથી સુખચેનમાં પડી રહેલાં પશુ પક્ષીઓ મનુષ્યના આ ત્રાસથી કંટાળી, ત્રાહિત્રાહિ પોકારી તેના નિવાસથી દૂર જવા લાગ્યાં; નભોમંડળમાં પણ જાણે લડાઇ શરૂ થઈ હોય એમ ભાસ થવા લાગ્યો. વનમાં ફાવે તેમ ફરતાં, મરજીમાં આવે તેમ કલ્લોલ કરતાં પશુઓ ઝાડી, કોતર, ખીણ, નાળું, જ્યાં ફાવટ આવી ત્યાં ભરવાં લાગ્યાં વૃક્ષો, વેલીઓ, છોડવાઓ, તેમના ભોંકતા જતા

રહેવાથી, પતિપરાયણ સ્ત્રી પતિ દૂર જતાં જેમ ફીકકી પડી જાય. તેમ આ પક્ષીઓ ઉડી જતાં થઇ ગયાં. સૌભાગ્યને અંગે નાછૂટકે, કેટલાંક આભૂષણ પહેરી રાખ્યાં હતાં, બાકી ગમગીનીમાં આવી જઇ બાકીના કાઢી નાંખવા માંડયાં હતાં. ધણી વગરનાં ઢોર સૂનાં તે મુજબ આ નંદનવનની સ્થિતિ થઇ ગઇ હતી. કુદરતનો નાશ કરી તેમાં મજા માણતા, આનંદ લેતા પોતાના નહિ જેવા ઉપભોગને ખાતર, ટુંક સમયના વિલાસને માટે દુરાગ્રહને વળગી રહેનાર, મરતાં સુધી પણ હઠને ના છોડનાર, આ નંદનવનમાં કેર વર્તાવનાર મનુષ્યની આપ ખુદી જોઇ, બુદ્ધિનો વિચાર કરી, પ્રચંડ ડુંગરોના પથ્થરો પણ પીગળી ગયા. ડુંગરો દડદડ આંસુ પાડવા લાગ્યા હતા. પરંતુ પોતાના સ્વાર્થમાં પચી ગયલા મનુષ્યને તેનું જરા પણ ભાન નહોતું; ભાન હતું તો પરવા નહોતી. પોતાની શ્રેષ્ટતા, સકળ પ્રાણીઓમાં, જીવનાધમમાં પોતાની ઉચ્ચતા માટેના અભિમાનમાં જરા પણ ઉણું આવતું નહોતું.

સુલેહ, શાંતિ માટે મોટા મોટાં પોથાંઓ ભરો, વિગ્રહને તિરસ્કારની નજરેથી જુઓ, ફાવે તેમ સંધિઓ કરો પણ મનુષ્ય સ્વભાવને સુધારવાને જ્યાં સુધી જડીબુટ્ટી શોધી કાઢો નહિ ત્યાં સુધી બધું નકામું. સુલેહનો ભંગ કરનાર, શાંતિને પરહરનાર, જગેજગ લડાઇની હોળી સળગાવનાર બાદશાહ, સુખની કઈ વ્યાખ્યામાં તારા સુખની પરિસીમા સમાઇ જાય છે ? રાજ્ય મળ્યું, પચાવી પાડ્યું, અખા હિંદનો શહેનશાહ ગણાયો, મને કે કમને પૂજાયો છતાં તને સંતોષ થયો નહિ, તારા દુરાગ્રહને લીધે તને સુખ મળ્યું નહિ. તારા સરદારોને, ખુદ શાહજાદાઓને પણ એ દુરાગ્રહ પસંદ પડયો નહિ. અકબર તારા ત્રાસથી કંટાળી ગયો. આઝીમ હમેશ રજપૂત સામે કમને લડવા જતો. મુઆઝીમ એકવાર બંડ કરી પસ્તાયો એટલે ચૂપ બેસી ગયો હતો. તારા નસીબમાં સુખ લખાયુંજ નહોતું, અહિંથી તહિં રખડવાનું, સરદારો અને શાહજાદાઓના બંડથી ચેતતા રહેવાનું વધુ મેળવવાની ધૂનમાં, હતું તે પણ ધીરે ધીરે ગુમાવવાનું વિધાતાએ તારે માટે લખી મુકયું હતું, રાજ્યયોગ હતો પણ રાજ્યભોગ તને નહોતો.

સંધિની વાત ઉડી જતાંજ, રજપૂતોને લડાઇ સિવાય બીજો આરોજ નહોતો. હુકુમ હુકુમ થતાંજ સરદારો એક પછી એક રાણાના તંબુમાં એકઠા થયા. દુર્ગાદાસ જણાતા નહોતા. રાતો રાત રાણાની

રજા લઇ તે કંઇ ચાલ્યા ગયાં હતા. રાણાએ તેજસિંહને નાયક બનાવ્યો તથા બીજી કેટલીક સૂચના આપી. સરદારો પોતપોતાને સ્થને ગયા. તેજસિંહ ઇંદુમતીના તંબુમાં ગયો.

ઇંદુમતી—તમે અત્યારે અહિં કયાંથી ? રાણાજીએ સરદારોને તંબુમાં બોલાવ્યા છે.

તેજસિંહ—હું ત્યાં ગયા વગર અહિં આવુંજ નહિ. પ્રથમ રાજધર્મ ને પછી આપદ્ ધર્મ.

ઇંદુ—હું ભૂલી, મને બોલતાં આવડયું નહિ. કંઇ નવીન છે ?

તેજ—બાપુ રાતોરાત કંઇ કામે ગયા છે. લશ્કરના સેનાધિપતિ બનવાનું આજ મારા ભાગ્યમાં લખાયું છે. તમારી રજા લેવા આવ્યો છું. કુંકુમચાંલ્લો કરો. એ પણ ઠીક. સુકન તો સારા થાય છે. સુલતાની પણ આવી પહોંચ્યાં. તમારાજ તંબુ તરફ આવતો હતો.

ઇંદુ—તેજસિંહજી પર આજે રાણાજી પ્રસન્ન થયા છે. લશ્કરની સરદારી એમને આપી છે.

ઇંદુમતીએ કુંકુમચાંલ્લો કર્યો. અક્ષત ચહોડયું.

સુલતાની—તેજસિંહજી, ફ-તેહ કરો.

હાથમાં પુષ્પ લઈ નીકળી હતી તે તેજસિંહ પર ઓવારી નાંખ્યાં.

ઇંદુ—રાણી ચંદ્રાવતીની માફક હું પણ આજ વ્રત લઉં છું. વિજયની માળા પહેરી જ્યાં સુધી પાછા ફરશો નહિ ત્યાં સુધી હું તમને મળીશ નહિ.

તેજ—વીરબાળા, બહુ સારૂં. હું રજા લઇશ. તમે બન્ને સંપીને રહેજો, સુખી થજો. દુશ્મનને હરાવ્યા વગર કદી હું પાછો ફરીશ નહિ, તલવાર મ્યાનમાં મૂકીશ નહિ.

સુલતાની તેમજ ઇંદુમતી દ્વાર સુધી વળાવવા ગયાં. તેજસિંહ પ્રેમની એક દૃષ્ટિ નાંખી પંથે પડયો.

લશ્કરની વ્યૂહરચના પોતાની ઇચ્છા મુજબ છે કે નહિ તે જોઇ પોતે મધ્યમાં આવી ઉભો. હુકમ થતાંજ રજપૂત લશ્કર આગળ વધ્યું. સામેથી મુસલમાન લશ્કર પણ આવી મળ્યું. સેરીખાન, અજમેરનો સુબો વધુ લશ્કરની ભરતી કરી, સામેથી આવતો હતો. સેરીખાનને જોતાંજ તેજસિંહે લડાઇનો ઘાટ મનમાં ઘડી રાખ્યો. અજમેર આગળ સેરીખાનની બહાદુરીનો, તેની બુદ્ધિનો પૂરો ખ્યાલ તેનાં મનમાં

આવી રંગો હતો. ધાર્યો દાવ પડયો નહિ કે તરતજ તે ગભરાઈ જતો. ગયલી બાજી સુધારી લેવાની તેનામાં આવડતજ નહોતી. લશ્કરના ગભરાટની સાથે તે પોતે પણ ગભરાવા માંડતો, અને ઓડનું ચોક ચેતરી મૂકતો. લડનાર તરીકે એક બહાદુર નર હતો, પણ સેનાના નાયક થવાને તે તદ્દન નાલાયક હતો. બન્ને પાંખોના નાયકને તેજસિંહે બોલાવ્યા. મુકુંદદાસ ચંપાવત, ઇંદ્રસિંહ આવી પહોંચ્યા. પોતાનો વિચાર તેજસિંહે તેમને સમજાવ્યો, તેમની પણ સલાહ લીધી. ત્રણેનો વિચાર એક થતાં તેનો વખત આવે અમલ કરવા નક્કી કરી પોતાને સ્થાને ઉભા.

બન્ને લશ્કરની લડાઈ પહેલાં તો રસકસ વગરની લાગી. ઝાઝું શૌર્ય કોઇ પણ દેખાડતું હોય એમ જણાતું નહોતું. થોડાક દિવસનો આરામ લેવાથી જાણે લડવાનું ભૂલી ગયા હોય તેમ તેઓ લડતા હતા. એમ કરતાં સંધ્યાકાળ પડી. ધારેલો વખત થતાં દુશ્મનને આંખે પાટા બંધાવવાના હેતુથી જાણી જોઇને મંદ પડી ગયેલા તેજસિંહ, મુકુંદદાસ અને ઇંદ્રસિંહ પોતાના લશ્કર સાથે એકદમ ઓચીંતો ધસારો લઈ ગયા. તેજસિંહ તો સેરીખાનથી નહિ જેવો દૂરજ માત્ર હતો. સેરીખાનનો ગભરાટ માયો નહિ. પાછા હઠવું કે તેની તેજ જગાએ લડાઈ કરવી તેના વિચારમાં પડયો, પોતે જરાક પાછો હઠી ગયો. મુકુંદ ચંપાવતે મુસલમાન લશ્કર પર કેર વર્તાવ્યો, તેની જમણી પાંખને નબળી કરી નાંખી. તેજસિંહ, ઇંદ્રસિંહ પણ બેસી રહ્યા નહોતા. સેરીખાન મોખરે આવી ઉભો હોત તો પરિણામ આવતાં વાર લાગતે, કદાચ બાજી બદલાતે. પણ અકળાયલો અને ગભરાયલો જે પાંખ નબળી પડી તેમાં ભરતી કરવા દોડયો. મુસલમાન લશ્કર ગભરાટમાં પડયું. સેરીખાને પાછાં હઠવાનો હુકમ આપ્યો. હજારો માણસનો ભોગ આપી સેરીખાન રડયુંખડયું લશ્કર લઇને અજમેર પહોંચ્યો. દોડધામમાં ઢોલ, નગારાં મૂકી તે પલાયન કરી ગયો.

તેજસિંહ આગળ ને આગળ ચાલ્યો. માર્ગમાં કોઇ તેને અટકાવનાર હતુંજ નહિ. વિજયપુર આગળ રાઠોડોએ પડાવ નાંખ્યો. શહેરના બે કોટ હતા, બહારનો કોટ જરા નબળી સ્થિતિમાં હતો, કેટલેક ઠેકાણે સમારકામ ચાલી રહ્યું હતું. બાદશાહનું લશ્કર કાસીમખાન અને લશ્કરખાનની સરદારી નીચે આવી પહોંચ્યાના ખબર આવ્યા! કોટની દિવાલનો અમુક ભાગ સમારતાં સમારતાં અધવચ પડતો મૂકી જાણી જોઇ બીજા ભાગ પર ખાલી કામ કરી રહ્યા હતા લશ્કરને આવતું જોઇ કામ અધવચ પડતું મૂકાયું. બહારનો કોટ

જ્યાં સુધી કબજામાં આવે નહિ ત્યાં સુધી કંઇ વળે એમ નહોતું.

મુસલમાન લશ્કર પાંચેક દિવસ થયાં કોટની આસપાસ ખાલી પડી રહ્યું હતું. રાતના બાર વાગાનો સમય થયો. પહેરેગીર સિવાય અન્યત્ર બધા શાંતિથી સુતા હતા. દરેક તંબુ આગળ લટકી રહેલા દીવનો પ્રકાશ મંદમંદ લાગતો હતો. કેટલેક ઠેકાણે કપડાં, સળકડી, નકામું પડેલું ઘાસ વગેરે એકઠું કરી પહેરેગીરોએ તાપણી કરી હતી. કેઇક તાપવામાં પડ્યા તો કોઇ બેઠાબેઠા ટોલટપ્પા કરી રહ્યા હતા, તો કોઇ બીડી ફુંકવામાં તલ્લીન થઈ રહ્યા હતા. તો કોઇ રોન ફરતા હતા. દૂર કોઇનાં પગલાં સંભળાતાં બધાજ પોતપોતાને સ્થાને તૈયાર થઇ ઉભા. કાસીમખાન તથા લશ્કરખાનના તંબુમાંથી બે ફકીરો દીવો લઇ નીકળ્યા. ત્યાં ઉભેલા પહેરેગીરના કાનમાં કંઇ કહ્યું. તે તો મૂગો રહ્યો. થોડુંઘણું ચાલ્યા. વધુ ચલાય એમ નહોતું. ફકીર ઉભા રહ્યા. પહેરેગીરોને ઇસારતથી પોતાની પાસે બોલાવ્યા. ફકીર તરફ મુસલમાનોને હમેશાં માન રહે છે, છતાં કદાચ દગો હોય એમ સમજી પહેરેગીરો સજ્જ થઈ બંને ફકીરોને ઘેરી લઇ ઉભા. રાતના સમયે વપરાતો ગુપ્તમંત્ર તેમણે કહ્યો પણ પહેરેગીરો ખસ્યા નહિ. ફકીરો ગુસ્સે થવાને બદલે ખુશ થયા અને છુપા વેષ દૂર કરી બોલી ઉઠ્યા. શાબાસ, આ મુજબજ જાગતા રહેજો, સાવધ રહેજો. હું કાસીમખાન તથા જોડે સરદાર લશ્કરખાન છે. અમે ચર્ચા જોવા નીકળ્યા છીએ. કોટની તપાસ લેવા પણ મારો વિચાર છે. જરૂર પડે અમે સીસોટી વગાડીશું. ફરી પાછા સાવધ રહેવાનું કહી બન્ને વીરો ચાલતા થયા. શહેરમાં પડેલા રતરત લશ્કરનો મોટો ભાગ નિદ્રામાં હતો છતાં જાગતો પડ્યો હતો. તલવાર માથા તળે મુકી બધા સુતા હતા. ગમે તે વખતે લડવા ઉતરવું પડશે એ વિચારથી સજ્જ થઈ રહ્યા હતા. બહારના કોટ આગળ જાસૂસો પહેરો ખડે પગે ભરી રહ્યા હતા. અને તેથી વારાફરતી પહેરેગીરો બદલાતા હતા. દીવો માત્ર એકજ જગાએ હતો; બાકી બધે અંધારૂંજ હતું. આજ પાંચ દિવસ થયાં કંઇપણ નવીન બનાવ બન્યો નહોતો. આજની સવારે તેજસિંહ વગેરે બેઠા હતા ત્યાં પહેરેગીરે નીચે મુજબ સમાચાર કહ્યા.

મહારાજ, આજ બે ફકીર કોટ તરફ દીવો લઇ આવ્યા હતા. કોટની પહેલાં તો પ્રદક્ષિણા કરી ગયા પરંતુ છેવટે જે ભાગ સમારવાનો રહી ગયો છે ત્યાં આવ્યા. અમે તેને જોયા. તે અમને જોઇ શકતા નહોતા. તેમના હાથના દીવાઓજ તેમના દુશ્મનની ગરજ સારતા

હતા. દિવાલ આગળ આવી, બીજાનો હાથટેકો લઇ ચઢવું ફાવે એમ છે કે નહિ તે જોઇ પ્રસન્ન મુખે ચાલ્યા ગયા.

તેજસિંહ—જાઓ, આજ રાત્રે હોશિયાર રહેજો. ઇંદ્રસિંહ વ્યવસ્થા પાકી રાખજો.

અંદરના કોટની વ્યવસ્થા તેજસિંહે માથે લીધી હતી. રાતે ઊંઘને કોરે મુકી બધા સજ્જ થઇ તૈયાર થઇ રહ્યા હતા.

ઘંટનાદ થયો. બાર વાગ્યા. મુસલમાન લશ્કર ઝાઝો ઘોંઘાટ કર્યા વગર કોટ આગળ આવી પહોંચ્યું. અકેકે પછી અકેક સિપાઇએ જે ભાગ સમાર્યો વગરનો રહી ગયલો ત્યાંથી અંદર ઉતરવા માંડયું. જે બિચારો ભુસ્કો મારતો તે પાછો ઉઠી શકતો નહિ. પાંચસો માણુસનો એમ ઘાણુ નીકળી ગયો. બધી તૈયારી પરિપક્વ થઇ છે એમ સમજી રજપૂત લશ્કરનાજ માણુસે મુખ્ય દરવાજાનો આગળો ખસેડી નાંખ્યો. તે સિપાઈ એકદમ પાછો કોટપર ચઢી ગયો. કોટ પર તેને જોતાંજ આગળથી ઢોંગ કરી પડી રહેલા રજપૂત સિપાઇઓ સચેત થયા. આગળો ખસડી નાંખેલો તેનો બહાર ઉભેલા લશ્કરને ખ્યાલ નહોતો. ધસારો પ્રમાણુમાં વધી જતાં દરવાજો ઊઘડી ગયો ને મુસલમાન લશ્કર એકદમ ધસી આવ્યું. અચાનક આમ દરવાજો ઉઘડવાથી કેટલાક તો દોડધામમાંજ રામશરણુ થયા. પોતે મોકલેલાં માણુસો કયાં છે તે જોવા કાસમખાન તથા લશ્કરખાને નજર નાંખી. અંધારૂં વિશેષ હોવાથી બરાબર સમજાયું નહિ. અત્યાર સુધી પોતાને ફાવટ આપી છે એ વિચારથી તેઓ ફુલાઈ ગયા હતા.

ચાર વાગ્યા અંધારૂં ધીરેધીરે ઓછું થવા લાગ્યું. સવારનું પહોર થવાના ચિહ્ન દેખાય ના દેખાય એટલામાં તો મૂસળધાર વીરોનો વરસાદ વરસવા લાગ્યો મારો બે તરફથી ચાલતો હતો, બહાર કોટ પર તેમજ અંદરના કોટ આગળ રહેલા રજપૂત લશ્કરે ટુંક મુદતમાં કેર વર્તાવી મૂકયો. અવસ્થા હદ બહાર વધી ગઈ કાસીમખાન અને લશ્કરખાનના હોંશ ગગડી ગયા. કોટ બહાર નીકળી જવાના વિચારથી લશ્કરને પાછા હઠવાનો હુકમ આપ્યો. પાછા હઠતાં માલૂમ પડ્યું કે દરવાજો બહારથી બંધ હતો. બન્ને કોટની વચ્ચે પૂલની ગરજ સારતી અગાસીમાંથી તેમજ દરવાજા આગળ આવેલી નગારખાનાં અને ટકોરખાનાંની દેવડીમાંથી તીર છુટવા માંડયાં. પાછા પોતાને સ્થાને આવ્યાં. બંને કોટની વચ્ચેના ખુલ્લાં

મેદાનમાં ઉભા. સંધિ કરવ', લડાઇ બંધ કરવા વાવટા ઉંચો કર્યો. બધાએ હથિયાર મુકી દીધાં. કાસીમખાન અને લશ્કરખાન રજપૂત લશ્કરના તેજસિંહને મળ્યા. હથિયાર, અશ્વો, સરસામાન મૂકી બધાને છોડી મૂકવા તેણે મરજી બતાવી. કિલ્લા પરથી કૂદી આવેલાઓને પણ છુટા કરવા હા પાડી. મુસલમાન લશ્કરને કોટની બહાર રવાના કર્યું. રાઠોડોની બીજી ટુકડીઓએ પણ બાદશાહનાં લશ્કરને છુટાં છવાયાં હંફાવ્યાં કર્યાં. મુસલમાનો બાદશાહના ત્રાસથી એટલા તો અકળાઈ ગયા, તેમજ પોતાનાં પેટ પુરતું મેળવવાને એવા અધીરા થઈ ગયા કે બાદશાહની નોકરી છોડી રજપૂતોની છાયા તળે રહેવા લલચાયા, તેની નોકરીમાં જોડાયા. અજિતસિંહ ઉમરમાં આવતા હતા, ને પ્રત્યેક વર્ષે તેની સત્તા પ્રબળ થતી હતી. બાદશાહ સુલતાનીની બાબતમાં તે વધારે ને વધારે અધીરો બનતો હતો. સુલતાની કદાચ અજિતસિંહની જોડે પ્રેમમાં પડે એવી તેને ધાસ્તી લાગતી હતી. ખરૂં જોતાં અહિં જુદોજ હતો.

જોધપુરના સુબાને ફરીથી સુલતાની મેળવવા માટે રજપૂતો જોડે સંધિ કરવા બાદશાહે દક્ષિણમાંથી પત્ર લખ્યો.



## પ્રકરણ ૨૧

### કયાં હતો. ?

રજપૂતોના ટેકને મરતેમરતે પણ ટકાવી રાખવાની ઇચ્છા રાખનાર, તે ટેકને ખાતર પહાડી પ્રદેશમાં, ભયંકર જગાઓમાં ભટકનાર, સુકું પાકું મળ્યું તે ખાઇ લેનાર બાદશાહી લાંચને ઠોકર મારનાર, રાણા જસવંતસિંહને મરતી વખતે કોલ આપેલો તેનું પૂરેપૂરૂં પાલન કરનાર, તેના મૃત્યુ પછી તેને થયલા અન્યાયનું વેર લેનાર, તેના હકકદાર બાળકનો સુખદુઃખનો સાથી, હિંદુ ધર્મનો ઝુંડો પકડનાર, બાદશાહની તેને નષ્ટ કરવાની દરેક તદબીરને ઉંધી વાળનાર, નાશ કરનાર, ધર્મનેજ અંગે થયલા ત્રીસ વર્ષના વિગ્રહનો નેતા, વીર દુર્ગાદાસ આ સમયે કયાં હતો ?

પરમાર્થ એજ તેનું જીવન હતું, જનકલ્યાણ એજ તેનો આશય હતો. પોતાનું સુધરે કે બગડે તેની તેને દરકાર નહોતી લાભ થાઓ કે હાનિ થાઓ તેની તેને પરવા નહોતી. તેને જન્મ આપનાર મરૂભૂમિ-માતૃભૂમિના નેક માટે ટેક માટે, રક્ષણ માટે જીવ અ

વામાં પોતાની ફરજ કરતાં કાંઇ વિશેષ પોતે કરતો હોય એમ તેને લાગતું નહોતું. ધર્મનો ઝુંડો ઉડાવવામાં ભારતનો ટેક સાચવવામાં ઔરંગઝેબના સમયમાં રાજસિંહ દુર્ગાદાસ અને શિવાજીની ત્રિપુટીએ પોતાનાથી બને તેટલું કરવામાં કોઇએ પણ ન્યૂનતા નહોતી રાખી. રાજસિંહ સાત્વિક બુદ્ધિથી કામ લેવા, બાદશાહ માથું ઉઠાવે તો તેને સમજાવવા પ્રયત્ન કરતા, સલાહ આપતા, ના છુટકે લડાઇમાં ઉતરતા ઉતર્યા પછી પાછી પાની કરતા નહિ, તેમજ કોઇ પણ રીતે બાદશાહ હિંદુ ધર્મમાં પોતાનું માથું ઘાલે તે સહન કરી શકતા નહિ. દુર્ગાદાસે ધર્મનો ઝુંડો ઉઠાવ્યો હતો પરંતુ પોતાનું ગુમાવેલું પાછું મેળવવા તરફ હકકદારના હકકનું રક્ષણ તરફ તેમનું ધ્યાન હતું. શિવાજીએ નવોજ બાગ ઉઠાવ્યો હતો. રાષ્ટ્રીય શિક્ષણનાં બીજનો તેણે પાયો નાંખ્યો હતો. સાધારણ જાગીરદારના પુત્ર છતાં પોતાની જાતિને આગળ પાડવી હતી, મરાઠા વંશનો પાયો નાંખવો હતો. રાજસિંહ લડાઇનું કારણ પોતાના તરફથી ના મળે તે જોતા, બાદશાહ લડવા આવે તો પાછી પાની કરતા નહિ. ન છુટકે લડાઇ કરતા, શાંતિ પ્રસરેલી જોવા ઉત્સુક રહેતા. શિવાજી લાગ આવે લડાઇનું બહાનું શોધતા. દુર્ગાદાસ લડાઈનું બહાનું મળ્યું, કે લડાઇમાં ઉતરી પડતા. પોતાનો લાગ જોઈ લડાઇમાં ઉતરતાં, ફાવટ ના હોય તો ચૂપ રહેતા, સંધિ કરી લેતા,

મેવાડમાં શાંતિ હતી, મારવાડને હલકું કરવાજ ઔરંગઝેબે આ લડાઇ બંધ રાખી હતી. રાજસિંહની જગાએ તેનો પુત્ર જયસિંહ રાજ્ય કરતો હતો. દક્ષિણમાં શિવાજીના મૃત્યુ પછી માંહોમાંહે સડો પેઠો હતો. કોઇવાર માંહોમાંહ ઝપાઝપી થતી તો કોઇવાર મુસલમાનોનો અચાનક ભેટો થઇ જતો. ઔરંગઝેબ દક્ષિણમાંજ હતો, મરાઠાઓનું જોર પૂરું તોડી નાંખવા સમર્થ થયો નહોતો. બીજાપુર અને ગોવલકોંડા સર થઇ ચુકયાં હતાં. તેને તાબામાં રાખવાને લશ્કરની જરૂર હતી. શંભાજીને પ્રપંચ કરી બાદશાહે કેદ કરી પોતાની પ્રબળ સત્તાના કેફમાં, છલકાઇ, ફાવે તેમ તેનું અપમાન કરી પોતાની સમક્ષ બોલાવી મુસલમાની ધર્મ સ્વીકારવા કહ્યું હતું. અકળાયલા શંભાજીએ તે ધર્મને તેનાં ધર્મશાસ્ત્રીને બાદશાહની હજૂરમાંજ ગાળ દીધી છતાં બાદશાહે તેને રાજ્યસત્તા આપવા, તેને મદદ કરવા મરજી બતલાવી. બીજીવાર આમ હિંદુ ધર્મ છોડી પરધર્મનો અંગીકાર કરવા બાદશાહની સલાહ મળતાંજ, છંછેડાયલા નાગની માફક શંભાજી ઉછળ્યો તથા બોલી ઉઠયો. બાદશાહ, તારી

ખુદ શાહજાદી મને તું પરણાવે તો પણ હું તારા ધર્મમાં આવવા માંગતો નથી. શંભાજીના દહાડા ભરાઈ ચૂક્યા. કમોતે અને બહુજ ઘાતકી રીતે તેને મારી નાંખવા હુકમ થયો.

ઇતિહાસકાર લખે છે કે બાદશાહ શંભાજીને આમ ઘાતકી રીતે મારી નાંખવામાં આવ્યો ત્યાં હાજર હતો તથા મનથી બહુ રાજી થયો હતો.

નિ'ઠુર હૃદયના શાહ, તારે પણ એક દિવસ મરવાનું છે. અમર કોઇ રહ્યું નથી તારાં કૃત્યો જોતાં તું અમર રહે એમ બનવાનું નથી. સારૂં કે બૂરૂં, ભલું કે ભૂંડું, નામ માત્ર સાથે રહે છે. ભૂંડો ધીરેધીરે ભુલાઇ જાય છે, તેનું નામ નિશાન પણ રહેતું નથી. સારો પોતાનું નામ અમર કરી જાય છે, કાળચક્ર તેના પર અસર કરતું નથી, ઇતિહાસકાર તેને ભુલતા નથી, મનુષ્યના હૃદયમાંથી તે ખસતો નથી.

શંભાજીના આ હાલ થયા પછી, શાહજાદો અકબર દરિયામાર્ગે જતો રહ્યો બાદશાહને એ ખબર મળતાંજ મરાઠા જોડેની લડાઇ ટૂંક સમય માટે બંધ થઈ. સુલતાનીને જલદી પોતાની પાસે બોલાવી લેવા બાદશાહને તીવ્ર ઇચ્છા જણાઇ ને તેણે સેફીખાનને લખી દીધું. સેફીખાન રજપૂત જોડે સંધિ કરવા આવ્યો પણ દુર્ગાદાસની ગેરહાજરીમાં રજપૂતો તેમ કરવા રાજી નહોતા.

દુર્ગાદાસ ક્યાં હશે તે જાણવાની ઇચ્છા વાંચનાર તને પણ થઈ હશે, પણ તારા કરતાં અધિક ઉત્સુક તે બાબતમાં ઔરંગઝેબ હતો. રજપૂત જાતિમાં, રાજસ્થાનમાં, દેશ તજીએ પણ વેશ ના મૂકીએ, તેમ દેશ ગુમાવેલો પણ ટેક ના મુકેલો, અકબરના સપાટામાં ના આવેલો, તેની રાજ્યકુશળતાને ઉંધી નાંખનારો, બાપા રાવળના વંશનો મેવાડી વીર પ્રતાપના વંશજ, રાણા રાજસિંહનો પુત્ર જયસિંહ સીસોદીઆઓના ટેકને લીધે અગ્ર ગણાતો હતો, ખુદ બાદશાહ પણ મને કે કમને તેમ માનતો હતો. રાજ્યરીતિ નીતિનિપુણ દુર્ગાદાસ મેવાડના રાણા જયસિંહની પાસે હતો બાદશાહને તેની ખબર નહોતી.

થોડાજ વખત ઉપર રાણાને તથા તેના કુંવર અમરને વાંધો પડ્યો હતો. સરદારો કુંવરની તરફેણના હતા. રાણાને બીજો કંઇ રસ્તો ના હોવાથી તેણે દુર્ગાદાસની મદદ માગી હતી. પોતાનાં તન, મન અને ધનથી રાઠોડોની મદદ આપનાર દુર્ગાદાસે જરૂર પત્ર વિનંતિ ના કરતાં ના પાડી હતી, પણ એટલામાં સીસોદીઆઓએ, વખત વિચારી પોતાનીજ મેળે સમાધાન કરી પોતાની કાર્યદક્ષતાનો રાજ-

સ્થાનને ઉંચો ખ્યાલ આપ્યો. રાણા જયસિંહ દુર્ગાદાસે તેના તરફ બતાવેલી દિલસોજી વળણુ ભૂલે એવા નહોતા. આજ દુર્ગાદાસને તેની મદદની જરૂર હતી. જ્યાં સુધી આખું રાજસ્થાન અજિતસિંહને મારવાડનો ખરો હક્કદાર ગણે નહિ, રાણા જસવંતસિંહના પુત્ર તરીકે માને નહિ ત્યાં સુધી ઔરંગઝેબની સામે લડવામાં ફાવટ આવે નહિ, તેની શુદ્ધિબુદ્ધિ ઠેકાણે આવે નહિ. આ વિચારથી, રાણા જયસિંહના કુટુંબની, સીસોદીઆઓના કુળની કન્યાનું માગું કરવા દુર્ગાદાસ મેવાડ આવ્યા હતા. રાણાએ સલાહકારોને પૂછી પોતાના ગજસિંહની કુંવરી રાણા અજિતસિંહને આપવા હા પાડી વીર દુર્ગાદાસ હીરા, મોતી, માણેકથી ગૂંથી લીધેલું ઢાંકી દીધેલું શ્રીફળ લઇ અજિતસિંહ કને આવી પહોંચ્યા અને રાજસ્થાનમાં આ ખુશખબર લઇ ગયા. મેવાડના રાણાના કુટુંબની કન્યા સાથ અજિતસિંહનો વિવાહ થતાંજ રાઠોડોનો હર્ષ માયો નહિ. તેઓ ઘેલા બની ગયા. દુર્ગાદાસની રાજ્યકુશળતા માટે તેને સહુએ વધાવી લીધો. આખા રાજસ્થાનમાં અજિતસિંહનો વિવાહ એક ચર્ચાનો વિષય થઇ પડ્યો. ઔરંગઝેબને કાને પણ આ વાત ગઇ. દુર્ગાદાસે તેને પાછી થાપ આપી તે તે સમજ્યો. અકળાઇ પોતાના પોંચા તેણે કરડ્યા. અજિતસિંહના મારવાડની ગાદીપરના હક્કના સંબંધમાં કોઇ પણ અંદેશો હવે રહ્યો નહીં. રાજસ્થાનનું નાક, ખુદ મેવાડ, તેને રાણા જસવંતસિંહના વારસને કબુલ રાખે, પોતાના રાજકુટુંબની કન્યા આપે તો પછી તે બાબતમાં શંકા ઉઠાવનારને સાંભળે કોણ ? વળી આ સગપણને અંગે મેવાડ અને મારવાડની સંધિ દૃઢ થાય. એકેકના દુશ્મનને બીજો દુશ્મન માને એ પણ નિ:સંશય. ઔરંગઝેબે આખરે અકળાઇ, સ્પષ્ટ શબ્દોમાં સુલતાની કહી તેના બદલામાં મારવાડની ગાદી પર અજિતસિંહનો હક્ક સ્વીકારવા સેફીખાનને લખી દીધું.

---

## પ્રકરણ ૨૨

### સપડાયો.

તેજસિંહ પોતાના તંબુમાં હતો, તેનાં શૂરાતનની વાત સાંભળી તેની મા વિજયા તેને ધન્યવાદ આપવા આવી હતી. તેજસિંહ નાયક બન્યો તેનાં કારણરૂપ એ પોતેજ હતી. ઔરંગઝેબ જોડે તેની મુલાકાત થયાથી તથા તે વખતે તેજસિંહને પોતાનું શૂરાતન બતાવવા વખત ના આવેલો તે રજપૂતાણીને સાલતું હતું. રાણી વિજયાને

પોતાની પાસે રાખી હતી. અજિતસિંહને બચાવવામાં, રાણીને નસાડવામાં વિજયાએ જે બહાદુરી બતાવી હતી, પોતાના જીવની જરા પણ દરકાર કરી નહોતી તે ઉપકાર રાણી ભૂલી નહોતી. પોતાની પાસેજ રાખી બને તેટલું તેને સુખ આપતી. વિજયાએ એક દિવસ રાણી કને યાચના કરી માગી લીધું કે રાણાને કહી તેજસિંહને સરદારી આપી મુસલમાનો સામે તેનું વીરત્વ દેખાડવા મોકલવો. રાણી વચનથી બંધાઈ હતી એટલે તેણે કુંવરને કહી તેજસિંહને સરદારી અપાવી. માતાને-રજપૂતાણીને પુત્ર આજે વધારે વહાલો લાગતો હતો. સુલતાની આવ્યાના સમાચાર મળતાં વિજયા જવા તૈયાર થઇ. સુલતાનીએ આવી વિજયાને નમન કર્યું. કુશળતા પુછી વિજયા જતી રહી.

સુલતાની—તેજસિંહજી, એક યાચના કરવા આવી છું.

તેજસિંહ—બોલો, શી ઇચ્છા છે ?

સુલ—તમે કબુલ રાખશો ?

તેજ—ખુશીથી.

સુલ—કોઇ પણ જાતના પ્રતિબંધ વગર, હું મુસલમાન છું વચને બંધાઓ છો તે પસ્તાવું ન પડે.

તેજ—સુલતાની બા ના કરો. અમારા નરેશનો જીવ અમે એક કુસી મુસલમાનને સોંપ્યો હતો. આપણે બધા પરમાત્માના બાળકો છઇએ, મનુષ્યો છઇએ, એકજ છઇએ. મારી સુલતાની એવી નથી કે બોલે બાંધી ગમે તેવી યાચના કરે, તેમજ હું એવો હૃદયશૂન્ય નથી કે ગઈ ગુજરી યાદ કરાવી કોઇને પણ પરિતાપ કરાવું.

સુલતાની—સમજી, સંધિના કરારો નક્કી થઇ ચૂક્યા છે. મારે ટુંક મુદતમાં દિલ્હી જવાનું થશે. છેવટ સુધી તમારાં દર્શનનો લાભ થાય તે માટે તમને મારી જોડે આવવા વિનતિ કરવા આવી છે.

તેજ ભલે, હું આવીશ. રાણાજીને કહી દેજો તે ના પાડશે નહિ

સુલતાની—પાકો વિચાર પણ ના કર્યો ? જવાબ આપતાં જરા વિલંબ પણ ના કર્યો ! કાળનાં મોંમા જવાનું છે તેનો ખ્યાલ પણ ના કર્યો ?

તેજ—તે કાળ છે તો હું તેનો કાળ છું. રજપૂત એવા કાળથી ડરતો નથી, તેમજ એલે બંધાયો પછી ફરતો નથી.

સુલતાનીનાં હૃદયમાં આઘાત થયો. પૂરૂં સાંભળ્યું, ના સાંભળ્યું ને ઉઠી ચાલતી થઈ. તંબૂમાં જઈ, બિછાના પર પડી હૃદય ખાલી કર્યું

'વીર હોય તો તમારા જેવો હોજો, ખાવિંદ મળે । પણ તમારા જેવોજ મળજો. બસ મારો નિશ્ચય થઇ ગયો જે થાય તે ખરૂં.'

દુર્ગાદાસ ને રાણાને કહી સુલતાનીએ તેજસિંહને પોતાની સાથે લેવાનું નક્કી કર્યું. ઈંદુમતીને આ વિચાર પસંદ પડયો નહિ. ઔરંગઝેબનો તેને જરાએ વિશ્વાસ નહોતો. તેજસિંહ તેનાથી દૂર જાય તે પણ તેને ગમ્યું નહિ. પોતાના વિચાર કોઇને પણ જણાવ્યામાં લાભ નહોતો એટલે મૂગી રહી.

સુલતાની, તેજસિંહ દિલ્હી આવી પહોંચ્યા. તેજસિંહ જુદાજ વેશમાં હતો, ટુંક પરિચયવાળા માણસને તે ઓળખાય એમ નહોતો. બાદશાહને સોંપી દઇ તેણે રજા માગી.

સુલતાની હવે ઓઝલપડદે રહેવા લાગી. રોજ કંઈ તેને મળાય એમ નહોતું. બાદશાહે જવા હા પાડી ને સુલતાનીની છેવટ માટે પડદામાંથી રજા લઇ તે પોતાને ઉતારે ગયો.

દિવાનખાનામાંથી બહાર નીકળતાંજ તેને એક મુસલમાન સરદાર મોટી દાઢી અને થેલીઆવાળો મળ્યો. તે તેને ઓળખતો નહોતો. મુસલમાને તેને ઓળખ્યો અને બાદશાહ કને દોડયો.

ઔરંગઝેબ—મુસલ્લીમખાન, કેમ ઉતાવળમાં ?

મુસ—જહાંપનાહ, પેલો રજપૂત ખુદાવંદની કનેથી ગયો તેને ઓળખ્યો ?

ઔરં—મેં તેને જોયો હોય એમ યાદ નથી.

મુસ—ખુદાવંદની મુરાદ પાર પાડું, જેના પર વૈર લેવા આપ નક્કી કરી ચુકયા છો તેને હાજર કરૂં તો આ ગરીબને—

ઔરં—તું જે માગે તે આપું. પણ એટલુંજ કે પાછળથી બનવાનું ના થાય એટલું સંભાળજે.

મુસલીમખાન, બાદશાહને બહુ પ્રિય થઇ પડયો હતો, અને તેનું કારણ આગળ સમજાશે.

પચ્ચીસ કદાવર માણસોને લઇ મુસલીમખાન તેજસિંહ ગયો તે દિશામાં દોડયો.

તેજસિંહ જવાની તૈયારીમાં હતો. દ્વારના બારણા આગળ ત્રણ માણસને લઇ કોઇ છુપાયું હશે તેની તેને ખબર નહોતી. બીજાં માણસો દૂર ઉભાં હતાં તેનો પણ તેને ખ્યાલ નહોતો. પોતાનો નકિ જેવો સામાન લઇ તે નીચે ઉતર્યો. બહાર પગ મૂકે છે તેજ તેના બે હાથ, તથા ગરદન કોઇએ પકડી એમ ખ્યાલ થયો. ઉપરાંત એક જણે દોરડું સરકાવી દીધું હતું, ક્રોધમાં આવી ગયલા તેજસિંહે એવું તો જોર કર્યું કે પહેલા ત્રણ જણને તો એકજ આચકાની સાથે જમીનદોસ્ત કરી નાખ્યા. આચકા ઉચકીમાં દોરડું નીચે ઉતરી ગયું, ઢીલું થઈ ગયું, પગ તળેથી સરકાવવામાં ઝાઝી વાર લાગે એમ નહોતું તેથી તે મુલ્તવ કર્યું. ઉતાવળમાં એક પગ જરા ભરાયો, મુસલીમખાને દોરડું જોરથી ખેંચ્યું ને તેજસિંહ પડ્યો. પડતાંની સાથેજ સફાળો ઉભો થયો. દુશ્મનો પણ કંઇ ગાંજ્યા જાય એવા નહોતા. તે તલવાર મ્યાનમાંથી કાઢે તે પહેલાં તો તેને પકડી લીધો. દૂર ઉભેલા સિપાઇઓ પણ આવી પહોંચ્યા હતા, આખરે પોતાનીજ હદમાં આવેલા એક વીર રજપૂતને માત્ર પકડવા માટે પચ્ચીસ જણાએ વીરતા બતાવી તેને કેદ કર્યો.

બાદશાહની સમીપ લાવી મુસલીમખાને બાદશાહને કાનમાં કંઇ કહ્યું. બાદશાહ તેનું નામ જાણી તરતને સમયે તો ચમક્યો પણ પાછો એક પળમાંજ સ્વસ્થ થઇ બોલ્યો.

'નવજવાન, તું કોણ છે?'

તેજસિંહ—હું એક એવો નર છું કે જેને ચોરી છુપીથી પકડવાને બાદશાહને એક પણ નર જડ્યો નહિ ને તેથી પચ્ચીસ ખ......

ઔરંગઝેબ—બસ ચૂપકર, તું એને પિછાને છે? મને ઓળખે છે?

તેજ—એની ઓળખ તો હું આપતો હતો ને મને અધવચ અટકાવવામાં આવ્યો. બાદશાહને હું તેમજ મારી આખી કોમ સારી રીતે ઓળખે છે. શોચનીય વાત એ છે કે આટલી મોટી વય થઇ છતાં બાદશાહ પોતાને હજી ઓળખી શકતો નથી. આટલો અનુભવ છતાં મુસલમાન કોમ બાદશાહની કદર કરી શકી નથી.

ઔ—આ વખત તારો ભેખ ક્યાં ઉતારી આવ્યો? જોગી મટી ભોગી કેમ બન્યો?

તેજ.—એ તો આખા હિંદના બાદશાહને પગલે પગલે હું રહ્યું છું. જોગીપણાનો ઢોંગ કરી, ભાઇઓને છેતરી, રાજ્યલોભને વશ થઈ તેણે જોગ છોડી દીધો. દુશ્મનની હીલચાલ જોવાનેજ માત્ર મેં ભેખ ધારણ કર્યો હતો. મારે કંઈ કોઇનું રાજ્ય પચાવી પાડવું નહોતું. ઉલટું હકકદારને અપાવવુ હતું. જાસુસ દરેક વખતે એક વેશ ધારણ કરતો નથી.

ઔ.—ત્યારે તું શું પેલો જોગટો ? આસફખાન તથા મને થપ આપનાર ? રત્નસિંહને ગાદી અપાવવાની મારી તદબીરનો નાશ કરનાર. મારા લશ્કરને ફસાવી જેર કરનાર ? કાસીમખાન તથા લશ્કરખાનના લશ્કરને તારાજ કરનાર ? મારા દરેક પાસા ઉલટાવી નાંખનાર, મારા કટ્ટા દુશ્મન દુર...ગાનો પુત્ર ?

તેજ.—બાદશાહ ફાવે તેમ કહે પણ તેમાં તારીજ નબળાઇ જણાય છે. 'દુર' કહીશ તો તેના ત્રાસથી તારૂં લશ્કર દૂર નાસે છે તેનું કોઇને પણ ભાન થશે. દુર્ગ કહીશ તો તે એક અજિત કિલ્લો બનશે. દુર્ગા કહીશ તો રાક્ષસોનો સંહાર કરનારી, દૈત્યોનું દમન કરનારી દેવી ગણાશે.

ઔ.—ચુપ, નાપાક કુતરા.

તેજ.—બાદશાહ, વિવાદમાંજ ઉતરવું હોય તો હું તૈયાર છુ જોઇએ તો ભર સભા બોલાવ અને આપણે વિવાદ કરીએ, મારે મરવું નિર્માણ થઇ ચુકયું છે તો એટલુંજ માગું છું કે હું પુછું તેનો બાદશાહે જવાબ આપવો તથા હું મહાત થાઉં ત્યાં સુધી મારી જોડે વાદ કરવો. શ્વાન છું કે કેસરી છું તે તો મને છુટો મુકે તો સ્વાદ તને તેમજ બધાને ચખાડું, પાક છું કે નાપાક છું તે પણ સમજાવું. વિચાર માત્ર એટલોજ થાય છે કે શ્વાનને પકડવાને પચ્ચીસ માણસોનો રસાલો તૈયાર કરી એક સરદારને મોકલવો પડે છે તો ખરા રજપૂતો જોડે લડાઇ કરવાની બુદ્ધિ કેમ ચાલે છે તે સમજાતું નથી. શ્વાનને સામે જઇને જે પકડી શકતા નથી તે પવિત્ર સિંહોને સામા આવતા જોઇ, ઉભી પુંછડીએ મેદાનમાંથી નાસી જશે. અને કેસરી દૂર થતાં પોતાની જાત બતાવશે.

ઔ.—છોકરા, તું ગમે તેમ બકે છે પણ તને ભાન નથી એમ લાગે છે, ભર સભામાં મારૂં અપમાન કરી નાસ્યા જનાર, મારા મોટા શાહજાદા અકબરને ભગાવી જુદ કરનાર, મારી સામે બંડ કરાવનાર અને મારી ઇચ્છા ઉપરાંત ગમે તેને મારવાડની ગાદી

અપાવનાર દુર્ગાદાસના પુત્ર, તારા બાપનો ગુન્હો કંઈ નાનો સુનો નથી. તારે રહીસલામત રહેવું હોય તો એકજ રસ્તો છે. રાવગોપાળની માફક તું પણ મારો ધર્મ અખત્યાર કર. એને તો માત્ર એક જાગીર મળી, તારા જેવાને હું એક રિયાસતથી, માન મરતબાથી નવા જેશ કરી નાંખીશ.

રાવ ગોપાળનું નામ સાંભળતાંજ, કેસરી મનુષ્યનાં આગમનની વાસ આવતાંજ ઉછળે તેમ તેજસિંહ ઉછળ્યો. એક ફલંગની સાથે આગળ જઇ પહોંચ્યો તથા તેના માથા પર એવા જોરથી બેડા મારી કે લોહી લુહાણુ થઇ તે જમીન પર પડ્યો. માણસો એકદમ દોડી ના આવ્યાં હોત, તેજસિંહ જરા પણ બંધનમાં ના હોત, તો તેજ પળે મુસલીમખાન સ્વધામ પહોંચી જતે. એકવાર તો તેજસિંહે જોર કરી બધાને ગભડાવી નાંખ્યા, પણ અંતે તે એકલો કેટલું જોર કરી શકે? તે પકડાયો. ઔરંગઝેબ પણ આ બનાવ જોઇ ચીડવાયો. "મૂર્ખાઓ, કાંચળી પહેરો, કાંચળી." પેડરો. બેડી નાંખી છે છતાં તેને પકડી નથી શકતા તો તમે લડાઇમાં તે શું ધાડ મારતા હશો?"

તેજસિંહ—"જનાનખાનમાં શોભે એવા સરદારના સિપાઇઓ તે કહેવા હોય? બાદશાહ, જે તું બોલ્યો છે તે મને છુટો મૂકી બોલવાની હિંમત હોય તો બતલાવ. તું બોલે તે પહેલાં તારી જીભ ખેંચી ના કાઢું તો મારૂં નામ તેજસિંહ નહિ, હિંદુઓ કંઇ આવા ઝીંઝડા નથી થઇ ગયા." એમ બોલી એક લાત સચોટ મુસલીમખાનના પેડુમાં લગાવી, ને તે એવી સખત લાગી કે પૂરો ભાનમાં ના હોવા છતાં તેણે બરાડો પાડ્યો.

ઔરં—મૂર્ખાઓ, એને બાંધો રાખો. નહિતર પાછો એ તમારાં હાથમાંથી સટકી જશે. જાઓ, એને હાલ અહિંથી દૂર કરો. એક જણ હકીમને બોલાવો. યાદ રાખજો કે આ રજપૂત જરા પણ આઘો પાછો થયો તો કુતરાને મોતે તમને બધાને મારી નાંખીશ. જાઓ, દૂર થાઓ, તમારાં મોં કાળાં કરો.

## પ્રકરણ ૨૩

### ખોટો કોણ ?

બીજે દિવસે સવારે તેજસિંહને પાછો ઔરંગઝેબની સામે ઉભો કર્યો. મુસલીમખાન એક કોચ પર દુઃખથી પીડાતો, પાટા બંધાવી પડ્યો હતો.

ઔરં—તેજસિંહ, તું તારો વિચાર ફેરવી શકે એમ નથી તો મરવા તૈયાર થા. તારા પરમેશ્વરને સંભારી લે. અરે ભુલ્યો, તારા દેવતાઓને યાદ કર.

તેજ—બાદશાહ, પરમેશ્વર બધાનો એકજ છે. મેં એવું એક પણ ઘોર કૃત્ય કર્યું નથી કે મારે ઋરતીજ વખ્તે દેવને સંભારવા પડે. પ્રભુનું અમે તો રોજ રટણ કરીએ છીએ. દરેક કાર્યમાં તેનું ઇશ્વરત્વ સ્વીકારીએ છીએ.

ઔરં—તારો ઇશ્વર કયાં છે ?

તેજ—કયાં નથી ?

ઔરં—એ તો જડવાદીઓને સમજવાનું. પણ તમે તો પત્થરને પુજો છો. ખોટા ખુદાને માનનારા છો. તમારો ખુદા ખોટો છે.

તેજ—બાદશાહને એમ કોણે કહ્યું ?

ઔરં—મારાં મુલ્લાંઓએ.

તેજ—મુલ્લાં કોઇ દિવસ એમ કહેજ નહિ. અમારા ધર્મશાસ્ત્રનું ભાન કરાવનાર અમારા શાસ્ત્રી સિવાય બીજું કોણ હોઇ શકે ? કાલ ઉઠીને એક વપન પંડિત બધાઓને તલવાર પાડનાં શીખવશે. કાઝીઓનું કામ કુરાન પઢાવવાનું છે. તું પણ પૂરું તેજ ભણ્યો હોત તો સારૂં થાત. અમારા શાસ્ત્રીઓ તમને કુરાન શીખવે તો તે તમને કબુલ છે ? સુલતાનોને કુરાન શીખવવા મ્હારા પિતાએ અજમેરથી કાઝીને તેડાવી રાખ્યો હતો.

ઔરંગઝેબ પણ કોણ જાણે કયાં તો તેજસિંહના તેજથી અંજાઇને યાતો તેની મધુર વાણીથી પ્રસન્ન થઈ તે બોલતો હતો તે સાંભળ્યાં કરતો હતો. પોતાનો મીજાજ ના ગુમાવવા તેણે નક્કી કર્યું હતું.

ઔરં—તેજસિંહ, બોલવું હોય તે ખુશીથી બોલજે. પણ કુરાનનું કે મારા કાઝીઓનું જરા પણ અપમાન કર્યું તો એક પળ પણ અહિં જીવતો નહિ રહેવા દઉં.

તેજ—બાદશાહ, મોતથી હું ડરતો નથી. વળી કુરાને શરીફનું કે કોઈનાં પણ ધર્મશાસ્ત્રનું, મુલ્લાંઓનું, હિંદુ કોઇ દિવસ પોતાનાં મનથી અપમાન કરતો નથી. પછી તમે શીખવો તો જુદી વાત.

ઔરં—તો ઠીક, ચલાવ, તમે પત્થરને પૂજતા નથી ?

તેજ—બાદશાહ, મારૂં પણ આ અપમાનજ થાય છે. હું ખુદા હોઉં તો તને પણ પૂરતો સ્વાદ ચખાડું. હું તને પૂછું છું કે તારો ખુદા કયાં છે?

ઔરં—મારા હૃદયમાં, મુસલમાનોનાં હૃદયમાં.

તેજ—અમારો પણ ત્યાંજ છે, હૃદયમાંજ રમી રહ્યો છે.

ઔરં—નહિ, નહિ તમે તો મૂર્તિપૂજક છો.

તેજ—તો તેથી શું થયું? જે જડ, ચેતન બધામાંજ વાસ કરી રહ્યો છે તે એક પાષાણની મૂર્તિમાં પણ છે. મૂર્તિને અમે પૂજીએ છીએ તો તેમાં પરમેશ્વર રહેલો છે એમ સમજીનેજ. બાળકનું રમકડું ઘરમાં પડ્યું હોય તો તેને અમે પૂજતા નથી. પ્રભુની ભક્તિ માટે મૂર્તિ તો એક સાધનરૂપ છે. બાદશાહને કોઇએ જોયો ના હોય, બાદશાહને ચુસ્ત અને ધર્મિષ્ઠ મુસલમાન સમજતો હોય, તેનાં આવાં કૃત્યોની કદર પીછાનતો હોય, તે મીણનું કે માટીનું પૂતળું બનાવી બાદશાહને પૂજે માટે કંઈ બાદશાહ મીણનો કે માટીનો બની જતો નથી. સમય જતાં, બાદશાહને જોવાનો, ઓળખવાનો પ્રસંગ આવે તો તદાકાર થઇ, બાદશાહ તેના હૃદયમાંજ વાસ કરી રહે છે, યાદ કરતાંજ તેની આંખ આગળ ખડો થાય છે ને પછી તેને પુતળાંની જરૂર રહેતી નથી. બાદશાહ, વળી બીજું કહું. હુમાયુની કબરને તું માન આપે છે ખરો? ત્યાં જઇ તું ફુલનો હાર ચઢાવે છે ખરો?

ઔરં—હા, તેનું કારણ સ્પષ્ટજ છે. તેનું મોત થયા પછી તેને ત્યાં સુવાડી ઉપર કબર ચણાવી લીધી છે.

તેજ—હું એ વાત માનતો નથી. બનાવટ શા માટે ના હોય? કોને ખબર છે કે અંદર કોણ સુતું હશે.

ઔરં—અમારી તવારીખના લખનારાઓને પૂછો. બધાજ એક અવાજે કહેશે કે એ કબર હુમાયુની છે.

તેજ—અમારા શાસ્ત્રકારોને પુછો તે પણ એટલીજ હિંમતથી કહેશે કે પરમેશ્વર પત્થરમાં પણ છે, દિવાલમાં પણ છે, જડ, ચેતન બધામાં છે, સર્વવ્યાપક છે.

ઔરં—તેનું કહ્યું માનવાને અમે બંધાયા નથી.

તેજ—એ પણ ઠીક, બાકી અમે તમારા કરતાં સ્વતંત્રતાને વધારે ચાહનારા છીએ. પણ ખાર મનુષ્ય કરતાં ઇશ્વર વધારે શક્તિમાન છે એમ તો તમે માનો છો કે નહિ?

ઓર—હા.

તેજ—તો પાષાણની મૂર્તિમાં જીવતો અને જાગતો ઇશ્વર ના રહી શકે. તેનો અંશ ના હોઇ શકે તો એક કબરની અંદર મનુષ્યનું મૃત શરીર શી રીતે ચિરંજીવ થઇ શકે. અને જ્યાં મનુષ્યનાં શરીરનો એક અણુ પણ ના હોય શકે તેને પૂજવામાં લાભ શો ?

ઔરંગઝેબ—તે ભલે ગમે તેમ હોય પણ તમે તો પત્થરને પૂજો છો.

તેજસિંહ—નહીં, નહીં, એ તો માત્ર છો, ચુનો ને મટ્ટી છે તેને તું માન આપે છે.

બાદશાહ જરા ઉંચો નીચો થયો.

તેજ—બાદશાહ, સાંભળ, દૃષ્ટાંત આપું.

ધાર બાદશાહ. મૂર્તિ જે એક માત્ર સાધન છે તેને અમે પૂજીએ છીએ માટે નિરાકારને ઓળખતા નથી એમ તારૂં કહેવું છે. એમ જો તું માનતો હોય તો તો મૂર્તિનું સાધન પત્થર, ત્રાંબું, પિત્તળ, જે ફાવે તે છે. તો તે કંઇ સાકાર નથી. તેને હાથ, પગ, નાક કે કાન નથી. સાધનોની હારની હાર ગણતાં તો એવા એક સૂક્ષ્મ અણુ આગળ આપણે આવી પહોંચશું કે જેના આકારની કલ્પના પણ પૂરી ના થઇ શકે એવડે કલ્પના કરતાં થાકી જવાય વળી બીજું પૂછું. આ દિવાલ પર શું છે ?

ઔ—મારા ચાચાના ચાચા મહંમદ બાબરની તસ્વીર. તેજસિંહ ખડખડ હસી પડયો.

ઔ—છોકરા, તું ઘેલો તો નથી થયોને ?

તેજ.—ઘેલો કોણ તેના હું વિચારમાં પડી ગયો છું. હું તો માત્ર એક કાચનો કટકો સામે જોતો હોઉં એમ મને લાગે છે.

ઔરંગઝેબ અકળાયો.

તેજ—બાદશાહ, સાંભળી. દીન નિરાકાર છે તેનું પુસ્તક કુરાને શરીફ તે સાકાર. કાગળના સમૂહને રોજ અનેક જણ ફાડીને ફેંકી દેતા હશે પણ કુરાનને તેમ કરવામાં દીનનું અપમાન શી રીતે થયું ? ભલે. અલ્લાહની બંદગી એ નિરાકાર તેના સાધનમાં પઢાવનાર મુલ્લાં સાકાર, પુસ્તક સાકાર, બંદગી કોઇ પણ સ્થળે થઇ શકે છતાં મસજીદમાં જઇને થાય તો ઉત્તમ તો તે મસજીદ સાકાર, બંદગી કરનાર

તું પોતે કે બીજાઓ પણ સાકાર. સાધનનેજ ગણુતા આવીએ તો મનુષ્ય પોતાના આગળ આવીને અટકે તેમાં રહેલો ગૂઢ સિદ્ધાંત તારા માન્યામાં આવે પણ નહિ અને હું તે તને કહેવા માંગતો નથી. ધારો કે તમારા ધર્મથી તેમજ તે સંબંધના તમારા આચારવિચારથી હું અજ્ઞાન છું અને મસ્જીદ આગળથી હું પસાર થતો હોઉં. દૂરથી તને બે પગ વાળી ઘુંટણીએ પડતાં દેખી તારા પગ ના દેખાય અને તેથી હું એમ માની લઉં કે આ તો એક પાંગળો છે. જરા પાસે આવતાં મને સમજ પડે કે મારો એ ભ્રમ હતો, હું સાવ ખોટો હતો પણ પરિણામ પાછું વિપરીત આવ્યું. પાંગળો હોવાની ભ્રાંતિ દૂર થતાંજ એક દિવાલ સામું એકલો બેસી રહેલો જોતાં મને એમ થાય કે આતો દિવાલ સામું મૂઢ જેવો બેસી રહ્યો છે. એટલો માણસ દિવાલ સામું બેસી બુમ પાડે છે, તે કદાચ પાગળ થઈ ગયો હશે એમ ધારી હું આગળ વધું છું. એટલામાં કોઈ બીજો મુસલમાન મસજીદના પગથીઆ પર ચઢતો મને દેખાયો. હું તને શું થયું એમ તેને પુછતાંજ તે મારા અજ્ઞાનને હસી કાઢી જવાબ દે છે કે એ તો નિમાઝ પઢે છે. મારૂં અજ્ઞાન દૂર થવાને બદલે હું જો સામો ખડખડ હસી પડું અને કહું કે ભલા આદમી તું પણ ગાંડો બની ગયો છે. ખુદા કંઇ બહેરો નથી કે આમ મોટા મોટા ઘાટા પાડી તેની પ્રાર્થના કરવી પડે. હિંદુઓની આ માન્યતા જેમ ખોટી છે. તેમજ તારી અમારા માટેની માન્યતા ખોટી વળી બીજી રીતે દૃષ્ટાંત આપું.

એક જણુ ખુદાને, ઈશ્વરને માટે ફાવે તેમ લવતો હોય અને એમ સમજતો હોય કે ઇશ્વર કે ખુદા જો હોય તો મારી જીભ કેમ ખેંચી કાઢતો નથી તો તે પણ ખોટું નહિ. ઈશ્વર સર્વજ્ઞ છે છતાં કંઇ સમજતો નથી, જાણતો નથી એમ માની લે. ખરૂં જોતા ઇશ્વર એમનો ભ્રમ દૂર કરવા બેઠો નથી. નાસ્તિકતા વિના આસ્તિકતાની કદર નથી. એમના પરજ તે બેઠો નથી, જેને જે ફાવે તે કરે. બાકી ઇશ્વરની ગેબી લાકડીનો અવાજ નથી.

ઓ—ગમે તેમ થાય પણ અમારો ધર્મ સ્વીકારવોજ પડશે, પૃથ્વી રસાતળ થઇ જાય પણ મારો વિચાર હું નહિ છોડું.

તેજ.—બાદશાહ, અમારા શરીરના તું માલિક નથી તો અમારા મનનો માલિક તું શી રીતે હોઇ શકે !

ઓ.—અરે છોકરા, તું શું લવે છે ! તમારા શરીરનો પણ હું માલિક નહિ ! હું તમને ફાવે તે કરી શકું એમ છે તેની તને ખબર નથી. !

તેજ.—બાદશાહ, એમજ છે. તો મને મારી નાંખવાની આજ્ઞા આપ અને મારી નાંખ્યા પછી મને પાછો જીવતો કર, માલિક તો એકજ, બાકી તારા જેવા બીજાઓ માત્ર ભ્રમમાં કુટાઇ રહેલાં માછલાંઓ છે. પૃથ્વીને રસાતળ કરતાં પહેલાં પરિણામ વિપરીત ના આવે તેટલું જોતો રહેજે.

ઔ.—હું બધું સમજું છુ. તારા જેવા છોકરાની અક્કલનો મને ખપ નથી. અરે કોણ છે ? આ શયતાનને દૂર કરો. આ નાદાન તો મારા માથાનો મળ્યો.

કંઇ સાંભરી આવ્યું હોય તેમ તેજસિંહ પાછો ફર્યો, બાદશાહ, એક અરજ છે ? બાદશાહે ઇસારત કરીને પાછો તેજસંહ તેની સામે આવી ઉભો.

ઔ.— બોલ, તારે શું કહેવું છે ?

તેજ.—એક વાત કહેવાની રહી ગઇ છે. મારૂં એમ માનવું છે કે જે મૂર્તિપૂજાને અમે માનીએ છીએ તેનેજ તું પણ માને છે. ફેર એટલોજ કે અમે તેનું રહસ્ય સમજી શાસન રીતે માનીએ છીએ તું ગુપ્ત રીતે તેનો સ્વીકાર કરે છે. અમે તે ખુલ્લેખુલ્લું જણાવીએ છીએ તું તે જણાવતો નથી. અમે વધારે પ્રમાણિક છિએ. તે તો જગ જાહેર છે.

ઔ— પ્રમાણિકતાનાં પુછડાં, જે બકવું હોય તે બકી લે. મારૂં મગજ ખાલી ના ભમાવ.

તેજ—અમારી સ્થાપિત મૂર્તિઓમાં દેવનો અંશ છે એમ હિંદુઓ માને છે અને તું નથી માનતો તો સમશેર મૂર્તિઓ પર કેમ ચલાવે છે ? જો પત્થર સમજી મૂર્તિ પર પ્રહાર કરતો હોય તો પ્રયત્ન નિષ્ફળ છે, તારો નેમ સચવાતો નથી. એમાં ઇશ્વર છે એમ સમજી કરતો હોય તો તેમાં ઇશ્વરના અંશનો સ્વીકાર કરે છે. હિંદુઓ, તેને માને છે સમજી કરતો હોય તો હિંદુઓ શું માને છે તે સમજવાનું તારી પાસે સાધન નથી. અમે જો પાષાણને પૂજનારા છીએ, પાષાણો બધાં તને સમાનજ દેખાય છે તો તારા માર્ગમાં તો અસંખ્ય પાષાણો પડયા છે તેનાં પર તારી તલવાર કેમ નથી પટકતો ? પત્થર નામનું જડમૂળ ઉખેડી નાંખી દીનનો વાવટો કેમ નથી ફરકાવતો ? પત્થર અને મૂર્તિઓમાં બાદશાહ તમે પણ જુદી દ્રષ્ટિએ જુઓ છો, તેનો ભેદ તમે પણ સ્વીકારો છો. હિંદુ કંઇ પ્રત્યેક પત્થરને પૂજતો નથી.

ઔ.—તમે જુઠા છો અને તમારો ખુદા પણ જુઠો છે. અમારોજ માત્ર સાચો છે.

તેજ.—એક મડાગાંઠ જેમ બાદશાહ તેં છોડી નથી તેમજ હવે આ મૂઠ પણ છોડે નહિ તો ઔરંગઝેબ તું ખરો !

ઔ.—આલમગીર હઠ છોડતો નથી.

તેજ—ને તો અમને બધાને જાણીતું છે કે જુઠાનો તું ત્યાગ કરી શકતો નથી. હિંદુઓ એમ માને છે કે પરમેશ્વર એકજ છે. તેના જેવું બીજું કંઇ છેજ નહિ, તે સાકાર છે, નિરાકાર પણ છે, અદ્વૈત છે. એના જેવું બીજું કંઇ છેજ નહિ. ખુદા ખોટો, ખરો હોઇ શકેજ નહિ. તે ખરોજ છે, એકજ છે.

ઔ.—નહિ, નહિ, તમે ખોટા ખુદાને માનો છો.

કુરાનમાંથી કલમે શહાદત પોતે ટાંકીને તેણે કહ્યું કે જો અલ્લાહ એકજ છે.

તેજ.—હું પણ હમણાં એમજ કહી ગયો. પરમેશ્વર એકજ છે. બીજો કોઇ તેની જોડે બરાબરી કરી શકતોજ નથી.

ઔ. હું તે માનતો નથી.

તેજ—ત્યારે આનો અર્થ એટલોજ કે તારો ખુદા તે ખરો અને હિંદુઓનો પરમેશ્વર તે ખોટો ખરૂં કેની ?

ઔ.—હા, એમજ.

તેજ—કાઝીની સલાહ લીધી છે ? તેઓ તને આવું શીખવેજ નહિ.

ઔ— હું પોતે જાણું છું. મારે કોઇની સલાહની જરૂર નથી.

તેજ—તો ભલે. બાદશાહને કોઇ ઔરંગઝેબ કહે છે, કોઈ આલમગીરના નામથી ઓળખે છે માટે કંઈ ઔરંગઝેબ અને આલમગીર એ કંઇ બે જુદી વ્યક્તિઓ નથી. એક ઇશ્વર કહે છે તો બીજો તેને ખુદા કહી સંભારે છે. માટે ઇશ્વર ને ખુદા કંઈ જુદા કહેવાય નહિ. પણ ઇશ્વર એક ખરો અને એક ખોટો એટલે બે થયા. હિંદુઓ તેમ માનતા નથી, તું તો તેમ માને છે. બાકી એક ઇશ્વરને માનનારો આવું કહેજ નહિ. વધારે માથાફોડ હું કરવા માગતો નથી. આટલેથી સમજ્યો હોય તો બસ. કાઝીઓને બોલાવી તેમની સલાહ લે. હિંદુઓ સામે લડવાનો વિચાર છોડી દે. તારાજ વિચારના, જેને પગલે પગલે તું આવાં આચરણ ચલાવ્યો જાય છે તેમનોજ જરા

વિચાર કર. ક્યાં છે મહમદ ગિઝનીનું નામનિશાન, ક્યાં છે મહમદ ઘોરીનો વંશજ, અલાઉદ્દીન ખિલજીનો નબીરો ક્યાં છે, મહમદ તઘલખનું નામ ઠામ ક્યાં રહ્યું છે.' હિંદુ ધર્મનો નાશ કરવામાં બધા એટલા તો ગુંથાઇ ગયા કે પોતાના શાહજાદાઓને પૂરૂં રાજ્યનીતિનું શિક્ષણ પણ આપી શકયા નહિ. આખરે એ દરેક વંશનો નાશ થઇ ગયો. કોઇની રાજ્યસત્તાને લાયક તેનાં મરણ પછી એક ગુલામ થયો તો કોઇની તેના શાહજાદાને મારી નંખાવી એક પારહાર પચાવી પડયો. એમ તે રાજ્ય મળ્યું તે ગયા જન્મનું ફળ છે એમ માનવું હોય તો માન કે ના માન પણ જ્યાં સુધી તેનો સીતારો પાધરો હતો ત્યાં સુધીજ તેમણે રાજ્ય ભોગવ્યું. જો પરમેશ્વરનેજ આવું ગમતું હોય તો તેના વંશનો વેલો અટકાવે નહિ, તેમનો વંશ નિર્વંશ થાય નહિ. ભાંગી નાંખેલાં દહેરાઓ, તારાજ કરેલાં શહેરો તારા મનથી તેના કીર્તિસ્થંભો છે. વખત એવો પણ આવશે કે દુનિયા એ તમારી જડતાનો પૂરેપૂરો ખ્યાલ કરશે. રાજસ્થાન તરફ નજર કર. હિંદુઓની તવારીખ ઉથલાવી જો. આટલી આટલી જોહાકી છતાં પરમેશ્વરેજ તેમને સહાય કરી છે, જેમના તેમ ઉભા રાખ્યા છે, તેમના ધર્મનો નાશ થવા દીધો નથી. હમણાં હું તને કહું છું તે તને ઠીક નહિજ લાગે પણ પરમેશ્વર કરશે તો એવો વખત પણ આવશે કે મારા એકેએક શબ્દને તું યાદ કરીશ. ચંગીઝ કોણ હતો? તે એક મૂર્તિ પૂજક હતો. તું તેનો વંશજ છે. તે ભૂલી ના જા. ઇશ્વર એકજ છે, બધાનો છે, સહુએ પોતપોતાને ફાવે તેમ નામ આપ્યાં છે. જેને જેમ ઠીક લાગ્યો તેમ તેને કલ્પ્યો છે. તારાં બે નામ છે, તેનાં અનેક નામ છે. તું જો બે નામ હોવાથી ખોટો ઠરતો નથી તો તે પણ એક ખરો ને એક ખોટો એમ હોઇ શકતુ નથી. ધર્મ પોતાનોજ તે ખરો ને પારકાનો ખોટો એના જેવું મિથ્યાભિમાન કંઇ નથી. પોતાનો પૂરો જાણ્યાં વગર, પારકાનો સ્વીકારવો એના જેવી મૂર્ખાઇ બીજી નથી.

ઔરં—હું અને મુસલીમખાન એકાંત માગીએ છીએ. તરતજ સિપાઇઓએ તેજસિંહને આગળ થવા સૂચના કરી.

ઔરં—મુસલીમખાન, તમારૂં દરદ કંઇ ઓછું થયું.

મુ—બાદશાહ, તેજસિંહની વાતો સાંભળી, મારા દરદમાં વધારો થયો છે. મને ઘેર જવાની રૂખસત આપો.

ઔરં—તો ભલે. હું પણ એકાંતજ ઇચ્છું છું. ફાજલખાન, મુસલીમખાનને ઘેર પહોંચાડવાનો બંદોબસ્ત કરી અહિં આવો.

ફા—જો હુકમ.

મુસલીમખાનને વીદાય કરી ફાજલખાન શાહની સામે આવી ઉભો.

ઔરં—કેદીને તમે ઓળખ્યો ?

ફા—નહિ, જહાંપનાહ.

ઔરં—ખરેખરૂં જે હોય તે કહેજો.

ફા—મારા પર બાદશાહે જે રહેમદિલી બતાવી છે તે હું કોઇ પણ કાળે ભુલતો નથી તેમજ બાદશાહ આગળ કોઇ પણ દિવસ અસત્ય વચન કહેતો નથી.

ઔરં—એ કેદી પેલો જોગી છે. તું તેને જોઇ તથા વિજયાની વાત સાંભળી ગાંડો બની ગયો હતો, રજપૂત સામે હથિયાર ઉપાડવા ના પાડતો હતો, તથા લડાઇ બંધ કરવા મને સલાહ આપતો હતો. હું જે કરૂં છું તે ખોટું કરૂં છું એમ મને મારે મોંએ કહેનાર, મારા અમલદારોમાં એકલો તુંજ નીકળ્યો થીજ મેં તને જવા દીધો તથા મારા ખાનસામાંનો તને નોકરી આપી.

ફા—બાદશાહનો મારા પર ઘણો એહસાન થયો છે મારા વિચાર હજી એના એજ છે.

ઔરં - એ જોગી દુર્ગાદાસનો પુત્ર છે. એ મને ખુદા સંબંધમાં તમારી માફકજ બોધ આપી ગયો. મૌલા માતલા સાલેને બોલાવો. માતલાસાલે ઔરંગઝેબનો ગુરુ હતો. તેની પાસેજ એ કુરાન વગેરે ભણ્યો હતો. મૌલા આવી પહોંચ્યો.

ઔ—ખુદાને કોણ ઓળખે છે.

મા—પાકદીનનો ચેલો મુસલમાન.

ઔરં—હિંદુઓ કોને માને છે ?

મા—તેઓ તો નાપાક છે.

ઔરં—હિંદુઓને ગાળ વા મેં તમને નથી બોલા ।. તેઓ જેને ઇશ્વર કહે છે તે કોણ ?

મા—હું તે જાણુ । નથી. પણ તેઓ નાપાક હોવાથી ખુદાને ઓળખતાજ નથી.

ઔરં—મારા જહાંગીરની હોશયારીથી, રહેમદિલીથી વસવા માંડેલા ફિરીસ્તાનો કોને માને છે :

મા—તેઓ ખુદાને ખુદા નથી કહેતા. બીજુંજ કંઇ કહે છે.

ઔરં—તેની પણ તમને ખબર નથી ? ઠીક. આ બધાનો ખુદા એકજ ના ગણીએ તો ખુદાનાં ઝાડ ઉગવાં બાકી રહે.

મા—જહાંપનાહ, ખુદા તો મુસલમાનનોજ, પાકદીનના ચેલાઓનોજ.

ઔરં—અક્કલનો ઇજારો પણ તમેજ લીધો છે. હવે બસ કર. ચુપ રહે. તેં મને શું શું શીખવ્યું તેનો વિચાર કર. હિંદની આસપાસ કયા દેશો છે, દૂરમાં દૂર કઇ જાતો વસે છે, તેમનો રાજા કેવો છે, તેનું લશ્કર કેવડું છે, તેમની રાજ્યનીતિ શું છે, તેઓ કેવાં શસ્ત્રોથી લડે છે વગેરે તેં કંઇ મને ભણાવ્યું નથી. દુનિયાની ભૂગોળ તારી દૃષ્ટિએ હિંદુસ્તાનમાંજ સમાઇ જાય છે દુનિયાનો ઇતિહાસ મારો અને મારા બાપદાદાઓના ઇતિહાસમાં આવી જાય છે. એથી વધુ તેં કંઇ વાંચ્યું નથી, સાંભળ્યુંએ નથી ને મને સંભળાવ્યું પણ નથી. આગમનિગમ, ધર્મ, નીતિ, સારાસારનો તેં વિચાર પણ કર્યો નથી. ફિલસુફીના પાઠ તે મને ભણાવ્યા છે તેમાં પણ તારી ટુંકી બુદ્ધિ તેં વાપરી છે. અન્ય દેશોનાં, બીજી જાતોનાં શાસ્ત્રો તેં જોયાં નથી. પોતાનુંજ પૂરું તું સમજતો નથી. ખુદા જો એકજ છે તો આ બીજી જાતો જેને માટે પોતાના પ્રાણ આપી રહી છે તે કોણ તેની તને ખબર નથી. બસ, મારી રિયાસતમાં રહેવાની તમને મના છે, ઘેર જાઓ તથા એકદમ દિલ્હી છોડી બીજી જગામાં જઇ વાસ કરો, પેટ ભરો. તમારૂં મોં મારે જોવું નથી.

અરે ફાજલખાન, એમને ઘેર પહોંચડી દો. મારી રજા વગર એને મારા સમીપ આવવા દેશો તો તમે શિક્ષાને પાત્ર થશો. ચોવીસ ઘંટામાં એઓ દિલ્હી છોડી જાય તેનો બંદોબસ્ત કરો.

ઓ ખુદા હું શું જોઉં છું, શું સાંભળું છું ? બત્રીસ વર્ષનો નવજુવાન જેટલું જાણે છે તેટલું પણ મારો મુલ્લાં ના સમજે એ તે કેવો ગજબ ! તે તો વ્યવહારમાં રહે છે અને આને તો ધર્મશાસ્ત્ર વાંચવા સિવાય બીજું કંઇ કરવાનું નથી છતાં તે સાવ અજ્ઞાન છે. ખુદા, ખુદા, તું તો એકજ છે. તો આ શું ? કુરાને શરીફ કહે છે તે ખરૂં છે એમ તો તેજસિંહ પણ કહે છે. ઇશ્વર એક છે એમ હિંદુઓ પણ કહે છે. તેજસિંહ ! મારૂં મન ભમાવી દીધું. તારા બાપે રણમાં હદ કરી મને હંફાવ્યો, તેં મને વાતમાં મહાત કરી મારા મનને ચકડોળે ચઢાવી દીધું. બાપ કે દીકરો કોઇ ઉતરે એમ નથી. ખુદા ! ખુદા !

# પ્રકરણ ૨૪ મું

## કારાગૃહ.

બાદશાહ અને તેજસિંહને જે જે વાત થઈ, મુસલીમખાનને હલકો કર્યો, બાદશાહે તેજસિંહને કેદ કર્યો વગેરે સર્વે બીના સુલતાનીનાં ધ્યાન બહાર નહોતી. એક દ્વાર પાછળ સંતાઈ તેણે એકેએક વાત સાંભળી હતી, બારીની ફાટમાંથી જોવાનું જોઈ લીધું હતું. ફાજલખાનને બોલાવી, તેને પોતાના વિશ્વાસમાં લઇ જોગી તથા વિજયાની વાત સમજી નહોતી તે પણ જાણી લીધી, ફાજલખાન તેજસિંહનાં વાકયથી એટલો તો અંદાઝ ગયો હતો કે તેના તરફ કોઇની પણ લાગણી છે એમ જાણતે તેને પોતાનું મન ખોલી દેતો. જેઓએ તેનું નામ પણ ના સાંભળ્યું તેની આગળ તેના ગુણ ગાતો. ગાતો. શાહજાદી સિવાય તેજસિંહની કિંમત કરનાર તેને મળ્યું નહોતું. તેના વિચારનો એક પણ માણસ આખી સલતનતમાં છે, તે બાદશાહના મહેલમાંજ તેની પોતાની નજીકમાંજ છે તેના ગુ નો પીછાનનાર આમ પાસેજ છે અને તે પણ ખુદ શાહજાદીજ એ વિચારથી તે ગાંડો ઘેલો બની ગયો.

સુલતાની—ફાજલખાનજી, ગમે તેમ કરી જ્યાં તેને કેદ કર્યો છે ત્યાં જવા મારી મરજી છે. માટે તેની મને ખબર લાવી આપો તેમજ આટલો કાગળ ઉપર લખ્યું છે ત્યાં પહોંચાડી દો.

કોઇ સાંભળે નહિ એમ ગુપચુપ થોડી વાતચીત કરી બન્ને છુટાં પડયાં

દસેક દિવસમાં કેદખાના બાબતમાં પણ બાતમી મળી આવી તેમજ પત્રનો જવાબ પણ આવ્યો. પત્રના જવાબમાં પત્ર ના આવતાં એક માણસજ આવીને ઉભો હતો. ફાજલખાનનેજ તેનો બંદોબસ્ત કરવાનું સોપવામાં આવ્યું હતું. બાદશાહનો ખુદ ખાનસામા એટલે તેને કોઇ પૂછનાર હતું નહિ. નવા જવાનને સુલતાની પાસે વગર હરકતે તે લઇ ગયો.

સુલતાની તેમજ જોડે આવેલું માણસ સાથેજ નીકળ્યાં. ફાજલખાનને પણ જરૂર પડતી સૂચના આપી. છેવટે જતાં જતાં સુલતાન બોલી, ફાજલખાનજી, બાદશાહને કાને જરા પણ વાત જશે તો તમારૂ કોઇ નામ પણ લઇ ના શકે એટલું હું કરી શકીશ. બધી જુમ્મે [illegible] મારે માથે ખેંચી લઇશ. જે કામ માથે લીધું છે તે આ પાર કે પેલે પાર ઉતાર્યા વગર ઝંપવાની નથી.

સુલતાની તેમજ નવા આવનાર માણસે પોતાનું મોં તથા શરીરનું બધું અંગ ઢાંકી દીધાં હતાં. સુલતાનીનો ઝભ્ભો સવ સાદો હતો; જોડે આવનાર જરા તેના કરતાં ચઢીઆતો હતો. કેદખાના આગળ આવતાંજ પહેરેગીરે તેને અટકાવ્યાં. સુલતાનીએ પ્રથમથી બધો બેત નક્કી કર્યો હતો. પોતાનો બુરખો ખસેડી નાંખી તેણે પહેરેગીરની સામું જોયાં કર્યું. પહેરેગીર સામું પૂરૂં જોઇ પણ શકયો નહિ. તું મને ઓળખે છે? આલમગીરના શાહજાદા અકબરની મોટી બેટી સુલતાની. બાદશાહનું કહ્યું કેદી માનતો નથી, મુસલમાન બનતો નથી. એ કેદીનો મારા પર બહુ એહસાન થયો છે માટે મારાથી તેમજ ધર્મના સમજનાર આ એક જવાન છે તેના કહ્યાથી સમજે તો ઠીક નહિતર પછી બાદશાહને જેમ ફાવશે તેમ તેનું કરશે અને આપણો ઇલાજ કંઈ ચાલશે નહિ. બોલ તારી શી ઇચ્છા છે?

પહેરેગીર તો તેની કાંતિ જોઇનેજ અંજાઇ ગયો હતો. તેની આંખમાંથી ક્રોધાગ્નિ વરસતો જોઈ ધ્રુજતો હતો.

"બેગમ સાહેબા, તમારી મરજી વિરુદ્ધ ચાલનાર હું કોણ? પણ બાશાહનો મને ડર લાગે છે. કેદી પાસે કોઇને પણ જવાનો હુકમ નથી, તેની વાત કરવા દેવાની પણ સખત મનાઇ છે. બાદશાહ જાણે તો મારા રાઇ રાઈ જેવા ટુકડા કરી નાંખે."

જોડ આવેલો માણસ પોતાની આંગળી પરથી એક હીરાની વીંટી કાઢવા જતો હતો પણ સુલતાનીએ તેને અટકાવ્યો. શાહજાદીની સામા પહેરેગીર રુસવત લેવાની હિંમત કરી શકે નહિ. તેમજ કદાચ પહેરેગીર પ્રમાણિક હોય તો એણે ગોઠવેલી વાત પર અવિશ્વાસ લાવે અને કાર્ય બધું અવ્યવસ્થ રવડી જાય. ટુંકમાં જનસ્વભાવની પરીક્ષા શાહજાદીને વધુ હતી તેથી તેણે તેમ થતું અટકાવ્યું.

પહેરેગીર, બાદશાહનો કેદી છે તે મારો પણ કેદીજ છે.

શાહજાદીને ના પાડી, મોત વહોરી લેવા કરતાં તેમને જવા દેવાનું પહેરેગીરને ઠીક લાગ્યું. કારાગૃહમાં દાખલ થતાંજ સુલતાની જોડે આવેલું માણસ લપાઈ ગયું તેજસિંહ વધારે અંદરના ભાગમાં હતો. એટલે કોઇ આવ્યું એ લુંજ તે બારણું ઉઘડયું તે પરથી જાણતો હતો; કોણ હતું તેની તેને ખબર નહોતી.

સુલતાનીએ તેના ઓરડામાં દાખલ થતાજ માથા પરથી બુરખો કાઢી નાંખ્યો.

તેજસિંહ—કોણ? સુલતાની? આ કેટલો નાદાની? કેવી ના ફરમાની? કમ્મરે બે પિસ્તોલ કેવી? બાદશાહ જાણે તો તમારા શા હાલ થશે. જાઓ પાછા જાઓ, એકદમ ચાલી જાઓ. પ્રભુ મારૂં રક્ષણ કરશે.

સુલ.—તેજસિંહ, ઉતાવળો ના થા. વિચરીને બોલ. હું તે સુલતાની રહી નથી. અત્યારે હું એક સ્ત્રી છુ, ખારાલી છું, ડંસીલી છું, સાપણ છું, નાગણ છું.

તેજ—આ તો મહેલનેજ વરદાન છે. તો ભલે, ખારાશ હોય તેટલી બતાવી દો. કરડાય એટલું કરડી લો, ડસાય એટલુ ડસી લો કરવાનું હોય તે કરી લો. મને મારી નાંખવાનું બાદશાહનું તમને ફરમાન હોય તો પિસ્તોલ છોડી દો. હું તો તૈયારજ છું.

સુ—સબુર, તેજસિંહ, સબુર. તારૂં જીવન તેમજ મોત તારા હાથનીજ વાત છે. બાદશાહને સમજાવવા એ મારૂં કામ છે; ગજવામાંથી બે પ્યાલા બતાવી બોલી, જો, મારા એક હાથમાં પ્રેમનો પ્યાલો છે, ગુલાબ છે, અમૃત છે, બીજા હાથમાં મોતનો પ્યાલો છે, વિષ છે, હળાહળ ઝેર છે. જોઇએ તે લઇ લે, તારૂં સારૂં કરી લે. કમ્મરે બે પિસ્તોલ છે. ભરેલી છે. જોઇયે મ્હારો પ્રેમ કબુલ રાખ. જોઇએ ના રાખ.

તેજ—એવી બે શું પણ બારસો પિસ્તોલથી ડરવાની તેજસિંહને ટેવ નથી. તમને સુઝતું કરી લો, તમારી પિસ્તોલ અજમાવી લો. પિસ્તોલને આધારે મારો પ્રેમ દોરવાય એમ નથી. પગનો પણ વિલંબ ના કરો, મને ઉરાડી મૂકો. શુદ્ધ પ્રેમમા મસ્ત બનેલા, માનીતેનારને હાથે મરવું એ પણ પ્રમાણ છે.

સુલતાનીના હૃદયમાં આઘાત થયો. તેજસિંહ, મહેણા ના માર. હું તે વખતે રજપૂત હળમાં હતી, કેદમ પુરાઈ હતી, તારા પ્રેમમાં અંધ બની ગઇ હતી. આજ સમય બદલાયો છે. તું કારાગૃહમા સડે છે, તારી બૂમ કોઇ સાંભળે એમ નથી, ત્યારે મારી એક બમે હજાર લોંડીઓ દોડી આવવા તૈયાર છે. કયાં તો માગ યાચના કબૂલ રાખ યા તો મરવા તૈયાર થા.

તેજ—રજપૂત મોતથી ડરતો નથી.

સુ—ઠીક, તો તારા પ્રભુને સંભારી લે, કંઇ યાચના હોય તો જણાવી દે.

તેજ—શાહજાદી, શુદ્ધ પ્રેમનો અંકુર એક પળ પણ તમારામાં ફુટયો હોય તો ઇંદુને આ ખબર મોકલજો અને કહેવડાવજો કે તને હૃદયમા રાખી તારૂં નામ જપતાં જપતાં હું મર્યો છું. તને આશીર્વચન આપનારી, મને હૃદયમાં રાખનારી, શુદ્ધ પ્રેમને સમજનારી શાહજાદીને હાથે હું જાઉં છું.

બસ હું તૈયાર છું.

સુ—ચલ, આવ. તારા બંધ છોડવા દે, તે સાથ હું તને મારવા માગતી નથી.

બાજુએ બે પિસ્તોલ મૂકી સુલતાનીએ તેની બેડી તોડી નાંખી.

પિસ્તોલ તારી પાસેજ પડી છે, તાકાદ હોય તો લઇ લે, તારૂં નસીબ અજમાવી લે.

તેજ—શાહજાદી, મિથ્યા ભાષણ ના કરો. મારામાં તાકાદ છે કે નહિ તે બાદશાહનેજ પૂછજો એટલે થયું. મારૂં થવાનું હોય તે થાઓ પણ મારે હાથે તમને મારી હંમેશને માટે કાળી ટીલી લેવા માંગતો નથી. મારે એ પિસ્તોલ કામની નથી, કામિની સામે હું લડવા માગતો નથી, શાહજાદા અકબરે મને સોંપેલી તેની બેટીને મારી હું વચનભંગ કરવા માંગતો નથી.

સુલ—તેજસિંહ, હજી એક વાર કહું છું કે જરા વિચાર કર. વધુ નહિ તો એક વાર માત્ર મને કહે કે હું તને ચાહું છુ. ઇંદુની જોડે જરા પણ મને હૃદયમાં સ્થાન આપ.

તેજ—મને માફ કરો.

સુલતાનીએ પિસ્તોલ બન્ને મૂકી દીધી. એકદમ દોડી, ઘુંટણીએ પડી, તેજસિંહના બે પગે વીંટલાઈ પડી. તેજસિંહ, તેજસિંહ, ગુનેહગાર છું. મને માફ કરો તેજસિંહ તો વિચાર કરતો જડભરતની માફક ઉભોજ રહ્યો.

એટલામાં સુલતાની જોડે આવેલું બીજું માણસ પણ ત્યાંજ આવી ઉભું. તેણે કમરે તલવાર લટકાવી હતી પણ ઝબ્બાની નીચે તે લપાઇ રહી હતી તેથી અત્યાર સુધી દેખાઇ નહોતી.

તેણે આવીને તરતજ એક તલવાર કાઢી સુલતાનીને આપી. સુલતાની ઉઠી ઉભી થઇ, અને બોલી, તેજસિંહ, લો શુદ્ધ પ્રેમની આ કસોટી છે. બાદશાહની ઉમેદ બર ના લાવવાની આ જડાણુટી છે. ખુદ બાદશાહેજ અભયદાન માટે આપેલી આ તલવાર છે.

તેજ—આ કોણ છે?

એટલું બોલતાંજ તેજસિંહે તેની સામું જોયું તો સુલતાનીએ તેનાં મોં પર નાંખેલો બુરખો દૂર કર્યો અને શુદ્ધ રજપૂતાંણી, વીર બાળા, ઇંદુમતી !

ઇંદુનો પ્રકાશ થતાંજ, કારાગૃહમાં રહેલો અંધકાર દૂર થયો. તેજસિંહમાં તેજનો આવિર્ભાવ થયો. ઇંદુમતી તેજસિંહને ગળે બાઝી પડી.

તેજસિંહ, તેજસિંહ, સુલતાનીને તમે બહુ મહેણાં માર્યા, મેં આપણી છાવણીમાં તેની બહુ ઇર્ષ્યા કરેલી. શુદ્ધ પ્રેમની એ પ્રતિમા છે, આપણે બન્ને એ ા ગુનેહગાર છીએ. બન્ને જણુ સુલતાનીને નમન કરવા જતા હતા તેજસિંહનો હાથ સુલતાનીએ પકડી લીધો. ઇંદુ ઘુંટણીએ પડી. દેખાવ ખરેખર હૃદયભેદક હતો.

તેજસિંહ, ખબરદાર. તમને તેમ કરવા અધિકાર નથી. હું તમારી પાસેથીજ શુધ્ધ આચરણ શીખી છું. તમે મારા ગુરુ છો; હું તમારી શિષ્યા છું. તમે મારા મનના રાજા છો, હું તમારી દાસી છું. તમારી તથા બાદશાહની તેમજ બાદશાહે તમારી અને બીજાઓની જોડે કરેલી વાતચીત મેં બધી સાંભળી લીધી છે. ફાજલખાન બાદશાહનો ખાનસામા છે તેને તમારા તરફ લાગણી છે. તમારાં વાકયબાણને લીધે રજપૂત સામે તલવાર ના ઉઠાવવાના તેણે કસમ ખાધા છે. તલવારની વાત તેણેજ મને કહી. તેનીજ મારફત પત્ર ઈંદુ પર મોકલી મેં તેને તલવાર સાથ અહિં બોલાવી દીધી ઇંદુ, ઉભી થા. વખત બહુ વીતી ગયો. સારૂં છે કે બાદશાહ અહિં નથી. ફાજલખાન પણુ પહેરેગીર સાથ વાત કરતાં કંટાળી ગયા હશે. તેજસિંહજી, આ મારો ઝબ્બો, મારા તરફની તમને છેલ્લી બક્ષિસ છે. તે લેવા આનાકાની કરશો નહિ. પહેરેગીરને ફાજલખાને બહાર વાતમાં રોકયો છે. તેની તરફ નજર જરા પણુ ના નાંખતાં એકદમ ઈંદુને લઇને ચાલ્યા જાઓ. તમે જરાક આગળ જશો કે ફાજલખાન તમને મળશે, તે તમને તથા ઇંદુને સહીસલામત પહોંચાડશે. ઝબ્બો હાથમાં લઈ તે ઉભી રહી.

તેજ—સુલતાની, તમે બોલી રહ્યાં, મારાથી એ કદી નહિ બને.

સુલતાની—તો ભલે. એકથી ભલા બે. હું પણુ અહિંથી ખસવાની નથી. હાહાકાર વધારે થશે અને મને દુઃખમાં ના નાંખવાનો તમારો હેતુ પાર પડશે નહિ. વીર દુર્ગાદાસ ખાતર, વીર માતા ખાતર, મારી વહાલી ઇંદુને ખાતર ચાલ્યા જાઓ. રજપૂતોને તમારી ઘણી જરૂર છે. મારો દુનિયામાં કંઈ ઉપયોગ નથી. બાદશાહ મને

એકલી દેખશે તો કંઈ કરી શકવાનો નથી, અને જરા પણ આંચ આવવાની નથી. મારૂં જીવન માત્ર પરમાર્થ માટેજ હવે ઘડાયું છે. સંસારનાં કોઇ પણ સુખની ઇચ્છા નથી, પરવા નથી. જુઓ, અંદરનો ઝભ્ભો જે હવે બહાર દેખાતો હતો તે કાઢી નાંખ્યો.

તેજ— આ શું ? કફની ! સુલતાની, આ શી નાદાની ?

સુ— વિલંબ ના કરો, તેજસિંહજી, મારો નિશ્ચય આજકાલનો નથી. તમારી જોડે હતી ત્યારનીજ હું આ નિર્ણય પર આવી છું.

તેજ— ભલે, તો મારી પણ એક વાત કબૂલ રાખો. ઈંદુ તલવાર સુલતાનીને આપી દે.

સુલ— કારણ ?

તેજ— આ તલવાર માતુશ્રીને ફાજલખાને આપેલી તે છે. હું તો તેનો ઉપયોગ કરવાનોજ નથી. મારી પાસે આ એક છે તે બસ છે. ઇંદુનું રક્ષણ હું કરી શકીશ. બાદશાહ કદાચ તારા પરજ પોતાનો ક્રોધ કાઢવા તૈયાર થાય તો આનો ઉપયોગ કરજે, એટલીજ મારી પ્રાર્થના છે. ફાજલખાનને પણ હું કહેતો જઇશ. સુલતાની, હજી વિચાર ફેરવાય તો સારૂં. આ કફની મારાથી જોઈ શકાતી નથી. મારૂં હૃદય ચીરાઇ જાય છે તમારી ઉમર શું, આ ભેખ શું ?

સુલ— તેજસિંહજી, ઇંદુએ પણ મને કહેવામાં બાકી નથી રાખી. હું લાચાર છું. એકવાર નિશ્ચય કર્યા પછી હું તે ફેરવતી નથી. ફતેહ કરો. મારી, તમારી આ છેલ્લી મુલાકાત છે. મળવું ના મળવું ઇશ્વરાધિન છે. હૃદયમાં તમે બન્ને આટલું સ્થાન આપો છો તે જાણી હું કૃતાર્થ થઇ. શારીરિક સુખની મને તૃષ્ણા નથી. તેજસિંહ મને વિસરતા ના એટલે બસ. મારા જેવું કામકાજ હોય તો ફરમાવજો. બહેન, તેજસિંહને, મારા હૃદયના નાથને કોઇ પણ રીતે દુઃખ આવા દેતી ના, તું પણ મને વિસારી મૂકતી ના. સ્વામી જોડે સુખમાં મહાલતી હોય, સુખની સૈયામાં સુતી હોય તે વખતે આ એકલા પડેલા, દુઃખમાં ડુબેલી સુલતાનીને યાદ કરજે, હૃદયમાં સ્થાન આપજે. જાઓ, વખત ખાલી ના ગુમાવો. હું ગાંડી બની છું, ઘેલી થઇ ગઇ છું, મારા બોલ્યાનો પાર આવવાનો નથી.

તેજસિંહનો હાથ હૃદય સરસો ચાંપી, ચુંબી, મૂકી દીધો.

ઇંદુને ગળે બાઝી પડી, રોઇ પડી. બન્ને જણ તેને ધીરજ આપી કારાગૃહમાંથી બહાર નીકળ્યાં, ફાજલખાનની મદદથી મહેલ વટાવી, દિલ્હી છોડી, ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૨૫

### છોકરી હાથથી ગઇ.

સુલતાની આખરે સ્ત્રી હતી. પ્રેમ આગળ પુરૂષ પાણીથી પાતળા થઇ જાય તો બિચારી સુલતાનીના શા ભાર ? એ દિવ્ય વસ્તુના પાશમાં જે સપડાયો હોય, જેને તેનો કડવો મીઠો અનુભવ થયો હોય તેજ તેનું દુઃખસુખ સમજી શકે, પ્રેમીના હૃદયની તુલના કરી શકે. તેજસિંહ તથા ઇંદુમતી જતાંજ તે બાવરી બની ગઈ, છાતીફાટ રોઈ પડી, ગાંડાની માફક લવવા મંડી ગઇ.

તેજ, દિવ્ય તેજ, મારા હૃદયના તેજ, તુ ક્યાં છે ? ક્યાં ગયો ? તને કોણ લઇ ગયું ?

સૂર્યનારાયણ પશ્ચિમ દિશા તરફ જવાની તૈયારીમાં હતો. એક બારી તે તરફ પડતી હતી, તેની ફાટમાંથી સૂર્યનાં તેજનાં કિરણો અંદર આવવાં લાગ્યાં તેને બાઝી પડવા દોડી ગઇ. બસ એજ, એજ એમ કહી બાઝી પડી. હાથમ કંઇ આવ્યું નહિ. પાછી આમ તેમ દોડવા મંડી. ખુણામાં તલવાર પડી હતી તે તરફ ગઈ, તલવાર હાથમાં લઇ લીધી. હૃદયતેજે મને આપેલી બક્ષિસ ! બસ હું એ બક્ષિસનો પૂરો સ્વીકાર કરૂં, મારા હૃદયમાં તેને સ્થાન આપું ! તલવાર ઉગામવા જતી હતી ને સૂર્યનારાયણનાં કિરણ બારીમાંથી આવતાં બંધ થયાં. કારાગૃહમાં અંધકાર છવાઈ રહ્યો. અરે સગુર, સગુર. મારૂં તેજ કોણ લઇ જાય છે, તેને પકડો ! મારો મારા તેજને હરણ કરનાર કોણ ? મારા સૂર્યને ઝાંખો પાડનાર કોણ ? ચંદ્ર ? તું કોણ ? તારૂં શું ગજું ? હું સુલતાન આલમગીરની સુલતાની તું મારા માર્ગમાં આડે આવશે ? અરે ભૂલી આ તો ઇંદુ, બહેન, ઉભી રહે. હું તારી જોડેજ આવુ છું. મને એકલી મૂકીને ના ચાલી જા. મને તારા સુભાગ્યની સાથ બનાવ. બારી ઉઘાડવા ગઈ. તેને લાફા જડી દીધા હતા. તેના પર તરવારનો ઘા કરવા ગઇ. પોતાની કફની પર નજર પડી. અરે, આ શું તોફાન ? હું સંસારથી વિમુખ થઇ છું છતાં આ શી નાદાની તલવાર ફેંકી દીધી. ગળામાં સફેદ હકીકની માળા હતી તે કાઢી ખુદાનું સ્મરણ કરતાં કરતાં પણ 'તેજ' 'તેજ' બોલાઇ જવાયુ. અકળાઇ ગઇ. પાણીની સુરાઇ ખુણામાં પડી હતી. પવાલું પાણીથી ભરી કાઢ્યું. હૃદયતેજ આ પ્યાલેથીજ પાણી પીતો હતો, હું પણ પીવાય તેટલું પી લઉં. અહા, આ પ્યાલામાં પાણી પણ અમૃત

જેવું લાગે છે. બે ત્રણ પવાલાં પાણી પી ગઇ. માથા પર, આંખ પર, પાણી છાંટ્યું. પવાલું ભજવામાં મૂકી દીધું. કંઇક શાંત થઈ. બાજુમાં એક શિલા પડી હતી, તેના પર ઉંધે માથે પડી રહી. તેના મનથી તે જાગતી હતી, પણ ખરૂં જોતાં તેની આંખ મળી ગઇ હતી.

અડધો કલાક પસાર થઇ ગયો અને પહેરેગીર રોજની માફક એક હાથમાં દીવો અને બીજા હાથમાં ખાવાનું લઇ આવ્યો તે જ્યારે આવતો ત્યારે તેજસિંહ આમ તેમ ફરતો યા તો લલકારતો નજરે પડતો. આજે તેને સુતેલો જોઇ તે દિશામાં ગયો. અરે આ શું કહ્નની ? દીવો મોં સામું ધર્યો. આ કોણ સુલતાની ? દીવો હાથમાંથી પડતાં માંડમાંડ બચ્યો, તે પોતે પણ ગબડતો ગબડતો રહી ગયો. એ ખુદા, પરવરદિગાર, મરી ગયારે મારા બાપ. તેની કારમી બુમ સાંભળી સુલતાની ઝબકી ઉઠી. કોણ મરી ગયું ? કોણ પહેરેગીર ? શું થયું ? કોણ મરી ગયું ? તું કેમ રડે છે ?

હું મરી ગયો, મારો બાપ મરી ગયો, બધાં મરી ગયાં. અરે મૂર્ખા, છે શું ? આ મારી સામે રડતો કોણ બેઠો છે ?

બેગમ સાહેબા, મને બાદશાહ હવે જીવતો નહિ મૂકે. સુલતાની આંખ ચોળી સ્વસ્થ બેઠી. તેનું મગજ આટલો વિરામ લીધા પછી કંઇક શાંત થયું હતું.

સુલતાની—સમજી, તારે જીવવું છે કે મરવું છે ? બીબી બચ્ચાંઓને મળવું છે કે નથી મળવું ? બોલી દે.

પહેરેગીર—હવે તો મળીશ. બહેરતમાં કે જહાન્નમમાં.

સુલ—સાવ બેવકૂફ, સાંભળ. હું કહું છું તેમ જઇને સવારે ભાવ ભજવજે.

પહે— મહેરબાની આપની. આ કાળઝીબ કિલ્લામાં હું તો એક પળ પણ હવે રહેવાનો નથી. આપ છોડાવો એટલે થયું.

પહેરેગીર ચાલતો થયો.

સવાર પડી. આઠ વાગ્યાનો સુમાર થયો. ફાજલખાન પોતાની નોકરી પર હાજર થઈ ગયો હતો. ઔરંગઝેબ મુસલીમખાન જોડે વાત કરતો બેઠો હતો. પહેરેગીર હાંફ્લો ફાંફ્લો ફાજલખાનને પૂછ્યા વિના, બાદશાહની રજા વિના, ઔરંગઝેબ આગળ આવી બુમ'ટા

પાડવા મંડી ગયો. મરી ગયોરે મારા બાપ ! દગો, સીતમ, જુલ્મ. અરે પણ તેમાં હું મરી ગયો. ફાજલખાન તો જાણી જોઇને બહારજ ઉભો રહે.

ઔરં—અરે, પણ છે શું ? તું કયાંથી આવ્યો છે ? ફાજલખાન મને પુછયાગાછયા વિના આમ જેને તેને અંદર કેમ આવવા દો છો ?

ફાજલખાને તો જાણી જોઇને સાંભળ્યુંજ નહિ

પહેરેગીર જહાંપનાહ, હું કારાગૃહ આગળનો પહેરેગીર છું. મારો જરા પણ કસૂર નથી. હું શું કરૂં ? સાહેબાને મારાથી ના પણ કેમ પડાય ? અરે, ખુદાવંદ અહિં હોત તો પુછવા પણ આવત. પણ આ તો હું મરી ગયો.

બેસી જા. જરા શ્વાસ ખાઇ લે અને પછી કહેવાનું હોય તે પૂરૂં કહેજે. સમજ ના પડે એવું બોલ્યો તો તને ફાંસીને લાકડે ચઢાવવાનો હુકમ આપીશ.

પાએક કલાક બેઠા પછી પહેરેગીર બોલ્યો.

જહાંપનાહ, કાલે સાંજે ખુદાવંદ બહાર ગયા હતા ને બેગમ સાહેબા કારાગૃહ આગળ આવ્યાં. કેદીને આપણા પાકદીનની નસીહત આપવા એક મોલવીને જોડે લાવ્યા હતા. હું સ્તબ્ધજ થઈ ગયો. ખુદાવંદની રજા વગર ચાવી આપવા મેં ના કહી. આપ બહાર ગયા છો ને ધર્મનાં કામમાં ઢીલ કરવા જરૂર નથી એમ કહી મારી કને ફરી ચાવી માગી. મારી શી તાકાદ કે બેગમસાહેબાને બીજી વાર ના પાડું ? થોડી વારમાં તે બન્ને જણાં પાછા ગયાં. હું હમેશ મુજબ રાતનું ભાણું મૂકી આવ્યો. આજે નવ વાગે મારો પહેરો બદલાય છે. સવારે એક વાર રાબેતા મુજબ હું કેદખાનામાં દાખલ થયો તો કેદીને સ્થાને મેં બેગમસાહેબાને જોયાં.

ઔરંગઝેબ—અરે કમજાત, આ શું બકે છે ? કંઇ નિશો તો નથી ચઢાવ્યો ? ખરૂં કહે. નિશો ચઢાવ્યો હશે તો પણ ગુનોહ માફ કરીશ. મારા હુકમનો અનાદર થયો છતાં હું આજે જવા દઇશ.

પહેગીર—જહાંપનાહ, મેં કોઇ પણ જાતનો નિશો કર્યો નથી. હું અક્ષરે અક્ષર ખરૂંજ કહું છું.

ઔરંગઝેબ—ફાજલખાન, જાઓ આ પહેરેગીરની જોડે જઇ કેદીને અહિં લાવો. -

થોડી વારમાં સુલતાની સાથે બે જણા કચેરીમાં આવ્યા. સુલતાનીને જોતાંજ ઔરંગઝેબ મ્યાનમાંથી તલવાર કાઢી ઉછળ્યો.

નફ્ટ, નિર્લજ્જ, નાદાન, શયતાન! આ શું તોફાન!

બધું કોનું કારસ્તાન! તારા ટુકડે ટુકડા કરી નાંખું. ઔરંગઝેબ સુલતાનીને મારવા ધસ્યો.

સુલતાનીએ તરતજ તલવાર બહાર કાઢી, આગળ ધરી. જુઓ આ તલવાર, આપો હક્ક ઈન્સાફ.

ફાજલખાન અર્થ'બો પામી તલવાર ઉપાડવાને મસે માર્ગમાં આવી ઉભો. જહાંપનાહ, વિજયાને આપેલી આ મારી તલવાર છે. ગુનેહગાર ગમે તે હોય પણ તેને અભયદાન આપવું એજ ખુદાવંદનું કામ છે.

ઔ—પહેરેગીર, જા બહાર બેસ. જરૂર પડે બોલાવીશ.

ઔ—સફિયતુનનિસા, આ કફની કેમ ઓઢી છે? તારા બાપે કરેલાં બંડને માટે તને *પશેમાની થઇ છે? ભેખ લેવાનો પણ વા વાયો લાગે છે.

સુ—ખુદાવંદે કરેલા જુલ્મની મને ગમગીની થઈ છે. ભેખ લેવાનું ખુદાવંદથી ચાલ્યું આવ્યું છે. આપને પગલે પગલે અમે ચાલીએ છીએ.

ઔ—કમજાત, ચુપ કર. તું તો સાવ હાથથી ગઇ એમ મને લાગે છે. પેલો રજપૂત ક્યાં ગયો? કોના હુકમથી તેં તેને છોડી મૂકયો. તારી જોડે મોલવી કોણ હતો?

સુ—તેજસિંહ રજપૂતોમાં ચમન કરતો હશે. નાગોરના રત્નસિંહની કુંવરી ઈંદુમતી મારી સાથ હતી. ખુદાના હુકમને માન આપી મેં તેને છોડી મૂકયો.

ઔ—ઇનાયતખાનને થાપ આપનારી, પેલા જોગટાને જોધપુરમાં દાખલ કરી, મારા લશ્કરનો નાશ કરાવનારી ઇંદુ મારા રાજ્યમાં આવી સટકી ગઈ? અને તેને મદદ આપનાર કોણ! મારીજ બેટી. તમે બધાએ માંડયું છે શું? મહમદ બંડ કરી કમોતે મરી ગયો. મુઆઝીમ માંડમાંડ કાબુમાં રહ્યો છે. આઝામને રજપૂતો જોડે લડવું ગમતું નથી. તારા બાપે તો મારા કટ્ટામાં કટ્ટા દુશ્મનને મળી જઇ મારૂં નાક કાપ્યું. એક કામબક્ષ હાલ તો ડાહ્યો થઇ બેઠો છે. તને પણ બાપકાકાનો ચેપ લાગ્યો. મારૂં તો આખું વેતરજ વંઠી ગયું લાગે છે.

સુ—તે છતાં આંખ ક્યાં ઉઘડે છે! સંધિ કર્યાને પૂરા પાંચ દિવસ તો થયા નહિ એટલામાંજ મને આપની હજૂરમાં લાવનાર

---

*પશ્ચાતપ.

રજપૂત પર સીતમ ગુજારવા, આ કમઅક્કલના, નાપાક, ઇઝડાના કહ્યાથી ખુદાવંદ તૈયાર થઇ ગયા. ઇશ્વરનો ડર હજી નહિ રાખો તો ક્યારે રાખશો ?

મુસલીમખાન—પોતાનાં રક્ષણમાં રહેલી શાહજાદાની બેટીને કેદમાં રખડતી મુકી જનાર તેજસિંહ ઇ...

સુલતાનીએ તલવાર પડી હતી તે ઉંચકી લીધી.

ખબડદાર, કુત્તા. એ વીરને માટે એક શબ્દ પણ વાંકો બોલ્યો તો તારી જીભજ કાપી નાંખીશ. શ્વાનની ઉપમા પણ તને આપવી ઠીક નથી લાગતી. એક મહોલ્લો છોડી બીજા મહોલ્લામાં જવા પાકો વિચાર કર્યા વગર તે પણ ઇચ્છા નથી કરતો. તારૂં વીરત્વ જોવાનું બાકી નથી રહ્યું. ઘા પડ્યા છે તે પૂરા રૂઝાવવા દે પછી બોલવાની હિંમત કરજે.

મુસલીમખાન મૂગો રહ્યો.

ઔ—ખુદાને ઇશ્વર કહેતાં કયારે શીખી ? એ રજપૂતમાં આટલી બધી મોહિની કયારથી લાગી ?

સુ—રજપૂતદળમાં ઉછરી ત્યારથીજ, ખુદાવંદ તથા વીર તેજસિંહની વાત સાંભળી ત્યારથીજ.

ઔ—મારા ઘરમાં રહી, રજપૂતોના કાસદનું કામ તું કરવા માગે છે ?

સુ—એકજ ઇશ્વરના દૂત તરીકેની હું સેવા બજાવું છું.

ઔ—ઠીક, રજપૂતે તને ભમાવીને ભુરકી નાંખવામાં બાકી નથી રાખી.

સુ—રજપૂતોએ આપને ભમાવી, હંફાવી, ભાન ભૂલાવવામાં બાકી નથી રાખી.

ઔ—છોકરી, તું તો બહુ મોંએ ચઢી ગઈ છે. હું પૂછું તેનો જવાબ દે. તું શું આ રજપૂતને ચહાતી હતી ?

સુ—હું એક વાર જવાબ આપી ચૂકી છું છતાં તમે મુલાયઝો છેક છોડવવા માગો છો. મારૂં જીગર મેં એ વીરને સોંપી દીધું છે.

ઔ—આલમગીરના શાહજાદાની બેટીને એક ઠાકરડાના સરદારના બેટા માટે પ્રેમ ! અરે, આ હું શું સાંભળું છું. અરે શાહજાદા, મારૂં નાક કપાવવામાં તેં બાકી ના રાખી. ઓ ખુદા, તું કયાં લપાઇ ગયો !

સુ—હાહાહ, હજી મદ ઉતર્યો એમ લાગતું નથી, કેફની અસર જતી રહી નથી. હાકરડા કહો કે ચાકરડા કહો પણ તેની સામે જદને ધાડ શી મારી ? દયા બતાવો નેનની ખીણ આગળથી તમને જતા કર્યો તે શું ભૂલી ગયા ? તમે તે કયાં ખુદાતાલ્લાનો પરવાનો લાવ્યા છો ? કયા હક્કની રૂએ અહિં રાજ્ય કરી રહ્યા છો ? ખુદા તો હાજરજ છે પણ તમે તેને ઓળખી શકતા નથી.

ઔ—એ નાપાક દીનનો છે તેનો પણ તેં વિચાર ના કર્યો ?

સુ— તેજસિંહ આટલું આટલું સમજાવી ગયા તે સાવ નકામું જ. દીન-ધર્મ તે વળી નાપાક હોતો હશે ? દીનના ફરમાનને તમે માન આપો છો ? કુરાનના કયા કલમામાં આવી રીતે રાજ્ય મેળવવા, કોલ આપી ફરી જવા લખ્યું છે ? જરા ગઈ ગુજરી સભારો એટલે બધું ધ્યાનમાં આવશે.

ઔ—આ કફની શા માટે લીધી છે ? તેજસિંહ શાહજાદાની બેટીના પ્રેમની કદર નથી કરતો ?

સુ—તવંગરી કે ગરીબી પર શુધ્ધ પ્રેમનો આધાર નથી. ઇંદુને પોતાનું દિલ આપી ચૂકયો છે.

ઔ—છતાં તું તે બેની મદદગાર છે, બન્નેને સુખનો માર્ગ કરી આપવા તું તૈયાર છે ?

સુ—મદદ તો શું પણ શુધ્ધ પ્રેમને ખાતર મારો જાન આપવા તૈયાર છું. નિકાહની આશાથી હું તેને ચાહતી નથી. ખરો રજપૂત એક પરધર્મીની છોકરી જોડે નિકાહ કરેજ નહિ. હું જાતે પણ એ નિકાહને પસંદ કરતી નથી. આપણા મહાન્ વડવા જલાલુદ્દીન અકબરની રાજ્યનીતિની એ મોટામાં મોટી ખામીને લીધેજ. દીનની, ધર્મની એના તેમજ એના બે વંશજ ચચાજાન જહાંગીર અને શાહજહાનના સમયની અર્ધ દગ્ધતાને પરિણામેજ, પિતાપુત્રના કુસંપને લીધેજ આપણા વંશનો નાશ થવા સરજાયલો છે. તમે ચતુર છો, રાજ્યનીતિમાં હોશયાર છો, હજી ચેતવાનો વખત છે. રજપૂત સામેનો વિગ્રહ બંધ કરો, બગડેલી બાજી સુધારી લો, કોઇના પણ ધર્મની આડે ના આવો, આવા અર્ધદગ્ધ માણસને, અધર્મીઓને જરા પણ ઉત્તેજન ના આપો. આજે હિંદુધર્મ મૂકી તમારો સ્વીકારશે, કાલે કોઇ બીજો બળવત્તર પરધર્મી દુશ્મન આવશે તો તેને સ્વીકારવા દોડશે. તમારી બન્ને પ્રજાને સરખાજ હક્ક-એકજ ઇન્સાફ આપો. છુટછાટ જરા પણ વધુ આપવી

હોય તો તે હિંદુ પ્રજાને આપો. તે કરી તેનું મન હરી લો. અધિકારની વહેંચણી કામની કુશળતા પર રાખો, જાતિ પર રાખશો તો ભારતના પતનનો માર્ગ ખુલ્લો થશે. બન્ને પ્રજાને સંપી રહેવાં દો, તમારો પગ અડગ રહેશે, વંશ ચિરસ્થાયી રહેશે. તેને લડાવી મૂકો માંહોમાંહ હોળી સળગાવો, તમે કચડાઈ જશો, તમારો નિર્વંશ જશે, જખરો ફાવી જશે તમારૂં નામનિશાન પણ રહેશે નહિ.

મારૂં મોં ના ગમતું હોય તો મને જવા દો. રજપૂતોમાં હું હવે જવાની નથી. ફકીરી મારો વેષ છે, છળકપટનો આ દેશ છે, અહિંથી દૂર ફાવે ત્યાં ચાલ્યા જવું, ખુદાનું નામ લેવું એજ મારો ઉદ્દેશ છે.

ઔ—તારે અહિં રહેવું જ પડશે. ફાવે તેમ તારૂં જીવન પસાર કરજે. આ તલવાર લઇ ચાલતી થા. મુસલીમખાન, ફાજલખાન જોડે હું એકાંત ઇચ્છું છું. બન્ને જણા જુદી જુદી દિશામાં ચાલતા થયા.

ઔ— ફાજલખાનજી, આ રજપૂતે તેમજ મારી અઢાર વર્ષની બેટીએ મને ગાંડો બનાવવો બાકી રાખ્યો છે.

ફા— જહાંપનાહ, નીરાંતે વિચાર કરશો તો સારૂં નરસું સમજાશે. જરૂર પડે કોઇની સલાહ લેવાશે. હું રજા લઉં છું ઔરંગઝેબ વિચારમાં ને વિચારમાં બેઠોજ રહ્યો. એક કલાક એમ વીતી ગયો પણ તેને તેમ લાગ્યું નહિ. જાણે ઉંઘમાંથી ઉઠયો હોય તેમ બોલી ઉઠયો.

મારા મગજપરનો ભાર કેમ ઓછો થયો? મારો મદ કેમ ઉતરી ગયો? સત્તાનો કેફ કયાં જતો રહ્યો? હા, હા, સમજ્યો. હું વિચારમાં હતો. સબુર, સબુર, મારા મગજને ભમાવનાર, આવું તોફાન મચાવનાર, મારા દૃઢ નિશ્ચયને આટલી ઉમરે ફેરવનાર આ કોણ? એકદમ હસી પડયો. ત્રીસ વર્ષનો પરધર્મી દાકરડો! અઢાર વર્ષની બેવકૂફ છોકરી, બંડખોર શાહજાદાની બેટી, શત્રુદળમાં પરધર્મીના વાસમાં ઉછરેલી બેવફા સફીયતુનનિસા! આટલા વર્ષો થયાં કોઇની સલાહની જરૂર ના પડી તો શું તમે બે એક થઈ આટલે વર્ષે ધોળામાં ધુળ ઘાલશો? આ તે કોઈની સલાહ પૂછવાનો સમય છે એમ બનેજ નહિ, થાયજ નહિ, હોયજ નહિ, જાઓ કહાઓ, દૂર થાઓ, સો ભવે પણ મારા વિચાર તમે ફેરવી શકવાના નથી. " પૂરા સો દિવસ પણ મોગલ સૂર્ય તપતો રહેવાનો નથી, પોતાના અનુપમ તેજની છાપ પાડવાનો નથી. તારા વંશજ પૂરા સો મહિના પણ ઝાહોઝલાલી ભોગવી શકવાના નથી, મોગલ વંશનો વાવટો પૂરાં

સો વર્ષ પણ ઉડી શકવાનો નથી, તારા વંશનું નામ નિશાન પણ સો વર્ષ પછી રહેવાનું નથી. ” ગેબી અવાજ આવ્યો.

બાદશાહ બાવરો બની ગયો સફાળો ઉભો થયો: આમ તેમ જોયું પણ કોઈ નજરે પડયું નહિ. દિવાન છોડી ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૨૬

### જયાંના ત્યાં

સુલતાનીને મેળવવા ખાતર પોતાની મરજી ઉપરાંત ઔરંગઝેબને સલાહ કરવી પડી હતી તે તેને સાલતું હતું. લશ્કરનો ભોગ આપવામાં બાકી રહી નહોતી. લશ્કરી અમલદારો, સાધારણ સિપાઇઓ બાદશાહની રાજ્યનીતિથી કંટાળી ગયા હતા, લડાઇઓ લડી થાકી ગયા હતા. દક્ષિણમાં મહાન્ શિવાજીના મૃત્યુ પછી મરાઠાઓ સાવ નબળા પડી જશે એ બાદશાહનું અનુમાન ખોટું પડયું હતું. શંભાજીનામાં શિવાજીની રાજ્યનિપુણતા નહોતી એ ખરું હતું પણ શિવાજી મહારાજે રાષ્ટ્રીય ચેતનનાં જે બીજ વાવ્યાં હતાં તેના સંસ્કાર મરાઠા વીરોના હ્રદયમાં બહુ ઉંડા રોપાયા હતા. વિજાપુર અને ગોવલકોંડા સર થઇ ચૂકયાં હતાં, શંભાજીને કમોતે મારી નાંખવામાં આવ્યો હતો છતાં દક્ષિણમાં શાંતિ નહોતી, મુસલમાન સિપાઇઓ પણ ઓરંગઝેબની રાજ્યનીતિથી કંટાળીને, તો કોઈ તેના ત્રાસથી ત્રાસી જઇને, કોઇ વારંવાર રખડપટ્ટી થતી તેથી અસહનશીલ થઇને, તો કોઇ પોતાની મહેનતની કદર ન થતી સમજીને મરાઠાઓના લશ્કરમાં દાખલ થવા લાગ્યા હતા. વૃદ્ધાવસ્થા આવતી હતી અને ઔરંગઝેબનો દુનિયા પર વિશ્વાસ ઉઠી જતો હતો અને આસક્તિ ઓછી થઇ ના હતી. ઉમર થવા છતાં ફકીરી લેવાનું મન થતું નહોતું. શાહજાદા મુઆઝમને રાજ્ય સોંપી દેવાનો વિચાર પણ તેને આવતો નહોતો. રખેને શાહજાદાઓ બળવત્તર થઇ જશે, અમલદારો તેને મળી જશે, શાહજાદાઓ પોતાની સામે બંડ ઉઠાવશે વગેરે વિચારો તેના મગજમાંથી એક પળ પણ ખસતા નહોતા. જેમ બને તેમ તેમને દૂર રાખી, દુશ્મન જોડે લડાઇમાં રોકી રાખવા તેની ઇચ્છા રહેતી, શાહજાદાઓની આ રીતે જાણે કસોટી કરતો હોય તેમ આ ખેલ જોયાં કરતો, શેતરંજની હરિફાઇ યા હારજીતની માફક તેનું આઘે રહી નિરીક્ષણ કરતો, જરૂર પડે તેમને

મદદ મોકલી પોતાનો હાથ ઉપર રાખતો, પોતાની સત્તાની છાપ તેનાં મન પર પાડતો. ઔરંગઝેબ ચમન કરતો હતો. શંભાજીના મૃત્યુ પછી ઔરંગઝેબની પાસે કેદમાં પુરાયલા તેના વર્ષના બાળકના× વાલી તરીકે બાદશાહની સામે કમર કસનાર રામરાજા* દસ વર્ષ સુધી બાદશાહને હંફાવી આખરે મરણ પામ્યો હતો. ઔરંગઝેબ તેમજ ઘણાકોનો મત એવો હતો કે મરાઠા વિગ્રહ હવે શાંત પડશે, મરાઠાઓનો જુસ્સો નરમ પડશે. એ આશા ફળીભૂત ના થઇ રામરાજાની રાણી તારાબાઇએ વાલી તરીકે બહાર પડી મરાઠાઓનું રાષ્ટ્રીય ચેતન સતેજ કર્યું. મરાઠાઓને જડમૂળથી ઉખેડી નાંખવાના વિચાર લંબાવવા પડયા અને દક્ષિણને દાબમાં રાખવાને, મરાઠાઓનું જોર તોડી પાડવાને, સુલતાનીને પોતાના કબજામાં લેવાને રજપૂતો જોડે સન્ધિ કરવામાં એક મોટામાં મોટી ભૂલ થઇ છે એમ બાદશાહને લાગ્યું. બાદશાહનાં લશ્કરને આરામ મળવાનો વખતજ આવ્યો ન હતો, રાજ્યમાં શાંતિ કોઇ રીતે જળવાઈ નહોતી, અમીરો લડવાના ત્રાસથી, આરામ વગરની જિંદગીથી ઢીલા થઈ ગયા હતા. હમેશ વપરાશમાં આવતી ચીજોથી, અસહ્ય મોંઘવારીથી રઇયત કંટાળી ગઇ હતી. રાજસ્થાનમાં મોટે ભાગે શાંતિ હતી. ગયેલું પાછું મેળવવા કરતાં, રહેલું સાચવવા તરફ રજપૂતોની દૃષ્ટિ વિશેષ હતી. રઇયત પર જુલ્મ ગુજરવામાં બાકી રહ્યો નહોતો અને રૈયતને આરામની જરૂર હતી.

એ શાંતિ ઝાઝો વખત ટકી શકી નહિ, શાંતિની સરિતા વહેતી બંધ થઇ. ઔરંગઝેબે શાહજાદા આઝીમની સરદારી નીચે એક મોટું લશ્કર મારવાડ પર ચઢાઇ કરવા મોકલ્યું, કંઇ પણ કારણ વગર સંધિનો ભંગ કર્યો, આપેલા કોલ પર પાણી ફેરવ્યું. આઝીમે જોધપુર સર કર્યું અને અજિતસિંહે ઝાલોરને પોતાની રાજધાની કરી. નહિ જેવી ઝપાઝપીમાં વર્ષ બે વીતી ગયાં.

આખરે કુનરા આગળ લડાઇ થઇ અને તેમાં બાદશાહના લશ્કરને સખત હાર આપી રજપૂતો ધીરે ધીરે આગળ વધ્યા.

શાહજાદા આઝીમને નીરાંતે બેસવાનું નડોતું. રાવગોપાળ જ્યારે ઔરંગઝેબની જોડે દક્ષિણમાં હતો, ત્યારે બાદશાહને માટે પોતાના જાનની જરા પણ પરવા ના કરતાં લડાઈમાં અથાગ શ્રમ લઇ રહ્યો હતો. તેની રામપરાની જાગીરનો વહીવટ તેના પુત્ર રતનસિંહના

---

× શાહુ. * શંભાજીનો ભાઇ અને શાહુનો કાકો.

હાથમાં તેણે સોંપ્યો હતો. એશઆરામમાં મશગુલ થઇ રતનસિંહે પોતાના પિતાને પૈસા મોકલવા બંધ કીધા અને રાવે બાદશાહને ફરિયાદ કરી. રતનસિંહે ચલિત લક્ષ્મી માટે, ધસાઇ જતી જુવાનીને માટે, પોતાનો ધર્મ વેચી મુસલમાની ધર્મનો અંગીકાર કરી બાદશાહને રીઝવ્યો. અનેક લડાઇઓમાં શૂરાતન બતાવવાનો, પોતાના જીવને વારંવાર જોખમમાં નાંખવાનો સરપાવ રાવ ગોપાળને મળી ચૂક્યો. તેની જાગીર જપ્ત કરવામાં આવી, તેની હયાતી હોવા છતાં તેના કુલાંગાર પુત્ર રતનસિંહને બાદશાહે જાગીર આપી. રતનસિંહ મુસલીમખાન નામ ધારણ કરી બાદશાહનો માનીતો થયો હતો અને રાવગોપાળે બાદશાહની નોકરી છોડી દીધી હતી. મેવાડના કુળદીપક રાણા જયસિંહનું મૃત્યું થવાથી તેની જગાએ અમરસિંહ (બીજો) ગાદી પર રાણા હતો. રામપરા મેવાડના તાબામાં હતું, રાવ ગોપાળ રાણાનાં રક્ષણમાં જઇ બેઠો અને ઔરંગઝેબને મેવાડ પર ચઢાઇ કરવાનું કારણ મળી આવ્યું. માળવા પણ બાદશાહની સામે બંડ ઉઠાવવા તત્પરજ હતું તે પણ સાથે સાથે જણાયું. રાજસ્થાનને ઔરંગઝેબે પાછું વગર કારણ પોતાની સામે થવા ઉશ્કેર્યું. શાહજાદા આઝીમને અમરસિંહ સામે લડવા મોકલ્યો. બાદશાહની કુમકે જે જે રજપૂતો હજી પણ ઉભા હતા તેમનાં ગાત્ર શિથિલ થઇ ગયાં, કમને તેઓ લડવા લાગ્યા. તેમની નીમકહલાલીનો બદલો તો ઘેર ગયો પણ આવો દુરુપયોગ થતો જોઇ તેમને પોતાની સ્થિતિ બહુ કફોડી જણાવા લાગી, તેમની રાજ્યસત્તા ઔરંગઝેબના તોર આગળ, તેના પાકદીનની ઝનૂન આગળ એક રમકડા જેવી દેખાવા લાગી.

રાજસ્થાનમાં આમ અશાંતિ બાદશાહે પ્રસરાવી હતી ત્યારે દક્ષિણમાં સિંધિયાની સરદારી નીચે મરાઠાઓ તેના લશ્કરને હંફાવી રહ્યા હતા. મુસલમાન સરદારો પોતાની રહેણીકરણીમાં બાદશાહી ઠાઠ જમાવી રહ્યા હતા. પાલખી વગર બનતા લગણ બહાર નીકળતા નહિ. હજુરીઆ વગર તેમને ચાલતું નહોતું અને અકેક સરદારનો ખાલી રસાલોજ એક છાવણી જેવો દેખાતો. રણવાસને બદલે રંગમંડપ કે રમમંડપમાં મોજ માણવા તેઓ નીકળ્યા હોય એવો ચીતાર મનને આવતો હતો. મોગલ રાજ્યના સ્થાપનાર બાબરના વખતની એ સરદારોમાં બહાદુરી રહી નહોતી. અકબર, જહાંગીર અને શાહજહાનના સમયની માફક રજપૂતોનાં મન ઔરંગઝેબ હરી શક્યો નહોતો. પોતાના ઝનૂનમાં પાકદીનરૂપી ટેકને લીધે લડાઈરૂપી પ્રવૃત્તિ

કોઇ પણ રીતે કમી થાય એમ નહોતું અને તેથી સરદારો અને અમલદારોને આવી છુટ આપી તેને નિભાવી લેવું પડતું હતું.

મરાઠા લશ્કરને અમનચમન, મોજશોખની પરવા નહોતી. જે મળ્યું તે ખાઈ લેતા, ફાવે ત્યાં સુઇ જતા. કિલ્લાનું રક્ષણ કરવામાં પાછી પાની કરતા નહિ. ટાઢ, તડકો કશાની તેમને દરકાર નહોતી. બાદશાહનાં લશ્કરને આવતાં અનાજ, વગેરેના કાફલાઓ લુંટી લેતા અને ફાવે તે કિલ્લો યા પરગણું જીતી લેવા કુચ કરી જતા.

મુસલમાન લશ્કરની આવી સ્થિતિ હોવા છતાં, સરદારો આમ મોજીલા બની ગયલા છતાં ઔરંગઝેબ પોતે જરા પણ વિરમતો નહિ. એંસી વર્ષનો ડોસો અનેક જાતની પ્રવૃત્તિ હોવા છતાં જરા પણ અકળાતો નહિ. ધારેલી મુરાદ પાર પાડવામાં પાછી પાની કરતો નહિ. મુઆઝીમ કાબુલ તરફ હતો તેને તે સંદેશા મોકલતો. આઝીમ અને કામબખ્શને ગુજરાત અને મરાઠાઓની સામે લડાઈ કરવાની તદબીર બતાવતો, આગ્રામાં જાટ લોકોએ કરેલા તોફાન માટે તેમને દાબી દેવા પ્રયાસ કરતો, મુલતાનમાં કેર વર્તાવી રહેલા શીખ લોકોને તાબે કરવા મથતો અને કંદહાર પાછું જીતી લેવા અનેક યોજનાઓ ઘડતો. નાનામાં નાના કારકુનથી મોટામાં મોટા ઓધ્ધેદારની નીમણુક જાતેજ કરતો. તેમના કામ પર જાસુસ દ્વારા દેખરેખ રાખતો પણ આખરે તે મનુષ્ય હતો. શાંતિની તેને જરૂર હતી ત્યારે તે બાદશાહથી દૂર નાસતી હતી. બાકીના સાત વર્ષ ઔરંગઝેબે લડાઇરંગ ગાળ્યાં. સલ્તનતની દશા એ સમયે વિપરીત થઈ ગઇ હતી. સામ્રાજ્યની રગેરગમાં સડો પેસી ગયો હતો, પાનાની હારજીત જેવી બાદશાહની સ્થિતિ હતી, તીજોરી છેક ખાલી થઇ ગઈ હતી. રજપૂત તેમજ મુસલમાન સરદારો સામ્રાજ્યના અંગ થવાને બદલે તેનાથી છુટા પડવા, સ્વતંત્ર બનવા પ્રયાસ કરી રહ્યા હતા. સામ્રાજ્યના ટુકડે ટુકડા થવાના ચિન્હ દેખાતાં હતાં. મોગલ સત્તાનો ડર ઉતરી ગયો હતો, ડર સર્વ કોઈના મનમાંથી ખસી ગયો હતો, વઝીરો, ઉમરાવો, શાહઝાદાઓ કેટલાક મોજ શોખમાં પડી ગયા હતા, તેમની રાજ્ય-કુશળતા નિદ્રામાં પડી હતી, જેમનામાં શક્તિ હતી, કુશળતા હતી તે પોતાનો સ્વાર્થ ઉત્તમ રીતે કેમ સાધવો તેના ઘાટ ઘડવામાં રોકાઇ ગયા હતા. સલ્તનતનું સત્યાનાશ વળે છે તેની કોઇને કનવાર નહોતી. સૈન્ય પણ નિર્માલ્ય થઈ ગયું હતું. સલ્તનતના માલેકને છોડી ઠાકરડાની સેવામાં જવા મુસલમાનો ખુદ લલચાતા હતા. બાદશાહમાં તેમને ઠેકાણે લાવવાની શક્તિ હવે રહી નહોતી.

તેની કાયા ધીરે ધીરે નબળી પડી ગઇ હતી. તેની તબીઅત દિન પ્રતિદિન બગડતી હતી. શાહજહાન જેવો પોતાને પ્રસંગ ના આવે તેટલા માટે શાહજાદાઓને પોતાની પાસે આવવા દેવા માગતો નહોતો. કોને પોતાનો વારસ ગણવો તે પણ સમજાતું નહોતું. ખરો હક્કદાર શાહજાદા મુઆઝીમ હતો પણ તેણે બંડ કરેલું ત્યારથીજ તેના પરથી તેનું મન ઉતરી ગયું હતું. આઝીમ પર પણ ખાસ મહેરબાની નહોતી. બાદશાહની તબીયત ઠીક નથી એમ સમજી શાહઝાદા આઝીમે પત્ર લખ્યો તથા પોતાને પણ હવા માફક નથી આવતી એમ જણાવ્યું. અઠ્યાસી વર્ષનો ડોસો અકળાયો ને તેણે લખી દીધું કે રાજ્યલોભ સિવાય દરેક હવા માણસને માફક આવે છે. માત્ર કામબખ્શ બંડ કર્યા છતાં, તેની વહાલી ઉદેપુરીનો પુત્ર હોવાથી તેની કૃપાને પાત્ર હતો પણ તેનામાં રાજ્ય કરવાના ગુણ નહોતા. આમ સખત મંદવાડને લીધે ચિંતા તેના મગજને ભમાવી નાંખતી, હતી હૃદયમાં વાસ કરી રહી હતી.

---

## પ્રકરણ ૨૭

### કરને જો.

ચૈત્ર સુદ ૯ ની રાત્રિ હતી, ચંદ્રમા પૂર્ણ ઉગ્યો નહોતો, પુર્ણિમાના પ્રકાશ જેવો તેનો પ્રકાશ નહોતો. દિવસ રામનવમીનો હતો, હિંદુઓનાં મનથી મહાન ઉત્સવ હતો, આખા ભારતવર્ષમાં તે પળાતો હતો. જ્યાં જ્યાં રાજમંદિર હતાં ત્યાં ધામધુમ અવર્ણનીય હતી. મંદિરો પૂર્ણ રોશનીથી ઝગઝગી રહ્યાં હતાં, પૂજારીઓ મોટા ઉલ્લાસમાં આવી જઇ દેવને નવાનવા વાગા, હિંડોળા હિંચી રહ્યા હતા, ગવૈયાઓ ગાન કરી રહ્યા હતા. આટલી બધી આનંદની છાયા છવાઇ રહી હતી છતાં સુલેહશાંતિનો સમય નથી, એમ દરેક ભજનીઆ પૂજારી, તેમજ દર્શન કરવા આવનારૂં મનુષ્યના કમરે લટકતી તલવાર પરથી સ્પષ્ટ સમજાતું હતું. કેટલાંક એવાં પણ શહેરો હતાં કે જ્યાં અસલ રામમંદિર હતાં પણ હાલ તે ઔરંગઝેબની ધર્મની ઝનૂનના ભોગ થઇ પડયાં હતાં. એવાં સ્થળોમાં પણ શાંતિ નહોતી. આવી ઝોહાકીથી દરેક હિંદુનું મન કચવાટથી બળી જતું હતું, તેના કર્તા સામું ઉશ્કેરાઇ રહ્યું હતું છતાં તેના હૃદયમાં રમી રહેલા રામનું રટણ વધારે ઉત્સાહથી તેઓ કરતા હતા, મૂર્તિપૂજાની ઉચ્ચ ભાવના સાબીત કરી આપતા હતા.

ખુદાને ખાતર, પાકદીનની ખાતર લડી, પોતાનાં લશ્કરની ભારે ખુવારી થયા પછી, પ્રપંચ રમી, લાંચરૂસવતથી 'શીઆ' સરદારોને જીતી લઇ, દક્ષિણનાં 'શીઆ' રાજ્યોને ઉખેડી નાંખી, મરાઠાઓ સામે મેદાનમાં પડી મહામહેનતે વિજયની માળા પહેરતાંજ 'ખુદાદાદ' ને બદલે તેણે ઔરંગાબાદ આબાદ કર્યું. બાગ, બગીચા, મહેલો ત્યાં બંધાવી દીધં; ઔરંગઝેબ પોતાને માટે બંધાવેલા એક મહેલમાં પડયો હતો. લશ્કરનો ત્યાં મોટો જમાવ થયો હતો, તેમાંનો કેટલોક ભાગ અત્યારે પૂર્ણ શાંતિ ભોગવતો હતો, રૈયતનો મોટો ભાગ ગાઢ નિદ્રામાં હતો. માત્ર છુટાછવાયા રજપૂતો પોતાની છાવણીમાં આનંદથી કલ્લોલ કરતા હતા. હિંદુઓની વસવાટવાળી જૂજ જગાઓમાં ચૂપકીથી ભજનકીર્તન ચાલી રહ્યાં હતાં.

રાતના બાર વાગતાનો સુમાર થયો હતો, હકીમ દવા આપી બાદશાહની પાસેનાજ દિવાનખાનામાંજ સુતો હતો. માત્ર બેત્રણ ગુલામોજ બાદશાહની સેવામાં હતા. ઔરંગઝેબની માનીતી ઉદેપુરી બાજુ પર આવેલા એક પલંગ પર સુતી હતી. વધારે માણસોને ઔરંગઝેબ પોતાની પાસે આવવા દેતો નહોતો. શાહજાદાઓને પાસે બોલાવવા હકીમે સુચના કરેલી પણ ઔરંગઝેબે ચોખ્ખી ના પાડેલી. નેવ્યાસી વર્ષના ડોસાનું મન સંસાર પરથી જરા પણ ઉઠી ગયું નહોતું, ભર જુવાનીમાં ફકીરી લેવા ઇચ્છનાર, શહેનશાહતની જરા પણ પરવા ના રાખનાર, રાજ્યાસન માટે પોતાને નાલાયક ગણનાર, પ્રભુભક્તિમાં લીન થવાની ડાહીડાહી વાતો કરનાર, મુરાદને હાથતાળી આપનાર ઔરંગઝેબને શહેનશાહ તરીકે મરવાની હોંસ કમી થઇ નહોતી. શાહજાદાઓ આવી, માંહોમાંહ લડી યા તો મળી જઇ તેનું કાટલું કરી નાંખી, દુનિયાને ફાની બનાવનાર બાદશાહનું જીવન એક પળ પણ ઓછું કરી નાંખશે, ખુદાની બંદગી માટે તેની હજૂરમાં જરા પણ વહેલો મોકલી આપશે તેની તેને ધાસ્તી હતી. મહેલની આસપાસ લશ્કરનો કોટ કરવામાં આવ્યો હતો. કોઇને પણ મહેલમાં રજા વગર આવવા હુકમ નહોતો. વિચારમાં આચારમાં પોતાનીજ બુદ્ધિ પર ભરોસો રાખી, કોઇની પણ સલાહની જરૂર ના સમજી અત્યાર સુધી એકલોજ તે રહ્યો હતો. કુટુંબસુખ વાત્સલ્યપ્રેમનું તેને ભાન નહોતું, શાહજાદાઓનું મોં જોઇ આંખ તૃપ્ત કરવાની તેની ઇચ્છા હતી તો ખરી તો નહોતીજ. પોતાના નામ માત્રથી ત્રાસ આપનાર, શાહજાદાઓને પણ ડરાવી નાંખનાર બાદશાહ કાયરથી

પરવશ બન્યો હતો, મરવાની અણી પર હતો, બધાથી ડરતો હતો. જેની સમક્ષ જવા સામે બોલવા કોઇની પણ છાતી ચાલતી નહોતી, જીભ ઉપડતી નહોતી તે કોઇને પણ સમક્ષ આવતો જોવાની હિંમત દાખવી શકતો નહોતો.

સમય બળવાન છે. મનુષ્ય બળવાન નથી. મદ, ગર્વ, અહંકાર અભિમાન સર્વ મિથ્યા છે. કર્તા હર્તા જગતનો મહાપિતા છે. આપણું કર્તવ્ય વિચારી, સમજી સન્માર્ગે ચાલ્યા જવું એ મનુષ્યનું કામ છે, ફળપ્રાપ્તિ માટે પ્રભુ પર વિશ્વાસ રાખવો એમાંજ આપણું માન છે. પ્રભુમય થવું, બ્રહ્મમય બની જવું એ આપણું વિરામસ્થાન છે.

બાર થયા; એક થયો. બાદશાહની હજૂરમાં રહેલા ત્રણ ગુલામ સિવાય દરેક તેમજ પહેરેગીર સિવાયના મહેલની બહાર વસનાર મોટે ભાગે ગાઢ નિદ્રામાં હતા. બાદશાહની આંખ મળતી નહોતી. પહેરેગીર કલાકે કલાકે ઘંટ વગાડતો તેના ટકોરા તે ગણ્યાં કરતો. રાતનો વખત જેમજેમ પસાર થતો તેમ તેમ ઉંઘ ના આવવાથી અથાગ મહેનત લેતો, બિછાના પર આમતેમ પછાડા મારતો, આમતેમ આળોટતો હતો, અકળાતો હતો.

બે વાગ્યા, આંખ મળી ગઇ, નિદ્રાદેવી પ્રસન્ન થઇ, પણ બાદશાહને કળ વળતી નહોતી એમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોનારને ચોખ્ખું દેખાતું હતું. સ્વપ્નની હારની હાર ચાલી આવી. લડાઇમાંજ વ્યર્થ જીવન ગુમાવવાની નજર આગળ લડાઇને જ ચિતાર ખડો થઇ ગયો. એક દિશામાં શાહજહાન પોતાના શાહજાદાઓને લઇ ચડાઇ કરવા આવ્યો હતો ત્યારે બીજી બાજુએથી રજપૂત અને મરાઠા દળ ઔરંગઝેબને હંફાવવા પ્રયાસ કરી રહ્યું હતું. બન્ને બાજુના લશ્કરમાં કોઇ પણ જાતનો વિરોધ હોય એમ લાગતું નહોતું નહોતું, ઔરંગઝેબને હંફાવવો એટલુંજ બન્નેનું લક્ષ્યસ્થાન હતું.

લશ્કરના અગ્ર ભાગે વૃદ્ધ શાહજહાન અને ગોવલકોંડાના કુતુબશાહ વાત કરી રહ્યા હતા. રાજદ્રોહી મીર જુમલાને ઔરંગઝેબની સલાહથી પોતાની નોકરીમાં રાખવા માટે તેના પર વિશ્વાસ કરવા માટે શાહજહાન દિલગીરી બતાવતો હતો અને દારા અને શુજા મીર જુમલાની કતલ કરી શાહજહાન કને ઘસડી લાવ્યા. દારાએ આવી તેનું માથું કુતુબશાહના ઘોડા આગળ મૂકી દીધું, શુજાએ તેનું શરીર શાહજહાનના ઘોડા આગળ ફેંક્યું. શાહજહાન અને કુતુબશાહ ચમક્યા. બરાબર નજર પડતાંજ મીર જુમલાને બન્ને જણાએ ઓળખ્યો.

પોતાની પાસેજ ઉભેલા માણસને એ શરીર તથા ધડ ત્યાંથી દૂર કરવા બન્ને જણાએ હુકમ કર્યો. દારા અને શુજા વચ્ચે આવી ઉભા.

'ગરીબપરવર, એના પરથી ઘોડો દોડાવી મૂકવામાં કોઈ પણ જાતનું પાપ નથી. નિમકહરામને એટલી શિક્ષા પણ પૂરી નથી. એના સલાહકાર ઔરંગઝેબની સામે એને આવો ઇન્સાફ આપવામાં તેને પણ ઇન્સાફ મળશે.'

શાહજહાન—દારા, શુજા, નાદાન ના થાઓ. અમારૂં કહ્યું માનો. એ શરીરને દૂર થવા દો. એને કે એના સલાહકારને ઇન્સાફ આપવાનું અમારૂં કે તમારૂં કામ નથી.

દારા અને શુજા ખસી ગયા. દેખાવ બદલાઇ ગયો. દારાનો શાહજાદો સુલેમાન શીકો, દારાને ખરી અણીને વખતે ફસાવનાર, ઔરંગઝેબને મળી જનાર, ખલીલુલ્લાખાનને કેદ કરી વૃદ્ધ શાહજહાન આગળ આવી ઉભો. ખલીલુલ્લાખાન પગે પડી બોલ્યો. જહાંપનાહ મને માફ કરો. હું ગુનેહગાર છું. નિમકહરામ છું. જેને ખાતર મેં આપનો પક્ષ છોડી દીધો તેણેજ મને યોગ્ય શિક્ષા કરી છે. મને રજા આપો, મને છુટો કરો. હું મારૂં પાપ ધોઇ નાંખવા બનતો પ્રયાસ કરીશ. કદી પણ નિમકહરામ થઇશ નહિ. શાહજાદાને ઇસારત થતાંજ ખલીલુલ્લાખાનને મુક્ત કર્યો. જાઓ રજપૂત દળમા જઇ જસવંતસિંહજીને મળો. તે તમારો યોગ્ય સત્કાર કરશે.

ઔરંગઝેબ આ દેખાવ જોઇ બાવરો બની ગયો. તેના મોં પર કોઇ જાતની શાંતિ નહોતી. શાહજહાનનાં લશ્કરની તરફ નજર કરી. વગર મોતે મરેલા, રજપૂતો તેમજ મરાઠાને હાથે રામશરણ થયલા મુસલમાન સરદારો તથા સિપાહીઓની અગણિત સંખ્યા તેની સામે ઉભી હતી. શાહજહાન, દારા, શુજા, વગેરે માટે પ્રાણ આપી મુએલું લશ્કર સજીવન થઇ પોતાના સરદારોના હુકમની રાહ જોતું તેની સામે ઉભેલું દેખાયું. ઔરંગઝેબે શાહજહાન સામે જોયું. તેને જીવતો જાગતો જોઇ, પાયતખ્ત છીનવી લેશે એમ સમજી તેનાં અંગ પર તે ધસ્યો. દારા, શુજા, સુલેમાન શીકો એકદમ સામા તલવાર ખેંચી ઉભા. મુરાદ એટલામાં ઘોડો દોડાવતો સામે આવી ઉભો. અને ગર્જના કરી ઉઠયો. "કેમ, ગભરાવું શા માટે પડે છે, આ બધાઓની કતલ કરી બાપને બંદીખાનામાં નાંખી, ફકીરી લેવી છે કે નહિ, રાજ્યગાદી મને અપાવવી છે કે નહિ, કુરાનના કસમ ખાધા છે તે યાદ છે કે નહિ ?" ઔરંગઝેબ થરથર ધ્રુજવા મંડયો. મુરાદનો માનીતો શાહ અબ્બાસ ઉઠયો. એ

કાયરનો ભરોસો કોઇએ કરવાની જરૂર નથી. ફકીરીનું માત્ર નામ છે બાકી તમારા બધાનું સામટું કાસળ કાઢી નાંખવું એજ એનો ઇરાદો છે." બધાજ ભાઇઓ એક થઇ ઔરંગઝેબ પર તુટી પડવા તૈયાર થયા, અને ઔરંગઝેબે બીજો દાવ નાંખવા તૈયારી કરી. સંધિનો વાવટો બતાવી રજપૂત લશ્કર તરફ દોડયો. રાજસિંહ, જયસિંહ, જસવંતસિંહની મદદ માગી, તેમને આજીજી કરી મહેણાં મારી, પોતાની ભલાઇના ભોગ થઇ પડેલા રજપૂતો તરફ આંગળી કરી, તેમનું વેર લેવા તે ત્રણે રાણાઓએ ઇચ્છા બતાવી. ઔરંગઝેબ જેવા કોલ આપનારનો તેને પૂર્ણ અનુભવ થયો હતો. તેનાં વચનમાં તેમને વિશ્વાસ આવ્યો નહિ, ને પૃથ્વીસિંહ બે હાથમાં નાગી તલવાર લઇ ઔરંગઝેબ પર ધસ્યો. ઔરંગઝેબ ઉભી પુંછડીએ નાઠો. એના પોતાના સૈનિકો પણ દુશ્મન દળમાં મળીજ જતા દેખાય.

આંખ ઉઘડી ગઇ, ચારના ટકોરા થયા. આકુળ વ્યાકુળ થઈ ઔરંગઝેબે આમ તેમ નજર કરી. ત્રણ ખીજમતદાર સિવાય કોઈ દેખાયું નહિ. મનને શાંત કરવા, શરીરનો તાપ ઓછો કરવા, મગજને શાંત પાડવા સરબત માંગ્યું. સરબત પી ગયો પણ શાંતિ વળી નહિ. દિવસ આખો ઉદ્વેગમાં ગયો. રાત પડે તેની રાહ જોવા લાગ્યો, હકીમ પાસે નિદ્રા આવે તે માટે દવા ખાઇ સુતો. રાત પડતાંજ આંખ મળી ગઇ. સ્વપ્નો પાછાં તાજાં થયાં. ઉદેપુરી પલંગ પાસેજ બેઠી હતી. બાદશાહની આવી સ્થિતિ જોઇ વા નાંખતી હતી. ઓરંગઝેબ ચમકી બોલી ઉઠયો. "પાકદીનમાં ફુલવું આખી સલતનત." ઉદેપુરી કંઇ સમજી શકી નહિ, બોલી નહિ, પણ ઔરંગઝેબને કોઇએ જવાબ આપ્યો હોય એમ તેના ગભરાયલા ચહેરા પરથી સમજાતું હતું. ફુલી, ફુલી અવાજ આવ્યો; ઔરંગઝેબ કોણ બોલ્યું તે જાણવા તત્પર થયો ને તેજસિંહ અને સુલતાની આકાશમાંથી આવી સામે ઉભા. સુલતાની બોલી ઉઠી, "બાદશાહ, દીન-ધર્મ, પાકજ હોઇ શકે, પવિત્રજ હોઇ શકે. ખોટા વિચાર મૂકી દો, મનનો ભ્રમ હોય તે કાઢી નાંખો. મથુરા, કાશી, ઉદેપુર, વગેરે સ્થળોમાં વર્તાવેલા કેરનાં પાપ ધોઇ નાંખો, એ દહેરાંઓનો જીર્ણોદ્ધાર કરો. તેજસિંહની મદદ લો." ઔરંગઝેબનો ક્રોધ માયો નહિ, ગર્જના કરી ઉઠયો. "બેવફા બેટી, બકવાટ બંધ કર. તું તારે રસ્તે ચાલી જા." ફુલી સલતનત, ફુલી એમ બોલતાં બોલતાં તેજસિંહ તથા સુલતાની અદશ્ય થઇ ગયાં.

ત્રીજો અવાજ આવ્યો. "ઔરંગઝેબ, આ હઠ છોડી દે, ધર્મની

લડાઇ જવા દે, સલ્તનત હતી ના હતી થઈ જશે. આગળ જતાં ભારી પડશે, પસ્તાવું પડશે. દરેક વર્ણને એક સરખી ગણી લે, જઝીઆવેરો કાઢી નાંખ, અને સુખેથી રાજ્ય કર." ઔરંગઝેબ એ અવાજ એળખી શક્યો નહિ. કોણ બોલે છે, ક્યાંથી સાદ આવે છે તે જોવા તેણે નજર ફેરવી પણ કોઇ દેખાયું નહિ. શાહજહાન, દારા, સુજા, મુરાદ બોલતા સંભળાયા. "પરવરદિગાર, અમને દુઃખ દીધાનું, અમારૂં ખુન કર્યાનું, પોતાના પાપ ધોયાનું આમાં એ પ્રાયશ્ચિત સમજે છે, એક પાપ ધોવાને ખાતર બીજું મોટું પાપ વહોરે છે, તારી ખુદા) પોતનીજ સામે બંડ ઉઠાવે છે. એને અટકાવવાની જરૂર નથી. કરેલા ખુનનું પાપ સો ભવે પણ ધોવાવાનું નથી." સુલતાન મહમદનો કોઇએ હાથ ખેંચ્યો. તેણે આમ તેમ જોયું. કોઇજ આસપાસ હતું નહિ. ચાચાઓને મળવા તે જતો હતો નેજ ઔરંગઝેબે તેને કેદ કરી લીધો, સખત જાપતામાં મૂકી દીધો. મુઆઝીમ, કામબખ્શ પણ એજ પ્રમાણે શત્રુનાં દળમાં ભળી જવા લલચાયા, ગયા પણ ઔરંગઝેબે તેને ખેંચી લીધા. પોતાનો માનીતો શાહજાદો અકબર ક્યાં છે તે જોવા તેણે નજર ફેરવી તો તેને તો રજપૂત દળમાંજ ઉભેલો જોયો. તલવાર કાઢી તેના પર ધસવા દોડયો ને અકબર, દુર્ગાદાસ અદૃશ્ય થઇ ગયા. પોતે હવે જીવવાનો નથી એમ ઔરંગઝેબને લા યું. મૃત્યુ સમીપ દેખાયું. શાહજહાનનાં મૃત્યુ પછી તેણે ઢોંગ તો નથી કર્યો તેની ખાતરી કરવા, મૃત્યુવશ થયલ પિતાના પગ પર ફેરવેલા, તપાવેલા લોઢાના સળીઆનો મારો તેના આખા શરીર પર ચાલવા માંડયો. પગ તો બળતા અગ્નિમાં પડયા હોય તેમ તપવા લાગ્યા. માથા અને ગળાના ભાગ ઉપર પણ એ મુજબજ વરસાદ વરસવા લાગ્યો. આખા શરીરમાં અગ્નિ અગ્નિ થઇ રહ્યો, ઔરંગઝેબ બાવરો બાવરો બની ગયો. હાથ પગ પછાડવા મંડી ગયો, ચીસાચીસ પાડવા લાગ્યો.

"બાવાજાન, હું બળું છું, મરૂં છું, મને માફ કરો, છોડી દો. ભાઇઓ, મેં તમારો અપરાધ કર્યો. મને જવા દો, મને તપેલા લોખંડના સળીઆ ભોકો નહિ. હિંદુઓ, મેં તમારા પર બહુ જુલ્મ કર્યો. તમે ભલા છો, ભોળા છો. તમારી મેં કદર ના કરી. સલ્તનતનું મેં સત્યાનાશ વાળી નાંખ્યું. મોગલાઇ મેં ડુબાવી નાંખી. મને બચાવો. મારૂં રક્ષણ કરો. હુ તમારે શરણે આવ્યો છું, તમારો ધર્મ તમે ચૂકતા ના, મને ઉગારો."

ઉદેપુરી તેને શાંત કરવા અનેક ઉપચારો કરતી હતી, ગુલાબજળ છાંટતી હતી, પણ કંઈ પણ પત્તો લાગતો નહોતો.

"ઓ ખુદા, તું એકજ છે, બધાનો છે, મારા પર દયા કર. તારો ગેબી અવાજ હું સમજી શકયો નહિ. મેં અનહદ મૂર્ખતા કરી, મને ઓછી સજા થઇ નથી. હવે જવા દે. કુરાનના કસમ પણ મેં પૂરા પાળ્યા નહિ. ઓ પેગંબર, મારા પર રહેમદિલી કર." ગેબી અવાજ આવ્યો, "રાજપુત્રો, આ દુષ્ટનું રક્ષણ કરો."

રાજસિંહ, જયસિંહ, જસવંતસિંહ વગેરે પાસેજ હતા, તેઓ આવી પહોંચ્યા ને વિશેષ મારો થતો તેમણે અટકાવ્યો. શાહજહાન વગેરે એક પછી એક અદૃશ્ય થઇ ગયા. આકાશ પરથી વિમાન ઉતરી આવ્યું, રાજસિંહ વગેરે તેમાં બેસી સ્વર્ગમાં ગયા. 'કર ને જો' એટલું બોલી ગેબી અવાજ પણ તેમની પૂંઠેજ ચાલ્યો ગયો ને આંખ ઉઘડી ગઇ.

ઉદેપુરી ગુલાબજળ છાંટતી હતી, વા નાંખતી હતી તેની સામે બાદશાહે જોયું તેનો હાથ પકડી લીધો, હૃદય સાથે ચાંપ્યો, માથા પર મૂકયો ને બોલ્યો.

"ઉદેપુરી, ગુલાબજળ છાંટવાની હવે જરૂર નથી, વા નાંખવાથી કંઇ લાભ નથી. મારો વખત ભરાઇ ચુકયો છે, ખુદાનો સંપૂર્ણ ખોફ મેં વહોરી લીધો છે. 'પાકદીનમાં ફુલાવું આખી સલતનત' એ મારો મોહમંત્ર હતો, મહાન્ પેગંબરનો મને ઉપદેશ હતો, કુરાને શરીફનો મારા મનથી 'કલમા' હતો એમ સમજી મેં દેશને પાયમાલ કરી નાંખ્યો, મારી બન્ને પ્રજાને મેં લડાવી મારી, વગર સબબે તેમની એકેકને હાથે કતલ કરાવી. આખરે હું હાર્યો. સત્તાનો મેં દુરુપયોગ કર્યો, મારે હાથેજ મારા દેશનો મેં નાશ કર્યો, મારા ઉદ્દેશને મેં ભાંયભેગો કર્યો. તારાજ થયલાં હિંદુઓનાં દહેરાંઓ મારા રાજ્યની પાયમાલીનાં કારણરૂપ બન્યાં. હિંદુઓ પોતાના દીન માટે, ધર્મ માટે પ્રાણની આહુતિ આપતા થાકયા નહિ. લાંચ, રૂસવત, સુબેદારી, ઓહ્દેદારી આપવાની વાત કરી અનેક છળકપટથી મેં તેમને મુસલમાન બનાવવા ધાર્યો. પણ તેઓએ જરા પણ મચક આપી નહિ. રાજ્યાસન, મહેલ, વાડી, વજીફા કશાની તેમણે દરકાર કરી નહિ. તેમની ધર્મની સમજ-દીનની સમજ, પાક ના હોય તો એમ બનેજ નહિ. મારા કરતાં ખુદાની ભક્તિમાં તેઓ જરા પણ

ઓછા ઉતર્યા નહિ, તેનામાંજ વિશ્વાસ રાખી પોતાનું કામ કરી ગયા. હું મને પોતાનેજ ઓળખી શકયો નહિ, ખુદાની મરજી સમજી શકયો નહિ, તેનાં અનુપમ તેજને ભાળી શકયો નહિ. મને આટલી જિંદગી બક્ષી તે પણ ખુદાનો મારા પર એક ખોફ થયો છે એમ હું સમજું છું. પાપનો હરેક ઘડીએ મેં ભારો બાંધ્યો છે. એક પળ પણ મને વિરામ મળ્યો નથી, સુખે હું સુતો નથી. મરતી વખતે પણ મારા જીવને કોઇ પણ રીતે શાંતિ નથી. હું દુનિયામાં આવ્યો ત્યારે સાથે કંઈ પણ લાવ્યો નહોતો અને જઇશ ત્યારે પાપના ભારા સિવાય મારી સાથ કશું આવવાનું નથી. મારા ગુનાહ ભુલી શકાય એવા નથી, તેનું કોઇ પણ પ્રાયશ્ચિત્તજ નથી મારા અપરાધોની શી શિક્ષા થશે તે પણ હું સમજી શકતો નથી. મારા પાપની પરિસીમાજ નથી, કોઇ પણ જાતની શિક્ષાથી તે ધોવાવાનાં નથી. મુક્તિની મારે આશા રાખવી એ માત્ર શેખચલ્લીના વિચાર સમાન છે. ખુદાની સામે જોવા મારી છાતી ચાલતી નથી. તેનું ઉગ્ર સ્વરૂપ જોઈ શકવાની મારામાં હિંમત થથી.

ઉદેપુરી—ખુદાવંદ, ખુદામાં વિશ્વાસ રાખો, તે સહુ સારૂં કરશે. તબીઅત ઠીક ના હોવાથી ગમે તેવાં સ્વપ્નો આવવાથા તમારૂં મન ભમી ગયું છે. હુકમ હોય તો હકીમજીને બોલાવું.

ઔ—કોઇ પણ હકીમની હવે જરૂર નથી. હકીમના હકીમ પાસે વહેલો ચાલ્યો જાઉં એટલે થયું.

જેમ તેમ કરી બીજી વાતમાં નાંખી, ઉદેપુરીએ ઉપલી વાત ભુલાવી દીધી. ઔરંગઝેબ ઉંઘમાં આવ્યો, આખી રાત વા નાંખતી ઉદેપુરી બાદશાહના પલંગ પર જાગતી બેઠી રહી.

સવાર થતાંજ મુસલીમખાન રોજની માફક બાદશાહની તબીઅત જોવા આવ્યો, બાદશાહે તેને પોતાની પાસે આવવાની મના કરી. બહારથીજ તે ચાલ્યો ગયો અને ઔરંગઝેબે સુલતાનીને પોતાની પાસે બોલાવી, તેના માથા પર હાથ મૂકીને કહ્યું; સુલતાની, હું હાર્યો ને તમે જીત્યાં. તેજસિંહજીને આ પેગામ મોકલજો.

સુલતાનીનું વત્સલ હૃદય પીગળી ગયું. બાદશાહના બીજા હાથે ચુમી લઇ તે રોઇ પડી. ઔરંગઝેબની આંખમાં પણ પાણી આવી ગયાં ને સુલતાની બોલી, ચચાજાન, તમારી ખરી બુઝોર્ગીના વખતે હું તમને દુઃખનું કારણ થઈ પડી. હું જન્મીજ ના હોત તો સારૂં થાત. મારાથી કંઇ પણ અઘટિત બોલાયું હોય તો માફ કરજો.

ઔ૦—બેટા, હું તને માફ કરવાને લાયક નથી. તારી તેમજ ટેકીલા તેજસિંહની માફી મેળવવા હું નસીબદાર નીવડું એટલેજ બસ. બીજું કોઇ પણ મને માફ કરે એવી મને આશાજ નથી. બેટા, જા, તમારૂં કલ્યાણ થાઓ.

દિવસ પાંચ છ નીકળી ગયા અને ચૈત્ર વદ બીજને દિવસે મહાન્ ઔરંગઝેબ પડયો, ગયો તે સાથેજ બાબરની કુશળતાથી મળેલી, અકબરની ઉદારવૃત્તિની રાજ્યનીતિથી પૂર બહારમાં આવેલી, શાહજહાનના દોર અને દમામથી નિભાવી રખેલી સલતનત, આલમગીરની આપખુદીથી હતી નહતી થઇ. દક્ષિણમાં તેમજ રાજસ્થાનમાં થયલી અસંખ્ય લડાઇઓને લીધે એનું લશ્કર થાકી ગયું હતું, અને દૂર બેઠા બેઠા, અત્યંત પરિશ્રમ લઇ, અથાગ મહેનત કરી, અનેક જાતનાં કષ્ટો વેઠી, રાજ્યમહેલમાં મળતા એશઆરામની જરા પણ પરવા ના કરતાં, અડગ ધૈર્ય રાખી, સ્વસ્થ ચિત્તે સુદૃઢ મને ચાવી ફેરવનારનો, દેહ પડતાંજ મોગલો થંડા પડી ગયા. અપૂર્વ બુદ્ધિથી સુકાન ફેરવનાર સુકાનીની ગેરહાજરીને લીધે તેમનું વહાણ ખરાબે ચઢયું, અડગ ધૈર્યથી સ્વેચ્છા મુજબ વર્તનાર સરદારની સરદારી વગર તેમનું તેજ નિસ્તેજ થઇ ગયું, ગૌરવ જતું રહ્યું અને રૂથની સ્થિતિ ડામાડોળ થઇ ગઇ.

એક મહાન્ મહાસાગર હોય, અસંત તોફાન મચાવી રહયો હોય અનેક વહાણોને ઉથલાવી મુકતો હોય, મોજાંના ઉછાળા ખૂબ જોરમાં મારી રહ્યો હોય અને ધરતીકંપના માત્ર એકજ આંચકાની સાથે જળ સ્થાં સ્થળ થઇ જાય, શાંત ધરતી બની જાય તેમ ઔરંગઝેબના મૃત્યુ પછી સલતનત દેખાવા લાગી. જળને ઠેકાણે સ્થળ થઇ ગયું, સ્થળની જગાએ જળ વહેવા માંડયું.

સાત માળની હવેલી હોય, રાજ્યમહેલને પણ હઠાવી એવી સુંદર હોય, આકાશ જોડે વાત કરવા માગતી હોય એટલી બધી ઉંચી હોય, તેની ઉંચી અટારી પરથી દશે દિશાની દૃષ્ટિ મર્યાદા સમીપ દેખાતી હોય તેનો પાયોજ માત્ર જરા નબળો પડતાં કકડભુસ કરતી ઢગલો થઇ એકદમ તુટી પડે તેમાં રહેનાર, વસનારને મરણતોલ કરી નાંખે તેમ આલમગીરનું મોત થતાંજ મોગલ વંશના કકડા થઇ ગયા, ને મોતને શરણે ગયું.

—

# પ્રકરણ ૨૮ મું

## અજિત.

અરધ નિરતાનના પહાડી પ્રદેશમાં, બરફનાં ડુંગરોમાં જન્મી, માતાના ગર્ભમાં સાત માસ પૂરા થાય તે પહેલાં, પૃથ્વી પર આવી જન્મ લેતાં પહેલાં, પિતાનાં સુખનું નામ માત્ર પણ ભોગવવા પ્રથમથી દુર્ભાગી, રાઠોડ સરદારોની અનુપમ દેશભક્તિને લીધે બાદશાહના પંજામાંથી છટકવાને નીવડેલો, આરાવલ્લીની ખીણોમાં, આબુના ડુંગરોમાં શિવસિંહ અને મુકુંદ જેવા દેશભક્ત સરદારોની છાયામાં મોટો થયલો અજિત ભર જુવાનીમાં આવ્યો હતો. તેનું શરીર કદાવર હતું તેમજ તેની મગજશક્તિ બહુ ઉત્તમ પ્રકારની હતી. પાકો વિચાર કર્યો પછી કરેલો દૃઢ નિશ્ચય તે કોઇ દિવસ ફેરવતો નહિ. શારીરિક બળ તો એને રાણા જસવંતસિંહ તરફથી વારસામાં મળ્યું હતું. બાપ કરતાં કોઈ પણ રીતે બહાદૂરીમાં અજિત ઉતરે એમ નહોતો. આબુના વન પ્રદેશમાં ઉછરતો હતો ત્યારથી તેણે પોતાની બહાદુરીની છાપ પાડી હતી. આઠ વર્ષની ઉમરે તેના વીર સરદારોની ઇચ્છાને આધીન થઇ તે પ્રકાશમાં આવ્યો અને અગિયાર વર્ષની કુમળી વયે વીસ હજાર રાઠોડોની સરદારી નીચે દુશ્મનના દળમાં જઇ કાળના મોંમાં પેસી અજમેરના સુબા સેફીખાનને તેના પોતાનાજ વતનમાં થાપ આપી, તેની સઘળી તદબીરોનો નાશ કરી, તેની પાસે માફી મંગાવી, શરણે આણ્યો. આ વખતે તેની ઉમર છવ્વીસ વર્ષની હતી, હતી, એની જન્મકુંડળી મંડાતાંજ એના હક્ક માટે, રાઠોડોનાં ગૌરવ માટે, મરુદેશને મુસલમાનોના હાથમાંથી બચાવવાને માટે, રજપૂતોને કમર કસી બાદશાહ સામે મેદાન પડવું પડયું હતું. જન્મથીજ એના દેશને તારાજ કરનાર બાદશાહ અને તેની કોમ માટે વૈરભાવ ઉત્પન્ન થયો હતો. કોઇ પણ જાતનો લાગ આવે તેનીજ રાહ જોતો હતો. બાદશાહના મૃત્યુની ખબર મળતાંજ રાઠોડોની સરદારી નીચે જોધપુર સર કરવા ઝાલોરથી તેણે ઘોડો મારી મુકયો. જોધપુરનો સુબો તેનાં લશ્કરને જોતાંજ ગભરાયો. તેનું તમામ લશ્કર નાસભાગ કરવા મંડી પડયું. કેટલાક બીકના માર્યો પોતાનાં હથિયાર મુકી દીધાં. સુબો જાફરખાન શરણે આવ્યો, અજિત માટે કોઇ પણ જાતની લડાઈ કર્યા વગર તેણે પાટનગરના દરવાજા ખુલ્લા કરી દીધા અને પોતે ત્યાંથી નાસી ગયો. ૨૬ વર્ષ સુધી વગર કારણ અસંખ્ય દુઃખ વેઠી, પોતાના જાતભાઇઓની કતલ થતી જોઇ ગુસ્સે થયલા, ક્રોધમાં આવેલા

રજપૂતો પોતાનું ભાન ભૂલી ગયા. અસાધારણ કતલ તેમણે ચલાવી મૂકી, દયાને કારણે મૂકી દીધી. મુસલમાનો નિરાશ થઇ નાસભાગ કરવા મંડી ગયા, અનેક, રજપૂતોને શરણે આવ્યા. રજપૂતો પાસેથી જબરદસ્તીથી પડાવેલું ધન તેમને પાછું ઓકી નાંખવું પડયું. રજપૂતોએ મુસલમાનોને ત્રાહિ ત્રાહિ પોકરાવી, તેમની તલવારથી બચવાને દિવસે 'સીતારામ, હરિ હરિ, ગોવિન્દ, ગોવિન્દ' પોકારતા અને રાતે ચુપકીદીથી ઉભી પુંછડીએ જવા લાગ્યા. ઔરંગઝેબના ઉન્મત્ત વિચારોને ફટકો પડયો ઘોરમાં પડયાં પડયાં આ પોકાર તેના કાનને અથડાયો પણ તેનાથી કંઇ થઇ શકયું નહિ. હિંદને ત્રાહિ ત્રાહિ પોકરાવનાર, કરડી નજર માત્રથી તોબા પોકરાવનાર આલમગીર અત્યારે સાવ અશક્ત હતો. તે પડયે જ રહ્યો, હમેશને માટે મૂગોજ રહયો મેર્તા, સોજત, પાલી તેમના અસલ માલિકના કબજામાં આવ્યા. ગંગાજળ છાંટી, તુલસીપત્ર વેરી જોધપુરનું રાજ્યભવન પવિત્ર કરવામાં આવ્યું. ભાટ ચારણોએ વખતને અનુસરતાં કવિતો લલકારી જોધપુરને સ્વર્ગ સમાન બનાવી દીધું. રાજભક્ત, દેશભક્ત રૈયતે, સ્વર્ગની સુંદરીઓએ મોતીનાં તોરણો ટાંગી, ઓવારણાં લઈ, રાણાને પુષ્પથી વધાવી લીધો. બ્રાહ્મણોએ મંત્રોચ્ચારથી મહેલને ગજાવી મૂકયો. રાઠોડોએ 'હર, હર, મહાદેવ.' ની ગર્જના કરી નભોમંડળને કંપાવી મૂકયું, અને રાજ્ય પુરોહિતે આશીર્વચન ભણી રાણાને રાજ્યતિલક કર્યું.

અજિતસિંહે મારવાડના લશ્કરમાં વર્તાવેલા કેરના સમાચાર શાહજાદા આઝીમને મળ્યા પણ તે આખી સલતનત મેળવવાની ધામધૂમમાં પડયો હતો, આગ્રા તરફ પ્રયાણ કરતો હતો. સુલતાન મુઆઝમ ઉત્તર તરફથી પંજાબથી તેને મળવા આવવા નીકળ્યો. આગ્રા આગળ બન્ને ભાઇઓને ખુનખાર લડાઇ થઇ અને આખરે સુલતાન મુઆઝમ વિજયની માળા પહેરી બહાદુરશાહ નામ ધારણ કરી દિલ્હીનાં પાયતખ્ત પર બેઠો. અજિતસિંહનાં રાજ્યારોહણની ખબર પડતાંજ તેણે અજમેર તરફ લશ્કરને પ્રયાણ કરવા હુકમ આપ્યો. ગિહ્લોટ જાતિના સરદારો સાથે હરિદાસ અને ઉદાવત સરદાર રત્નસિંહ અજિતસિંહની કુમકે આવી ઉભા. બાદશાહનું લશ્કર "Bai Bilora" આગળ પડાવ કરી પડયું હતું, રાણો તેના પર એકદમ છાપો મારવા ધસ્યો. મુસલમાન લશ્કર ક્યારનું લડી લડીને થાકી ગયું હતું, બાદશાહની કુમકે રહેલા રજપૂત સરદારો

પોતાના ભાઇઓનો પગ નબળો થાય તે જોવા રાજી નહોતા અને આખરે સુજાયતખાન અને બુંદીના રાવ બુધસિંહ બાદશાહને સંધિનું કહેણુ મોકલ્યું. અજિતસિંહને 'તેજબહાદુર'નો ઇલ્કાબ બાદશાહે આપ્યો, જઝીઆને મારવાડમાંથી દેશવટો દીધો. ભલા અને ભોળા બહાદુરશાહે પણ ઔરંગઝેબની ગત ચલાવી, મુસલમાન સરદારોની શિખામણ લઇ, સારાસારનો વિચાર ના કરતાં રાણો પોતાની છાવણીમાં આવ્યો ને તરતજ બીજે રસ્તેથી મેરાબખાનને મારવાડ પર ચઢાઇ કરવા મોકલી દીધો. મરુભૂમિનો મોહ હજી કમી થયા નહોતો. અનેક થાપ પડી હતી છતાં તે ભુલી ગયો નહોતો. અજિતસિંહ પણ મનમાં ગાંઠ વાળી મૂગોજ રહયો, પોતાનો ગુસ્સો તેણે દબાવી દીધો, દાવ આવે સોકટી મારવાની રાહ જોતો ઉભો. શાહજાદો કામબખ્શ દક્ષિણમાં હતો તેનો મદ ઉતારવા, મહાત કરવા, બહાદુરશાહ અજિતસિંહને સાથે લઇ દક્ષિણમાં આવ્યો. અંબરનો સવાઇ જયસિંહ એ સમયે દક્ષિણમાંજ હતો તેણે અઝીમનો પક્ષ લીધો હતો. બાદશાહે તેની ગેરહાજરીનો લાભ લઇ તેના રાજ્યમાં પોતાનું લશ્કર મુક્યું હતું અને તેનાં નાનાભાઇ વિજયસિંહને રાજ્યનો હક્ક આપ્યો હતો. અજિતસિંહ તથા જયસિંહ દક્ષિણમાં ભેગા થતાંજ મળી ગયા.

બહાદુરશાહના જીવને શાંતિ નહોતી, ઉત્તરમાં શીખ લોકો રમખાણ મચાવી રહ્યા હતા, સ્વતંત્ર થવાની તૈયારી કરી રહ્યા હતા. આણી તરફ મારવાડના અજિતસિંહ અને અંબરના જયસિંહનું સંમેલન થતાંજ બળતામાં ઘી હોમાયું. સમય બદલાયો હતો. બહાદુરશાહે પોતાનાં શાહજાદાને તે બન્ને રાણાઓને મનાવવા મોકલ્યો. રાણાઓ પોતાનાં લશ્કર સાથ આવી બાદશાહને મળ્યા. તેમને મનગમતી માગણીનો સ્વીકાર ના થતાંજ બન્ને રાણાઓ બાદશાહને પુછ્યાગાછ્યા વગર, તેની રજા વગર, પોતાનાં લશ્કર સાથે મેવાડ કુચ કરી ગયા. મેવાડના અમરસિંહે તેમને આવકાર આપ્યો તથા તેમના હક્ક માટે બાદશાહ જોડે લડવા તૈયારી કરવા માંડી. ત્રણે રાણાઓએ સંધિ કરી. અકબરના સમયથી, ટેકીલા નરવીર પ્રતાપના ટેકને માન આપી ચાલતી આવેલી રૂઢિમાં આ સંધિથી ફેરફાર કર્યો. બાદશાહને કુંવરી આપવી નહિ એમ મારવાડ અને અંબરના રાણાઓએ કબુલાત આપી અને મેવાડ, મારવાડ અને અંબરની વચ્ચે અસલની માફક બેટી વ્યવહાર શરૂ થયો. જલાલુદીન અકબરના સૂત્રને ફટકો પડયો, શિસોદીયા કુળદીપક વીર પ્રતાપનો આટલે વર્ષે વિજય થયો.

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી થવાના સમાચાર મળતાંજ બાદશાહ અકળાયો, મેરાબખાન ગભરાટમાં પડયો. ત્રીશ હજાર રાઠોડોની સરદારી નીચે અજિતસિંહ અને સવાઇ જયસિંહ મારવાડ તરફ ધસ્યા. જોધગઢને ઘેરી લીધો. મેરાબખાનને નમણું મૂકયા વગર છુટકો નહોતો, શરણે આવ્યા સિવાય બીજો કંઇ આરો નહોતો. તેનાં લશ્કરનો મોટો ભાગ રજપૂતોની તલવારનો ભોગ થઇ પડયો. કિલ્લામાં અનાજ વગેરે પણ ખુટી પડયું. તેને જીવતો રહેવા દેવામાં આવે તો જોધપુરના દરવાજા ખુલ્લા કરવા, શરણે આવવા, કિલ્લો સોંપી દેવા તેણે ઇચ્છા બતલાવી. અજિતસિંહ તેમજ તેના રાઠોડો બાદશાહ પર પૂરૂં વેર લેવાની તરફેણમાં હતા પણ દેશભક્ત વીર દુર્ગાદાસ વચ્ચે પડવાથી મેરાબખાનને જીવતો મૂકવામાં આવ્યો. પછી અંબરપતિ જયસિંહ 'સુરસાગર' આગળ પડાવ નાંખી પડયો, અજિતસિંહ તેની મદદે દોડયો. ત્રિપુટીનું લશ્કર એક થતાંજ આગ્રા દિલ્હી ધ્રુજવા લાગ્યાં, તેની સલ્તનતનો પાયો કંપવા લાગ્યો. અજમેર આગળ રજપૂતોનું લશ્કર આવી પહોંચ્યું ને અજમેરનો સુબો ખાજા કુતુબની દરગાહમાં ભરાઇ બેઠો. બાજ પક્ષી તેના શિકાર પર ફાળ મારે તે મુજબ રજપૂત લશ્કર સંભરના તળાવ ઉપર ધસી ગયું. જયસિંહના નિમકહલાલ માણુસો તેને દરેક દિશામાંથી મદદ કરવા દોડી આવ્યા. બાર હજાર માણુસોનું લશ્કર લઇ સૈયદ હુસેન રજપૂતો સામે ધસ્યો. ૭ હજાર ઉપર તેનાં માણુસો માર્યાં ગયાં, બાકીના ફાવે તેમ ભરાઈ બેઠા, નાસી ગયા. મંદોર પડયું, અંબર મુસલમાનોએ મુકી દીધું અને સવાઇ જયસિંહ અંબરની ગાદી પર આરૂઢ થયો,

બહાદુરશાહ કામબખ્શ જોડે લડવામાં રોકાયો હતો, તેનો કાંટો તેણે દૂર કર્યો, ને રજપૂતોની વીરતાના સમાચાર મળ્યા. દમ આપી તેમને ઠેકાણે લાવવાનો પ્રયાસ નિષ્ફળ ગયો અને આખરે બાદશાહે તાહેખાનને રાણા જોડે મૈત્રી કરવા મોકલ્યો. અજિતસિંહ અને સવાઇ જયસિંહ અજમેર આગળ બાદશાહને મળ્યા. બાદશાહે યોગ્ય સત્કાર કરી તેમની જોડે સંધિ કરી રાણા અજિતસિંહને મરુના નવ દુર્ગોના અધિપતિ તરીકે તેણે સ્વીકાર્યો, સવાઇ જયસિંહને અંબરાધીશ તરીકે કબૂલ કર્યો. બન્ને રાણાના પ્રદેશમાંથી જઝીઆને દેશવટો દીધો. બાદશાહથી છુટા પડી બન્ને રાણાઓ પુષ્કરજીની યાત્રા કરી પોતપોતાનાં રાજ્યમાં ગયા.

ત્રીસ વરસ થયાં રજપૂતો સાથે થએલા વિગ્રહનો આ રીતે અંત આવ્યો. રાણા જસવંતસિંહ તથા તેનાં બાળક ઉપર વૈર લેવાનું આ પરિણામ આવ્યું, યુક્તિપ્રયુક્તિ કરી કાવાદાવા રમી, જઝીઆ વેરો નાંખી ઔરંગઝેબે સલ્તનતનો પાયો નબળો કરી નાંખ્યો, રજપૂતો તેની સામે ઉશ્કેરાયા. પોતાના રાણા માટે, દેશ માટે પ્રાણ આપવા તૈયાર થઇ ગયા. અડગ ધૈર્યથી, અપૂર્વ વીરતાથી રાઠોડોએ ત્રીસ વરસના વિગ્રહને પરિણામે જે જે કષ્ટો વેઠયાં, ટાઢ અને અનુભવ્યાં એવાં દૃષ્ટાંત બીજી કોઈ પણ પ્રજાના ઇતિહાસમાં ભાગ્યેજ વાંચવામાં આવ્યાં હશે. હિંદુ વીરમાં સ્વદેશાભિમાન નથી એમ કહેનારને આ ઇતિહાસ વાંચી રજપૂતોને અન્યાય થતો અટકાવવાની આવશ્યકતા છે. અચલિત દેશભક્તિ, પારમાર્થિક રાજભક્તિના આથી ઉત્તમ દૃષ્ટાંત ભાગ્યેજ મળી શકશે. એ ભક્તિમાંથી જરા પણ ચલિત થવામાં બાદશાહ તરફથી સરપાવ નવાજવામાં આવતો હતો, એક લગાર પણ પાછા હઠવામાં સરદારી આપી મોટા ઓદ્ધેદાર બનાવી વધાવી લેવામાં આવતો હતો છતાં લાલચમાં ના અંજાતાં વીર રજપૂતો ડગ્યા નહિ, હિંમત હાર્યા નહિ. દુર્ગાદાસ, અનેક અડચણોને દૂર કરી બાદશાહની યુક્તિ સામે પ્રયુક્તિ અજમાવી તારી વીરતા, પરમાર્થબુદ્ધિ, રાજ્યભક્તિ, integrity નો ઉચ્ચ દૃષ્ટાંત આપી તારી કીર્તિ તેં ઉજ્જવળ કરી, તારૂં નામ તેં અમર કર્યું. શોચનીય વાત એજ છે કે એ કીર્તિનાં ગાન સાંભળાવનાર ભાટચારણ કોઇ અમને સંભળાતા નથી, તેના ગુણ ગાનાર 'ટાડ' સિવાય ઇતિહાસકાર અમને મળતા નથી, એવા ઇતિહાસો અમને શીખવવામાં આવતા નથી અને તારૂં નામ અમે કોઇ રીતે અમર કરતા નથી. સુલતાનીને પાછી મોકલતી વખતે સંધિ થતાંજ ઔરંગઝેબે દુર્ગાદાસને પાંચ હજારની સુબેદારી આપવા બાદશાહે ઈચ્છા બતાવી. પોતાની દેશભક્તિ આગળ લક્ષ્મીને તુચ્છ ગણનાર, તૃણ સમાન માની લેનાર દુર્ગાદાસ આવો ઓદ્ધો કબૂલ કરવા લલચાયો નહિ, બાદશાહની જાળમાં ફસાયો નહિ. તે એક નર હતો, બાદશાહના ઇશારાબાજી એવા નમાલા પૂંછડાની તેને કનવાર નહોતી. એક રાજા તરીકે પૂજાવા કરતાં મોટા ઉમરાવોની પંક્તિમાં મુકાવા કરતાં અજિતસિંહના એક સાધારણ ઠાકોર ગણાવવું તેણે વધારે પસંદ કર્યું. એ સરદારીને બદલે ઝાલોર, સેવનરી વગેરે પરગણાં પોતાના દેશની જોડે જોડવાનું

માંગી લઇ તેની અપૂર્વ રાજ્યભક્તિનું તેની નિઃસ્વાર્થ બુદ્ધિનું ભાન બાદશાહને કરાવ્યું. દુર્ગાદાસે કોઈ પણ જાતની પોતાને માટે ઇચ્છા બતલાવી હોત તો બાદશાહ જરૂર તેને ખુશ કરવા તે આપવા આનાકાની જરા પણ કરત નહિ. એના ભાઇ સોનિંગને આસદખાને કપટ કરી મારી નંખાવ્યો છતાં દુશ્મન તરફ દયા બતાવવાનો પ્રસંગ આવતાતો શરણાગતને પોતાની ઉદારતા, ઉચ્ચ ભાવના, તે બતાવવા ચુકતા નહિ, શાહજાદા અકબર તરફ પણ છેવટ સુધી નિમકહલાલી બતાવી ઔરંગઝેબનો ખોફ જોઇએ તે કરતાં વિશેષ વહોરી લીધો પણ તેને અધવચ ફસાવ્યો નહિ, કાળનાં મોંમાં મોકલી આપ્યો નહિ. બાદશાહી લાંચને ઠોકર મારી અશરફી મળતાંજ શાહજાદાને તેનાં કાર્યમાં વાપરવા આપી દીધી. પોતે તેમાંથી એક પણ લીધી નહિ. પોતાનો સ્વાર્થ સાધવાનો એ પ્રસંગ હતો પણ તેનો દુરુપયોગ તેણે કર્યો નહિ, રજપૂત ધર્મ છોડયો નહિ. સુલતાની તથા અકબરનાં એ બાળકો પોતાની છાવણીમાં રાખી પોતાનાંજ બચ્ચાંની માફક એને ઉછેર્યાં મોટાં કર્યાં. ગમે તે વખતે બાદશાહનો યા તેના સરદારોનો હુમલો ચઢી આવે એવા સ્થાનમાં, દુશ્મન ગમે તે રીતે, ફાવે તે દિશામાંથી ચઢી આવે એવી ખુલ્લી જગામાં સુલતાનીનો ટેકે, કોમારવ્ય, ત્રિપટ કોટવાળા સંગેમરમરની દિવાલવાળા આગ્રાનાં રાજ્યભુવનના જનાનખાના કરતાં વધારે સારી રીતે સચવાયું હતું, ૭ વર્ષ સુધી શિવસિંહ અને મુકુંદના પર સંપૂર્ણ ભરોસો મુકી, અજિતસિંહનાં રહેઠાણ બાબતમાં બાદશાહના અનેક જાસુસોને આંખે પાટા બંધાવ્યા એ તેનું જેવું તેવું ચાતુર્ય નહોતું. ફાવટ આવે, વિજય મળતે, દુર્ગાદાસ ચઢી જશે, મરુ દેશ પોતે પચાવી પડશે એવી કોઇ પણ રજપૂતને ભીતિ નહોતી, તેનો કોઇ પણ રજપૂત ભાઇ સોંપેલાં કામમાંથી પાછો હઠશે એમ દુર્ગાદાસના મનમાં ધાસ્તી નહોતી. સાતમે વર્ષે અજિતસિંહ જાહેરમાં આવતાંજ રજપૂતો પોતાના બાળક રાજાને જોઇ ગાંડા ઘેલા થઇ ગયા, તેને માટે, દેશનાં રક્ષણ માટે, ધર્મને ટકાવવા માટે બમણા ઉત્સાહમાં આવી મેદાને પડયા.

ટૂંકમાં રજપૂતની એકેએક એકએક જાતિએ માણસ આ

ત્રીસ વર્ષના વિગ્રહમાં પાછી પાની કરી નહિ, પોતાની પથારીમાં પડયો પડયો કોઇ પણ વીર એશ આરામથી મુઓ નહિ, દેશ માટે, ધર્મ માટે પ્રાણની આહુતિ આપતાં જરા પણ ડર્યો નહિ,

ધન્ય, રજપુત, ધન્ય, ધન્ય તને, ધન્ય તારા ટેકને,
ધન્ય તારી વીરતાને, ધન્ય તારી જનેતાને!

## પ્રકરણ ૨૯

### સૂર્યાસ્ત.

બહાદુરશાહ ભલો અને ભોળો હતો, મનનો નરમ હતો. તેના દિલમાં દયા હતી, સ્વભાવે હસમુખો હતો, ભુલ ભુલી શકતો, ગુનાહ માફ કરવા તૈયાર રહેતો. ઔરંગઝેબની રાજ્યનીતિ તેને પસંદ નહોતી પણ ૫૦ વર્ષ સુધી જે જોહાકી તેણે ચલાવી તેની અસર નાબુદ કરવા કુશળતા, દક્ષતા, કાર્ય દક્ષતા, સમયસુચકતા, જોઇએ તે તેનામાં હતાં નહિ. મોગલ સૂર્યના અસ્ત થવાનું મૂળ કારણ જહાંગીરના સમયથી ભાઇઓભાઇની લડાઇમાં, દગાબાજી અને દારાશિકોહને ચાહનાર શાહજહાનની પોતાના ચારે શાહજાદાઓને જુદા જુદા પ્રાંતના હાકેમ બનાવી, નિરંકુશ બનાવવામાં, માંહેમાંહ ઇર્ષ્યા જગાડવામાં, બળીઆના બે ભાગ ગણવામાં સમાઇ ગયું હતું. દરેક પોતપોતાના પ્રાંતમાં ઘુમ્યા કર્યા, વિજય મળતાં ફુલાવા લાગ્યા, સત્તત મેળવવાની ઉમેદવારી કરવામાં ચારે સાથે લલ ાયા, અને કળ, બળ અને છળથી જેને ફાવટ આવી તેણે પરાજીત રાજા અથવા સરદારોને પોતાના કરી લઇ, પિતાના મૃત્યુની રાહ જોવા લાગ્યા. એ પાસા નાંખવામાં સામ, દામ, ભેદ, પ્રપંચ ફાવે તેમ ઉપયોગ કરી છુટક છુટક થાપ આપી ઔરંગઝેબ ફાવી ગયો. પોતાના પિતા તરફ, ભાઇઓ તરફ, સહોદર તરફનું તેનું ઘાતકીપણું મનુષ્ય કોટિમાં મુકાવવાને લાયક નહોતું, કોઇ પણ સહન કરી શકે એમ નહોતું. એની આંશથી ભોળવાઇ કે એના ત્રાસથી ડરીને વિરુદ્ધ પક્ષ છોડી એની તરફેણમાં આવ્યા તેનું પણ ગમે તે રસ્તે તેણે કાટલું કરી નાંખ્યું. હિંદુઓ કે મુસલમાનો કોઇને પણ આ ગમ્યું નહિ. બન્ને કોમના માણસો ઉપલા બનાવથી અકળાઇ ગયા, ગભરાઇ ગયા, પોતાના જાનમાલનાં રક્ષણ માટે શંકાની નજરથી જોવા લાગ્યા. તેનો આ સ્વભાવ જોઇ કોઇની પણ તેને વાસ્તાની

હિંમત ચાલી નહિ. તેનાં આવાં કાર્યની સામે જીભ ઉપડવા મરજી બતાવી નહિ, પણ ઔરંગઝેબ સામાનું હૃદય પારખવામાં કાચો ન હોતો. તે બધો મર્મ સમજી ગયો, પોતાના છુપા જાસુસો દ્વારા સઘળો ભેદ પામી ગયો, બન્ને ત્રાજવાં સમતોલ રાખવાં તેને અઘરાં પડયાં, બને કોમને એક સરખો સંતોષ આપવો તેને મુશ્કેલ દેખાયું. એણે પોતાનીજ બુદ્ધિથી તેનો તોડ કર્યો. ચોમેર હોળી સળગાવી મુકી પોતાનો પાયો નબળો કર્યો. હિંદુઓમાંની લડાયક જાતિ પોતાની વિરૂદ્ધના થાય, બેઠીબેઠી બળવાન ના થાય તે માટે તેને હમેશને માટે રોકી મુકવા તેણે નિશ્ચય કર્યો. રજપૂતોને દક્ષિણમાં વિજાપુર, ગોવળકોંડાની શીઆ જાતો સામે, તાનમાં આવેલા મરાઠાઓ સામે, તથા ઉત્તરમાં કાબુલ તરફ ફાવે તેમ પોતાની ઈચ્છાનુસાર લડવા રવાના કર્યા. રજપૂતોને આમ પ્રવૃતિમાં નાંખ્યા. મુસલમાન સરદારો સમય જતાં જોરાવર ના બને એ વિચાર થી તથા પોતાની જાતિનું મન જીતી લેવાને જઝીઆ વેરો નાખી રાજસ્થાન પર વારંવાર ચઢાઇઓ કરી. શિવાજીની ખરી કિંમત તેના મરતાં સુધી તે આંકી શકયો નહિ, તેનો ઉચ્ચ આશય કળી શકયો નહિ. હિંદુઓ તેમજ મુસલમાનોના મનમાં તેને માટે ઉપજાવવા યા ગમે તે કારણસર તેને લુંટારાનું નામ આપી તેને દાબી નાંખવાને પૂરતો પ્રયાસ કર્યો નહિ. વિજાપુર અને ગોવળકોંડાને ખોખરાં કરવામાં મરાઠાઓને ઢાલ તરીકે વાપરી શિવાજીની સત્તા ધીરે ધીરે વધવા દીધી વસ્તુસ્થિતિ બરાબર સમજતાં તેને પોતાના ફાંદામાં લેવા ધાર્યું પણ તેમાં તે ફાવ્યો નહિ.

શિવાજી ઔરંગઝેબ કરતાં રાજ્યનીતિમાં વધારે નિપુણ નીવડયો. બુદ્ધિથી, મમતાથી, ઉચ્ચ આશયથી પોતાનાં માણસોનાં મન તેણે જીતી લીધાં. હિંદુ ધર્મનો નાશ કરવા ઔરંગઝેબ મથે છે તે સમજી લઇ બાજુઓને સમજ આપી તેને ટકાવવા બધાની સહાનુભુતિ લઇ રાષ્ટ્રીય વિચારોનો ફેલાવો કરી બધાને પોતાના કરી લીધા, માતૃભૂમિની સેવા કરવા પ્રેરણા કરી. શિવાજીનાં કાળ પછી એ ઉચ્ચ સંસ્કારો ભુલાવાને બદલે વિશેષ જડ ઘાલી બેઠા. રજપૂતોને પોતાનાજ કરી પોતાની કુમકે રાખ્યા હોત તો મરાઠાઓ ફાવતે નહિ પણ પિતૃદ્રોહ, ભ્રાતૃદ્રોહનો કલંક કાળે કરી ભુસાયો નહોતો, સાપ ગયા પણ લીસોટા રહી ગયા હતા. તે નાબુદ કરવા ધર્મની ધજા ફરકાવી. તે બહાને સ્વધર્મીનાં મન જીતી લઇ, હિંદુ ધર્મ સામે છુરી ઉઠાવ્યો. રજપૂતોને દુશ્મન કર્યા. બાદશાહ આનું પરિણામ કલ્પી શકયો નહિ,

પોતાની ભૂલ છેવટ સુધી દેખી શકયો નહિ, કોઈ સલાહકાર પણ તેને સમજાવી શકયો નહિ. અહિંથી તહિં લડાઈ કરવામાં એક સ્થળેથી બીજે સ્થળે લશ્કર મોકલવામાં તેણે પોતાના અમલનો સમય વ્યર્થ ગુમાવ્યો, મોગલની પડતીનો પૂરેપૂરો પાયો નાંખ્યો. ઘણી પ્રવૃત્તિમાં એકી વખતે પડવાથી દેશની ખરી સ્થિતિ તે સમજી શકયો નહિ. કોઇ વઝીર પર પૂરો વિશ્વાસ મુકી કામ સોંપ્યું હોત તો મુસલમાન સરદારોમાં તેવાની ખોટ નહોતી. પણ રખેને કોઇ બળવાન થઈ મારીજ સામે થઇ જાય એ ભીતિથી, પોતે કરેલાં કૃત્યો આંખ આગળ તરવર્યાં કરતાં તેથી, કોઇનામાં પણ વિશ્વાસ મુકી શકયો નહિ. વીર સરદારોને પોતાની પાસે બોલાવતાં ડર્યો નહિ પણ ડર્યો. તેમને જુદા જુદા પ્રાંતના સુબા બનાવી દૂર કર્યા. પોતાનું અવસાન નજીક આવતાં સલ્તનતનો વારસ નકકી ના કરી બાપદાદાએ કરેલી ગંભીર ભુલપર સિકકો માર્યો. શાહજાદાઓમાં એક પછી એક ઉપર હેત બતાવી, વૃદ્ધ શાહજહાનને પોતે જે વીતાડી હતી તેવો સમય પોતાને ના આવે એ ઉદેશથી દૂર રાખી, શંકાનું કારણ જરા પણ મળતાં નજર કેદ કરી પિતૃપ્રેમનું બળિદાન કરાવ્યું, ભાઇઓ ભાઇમાં ઇર્ષ્યાદેવીની સ્થાપના કરી.

આ સઘળા સંજોગો છતાં ઔરંગઝેબ કંઇ ઓરજ વ્યકિત હતી. તેના કુરબથી બધા શેહ ખાઇ જતા હતા, તેની કાર્યદક્ષતા, ચપળતામાં સહુ કોઈ અંજાઇ ગયા હતા. વિકસવા માંડેલું કમળનું પુષ્પ પૂર બહારમાં ખીલવા પ્રયાસ કરી રહ્યું હોય ને સુર્યના અનુપમ તેજનો વિચાર માત્ર થતાંજ, તેના પૂર્ણ પ્રકાશનું સ્મરણ માત્ર થતાંજ તેનો પડછાયો પડતાંજ, પોતાનો વિચાર ફેરવી નાંખી સંકોચાઇ જાય, નરમ પડી જાય, ફિક્કું થઇ જાય તેમ ઔરંગઝેબનાં નામમાત્રથી તેની આસપાસના સઘળા માણસો પોતાનો ખ્યાલ છોડી દેતા, આશય અધવચ મુકી દેતા. એવો એનો કુરબ હતો, તાપ રહેતો.

ઔરંગઝેબમાં કોઇ જાતનો દુર્ગુણ નહોતો, આળસનું નામ નહોતું. એની પ્રવૃત્તિ, એની બુદ્ધિ વિસ્મય પમાડે એવી હતી. રાજ્યતંત્ર ચલાવવું એ એના મનથી રમત હતી. સૈન્યને છુટા છુટા ભાગમાં વહેંચી નાંખેલું, ચારે દિશામાં તે પથરાયલું હતું છતાં બધાની તે ગણતરી રાખતો, તેને કેમ દોરવવું તેની ચાવી એકલા પોતાના હાથમાં રાખતો. એનું ધૈર્ય, ખંત, નિયમ તથા વ્યવસ્થા માટેનો એનો પ્રેમ વિસ્મય પમાડે એવાં હતાં.

ચોમેર હોળી સળગી હતી છતાં ખુદ એના શાહઝાદાઓ બંડખોર થઈ ગયા હતા છતાં શાહજહાનની માફક અઠયાસી વર્ષને ડોસો ગભરાઈ ગયો નહીં. મરવાની તૈયારીમાં હતો છતાં એના જીવતા સુધી તો એની સામે બંડ કરવા કોઈ હિંમત કરી શક્યું નહીં.

એ રહેણીકરણીમાં સાદો, ખાવાપીવામાં મિતાહારી હતો, કામ પડે એક નાનામાં નાના કારકુન જેટલી મહેનત કરી શકતો, સૈન્ય સાથે એક સાધારણ સિપાઈ જેવી જેહમત ઉઠાવી શકતો. છતાં એ સમજતો નહોતો, હદયદ્રાવક બનાવો એનું હૈયું નરમ કરી શકતા નહોતા. આખી સલતનતમાં, કરોડોની વસ્તીમાં માત્ર મેવાડનો રાજસિંહ, જયસિંહ અને કેટલાક વીર સરદારો, મારવાડનો રાણા જસવંતસિંહ, દુર્ગાદાસ અને અજિતસિંહ, અંબરનો મીરઝા રાજા જયસિંહ અને દક્ષિણનો શિવાજી એ તાપમાં અંજાયા નહિ, ઔરંગઝેબનાં વ્યક્તિપ્રભાવથી ગભરાયા નહિ. રાણાઓએ તથા વીર દુર્ગાદાસે સરદારોની, રજપૂત જાતિની સુતેલી દેશભક્તિ જાગૃત કરી અને શિવાજીએ મરાઠા વીરોમાં સ્વદેશાભિમાનનાં બીજ રોપ્યાં. જીવવું અને મરવું એમાં જરા પણ ભેદ તેમણે રાખ્યો નહિ મરવું એટલે દેશને માટે પ્રાણ આપી ચિરંજીવી થવું, અમર થવું, એમ સમજી તેઓ કોઈ પણ રીતે હિંમત હાર્યા નહિ, દેશસેવામાંથી ડગ્યા નહિ.

કાળ કોઈને છોડતો નથી અને બાહોશ બાદશાહ બેહોશ થયો, પડયો, ગયો અને અંદરથી સડી જવા માંડેલું, કુડણું થયેલું સલતનત પણ સુતું. પ્રથમ તો તેણે પોતાનો વારસ કોઈને નીમ્યો નહિ એટલે માંહોમાંહે થોડી કતલ ચાલી, સુલતાન મુઆઝ્ઝમ આખરે ફાવી ગયો અને બહાદૂરશાહ ચોસઠ વર્ષના વયે ગાદી પર બેઠો પોતાના ભાઈઓની તરફેણ કરનાર તરફ તેણે રહેમદીલી બતાવી તેમનાં મન હરી લીધાં. રજપૂતો સામે માથું ઉચકવાના વિચારમાં મુસલમાન સરદારો અને સિપાઈઓ મોજીલા અને એશઆરામને ચાહનારા થઈ ગયેલા હોવાથી તે ફાવ્યો નાહે અને આખરે જઝીઆ વગેરેના નામ જ ખાલી રહી ગયાં. મુસલમાન રૈયત તેથી નાખુશ થઈ મુસલમાન સરદારોને જેજે પરગણાની સુબેદારી મળી હતી તે મૂળ આમ નબળું હોવાથી પોતાના સ્થાનમાં સ્વતંત્ર બનવા લાગ્યા, લાગ આવે પોતાના પડોસી પર તરાપ મારવામાં ગુંથાયા, બાદશાહની મહેરબાનને લીધે તેમની સુબેદારી છે તે પાઠ ભુલી જવા

મંડયા, તેની મદદે ઉભા રહેવાનું સાવ વીસરી ગયા, સ્વતંત્ર થવા પ્રયાસ કરી રહ્યા.

મોગલોને જેમ નિપુણ નાયકની જરૂર હતી તેવી સ્થિતિ મરાઠાઓની પણ હતી. શાહુ તેના મરાઠાઓને હઈ જરૂર પડે કામ લાગશે એમ સમજી સુલતાન અઝીમે ઔરંગઝેબના બહાદૂરમાં બહાદૂર સરદાર ઝુલફીકારખાનની સલાહથી તેને છોડી મુકયો. શાહુ પોતાના મરાઠા દળમાં ગયો શાહજાદો અઝીમ પોતાના ભાઇની જોડે લડવામાં હાર્યો, ઝુલફીકારખાન મુઆઝીમ ઉર્ફે બહાદૂરશાહની નોકરીમાં જોડાયો. મરાઠાઓમાં બે પક્ષ પડી ગયા હતા. એક શાહુનો તથા બીજો રામરાજાની વિધવા રાણી તારાબાઇનો. બન્ને એકેકની સામે લડવામાં ગુંથાયા હતા તેનો લાભ બહાદૂરશાહ લઇ શકયો નહિ. શાહુએ ઝુલફીકારખાન સાથે સારૂં હોવાથી દક્ષિણના છ પ્રાંતોમાંથી 'ચોથ' અને 'સરદેશમુખી' ઉઘરાવવાનો હક્ક બાદશાહ પાસેથી માગ્યો. બાદશાહનો અંગત સરદાર, આગ્રામાં તેની જોડે લડાઇમાં ભાગ લેનાર મુનીમખાન તારાબાઇના પક્ષમાં હતો. તારાબાઇ તરફથી પણ બાદશાહને અરજ મળી. બે અરજીઓ સાથે લાગી મળતાં નબળાં મનના, પોચા હૃદયના બાદશાહે બન્નેને તે હકક આપ્યો. મરાઠાઓને એ હકક આપવામાંજ તે ભૂલ્યો. બાદશાહે પોતાના વંશનો પાયો નબળો કર્યો, મરાઠાઓના ઉદયનો માર્ગ સીધો કરી આપ્યો. મરાઠાઓને ટુંક સમય માટે નેતાની ખોટ હતી તેનો લાભ લઇ શકયો નહિ.

શીખ અને જાટ લોકો પણ ઉત્તરમાં તોફાન મચાવી રહ્યા હતા બહાદૂરશાહ કોઇને પણ દાબમાં રાખી શકયો નહિ, પોતાની સાર્વભૌમ સત્તાની છાપ પાડી શકયો નહિ અને માત્ર પાંચ વર્ષ રાજ્ય કરી તે મરી ગયો. તેના પછી દિલ્હીની ગાદી પર બેસનાર બાદશાહે એ પાયતખ્ત શોભાવવાને લાયક નીવડયા નહિ, શોભાના ગાંઠીઆજ નીવડયા. સાર્વભૌમ સત્તાની ઉંડી છાપ પાડવાને તેઓ તદન નમાલ હતા. વ્યસની અને વિલાસી હોવાથીં ફાવે તેને કારભાર સોંપી મોજ શોખમાં પડી રહેતા, જનાનખાનામાં ભરાઇ રહેતા. પ્રજાનું પાલ કરનાર, રૈયતને પોતાની છાયામાં રાખનાર દેશનું રક્ષણ કરનાર વજીર, અમીર, ઉમરાવો, રાજા મહારાજાઓને રક્ષામાં રાખનાર ફાં તેની ઓથ તળે રહેવા લાગ્યા, પોતાની નબળાઇનું પ્રદર્શન કરવા લાગ્યા. ધણી વગરનાં ઢોર જેનાં તેમ બાદશાહને રક્ષામાં રાખનાર.રે

ફાવે તેમ ફરવા લાગ્યા, સ્વતંત્ર બનાવવાની પેરવી કરવા લાગ્યા, ફાવટ આવે બાદશાહને દબાવી પોતાની ઢાલ તરીકે વાપરવા લાગ્યા. બાદશાહનું નામ માત્ર રહી ગયું. બીજુ કે માટીનાં પુતળાં કરતાં તેનામાં વધુ દમ રહ્યો નહિ. રજપુતો પોતાનું સાચવવામાંજ રોકાઇ રહ્યા. શીખ અને જાટ લોકો અને બહાદુર મુસલમાન સરદારો સ્વતંત્ર બન્યા. આ સ્થિતિનો સૌથી વિશેષ લાભ મરાઠાઓ લઈ ગયા. મોગલ વંશની પડતીનાં બી વવાતાંજ તેમણે પોતાનું માથું ઉંચું કર્યું હતું, તેને ફૂલ આવતાં તેઓ પૂર બહારમાં ખીલી નીકળ્યા, ફળ થતાં તેઓ તેને સ્વાહા કરી ગયા. મોગલ વંશની પડતીનો પડઘો થતાંજ મરાઠાઓના ઉદયનો રણકારો થવા માંડયો. બાહોશ સુકાનીની ગેરહાજરીમાં ખરાબે ચઢેલું વહાણુ ભાંગ્યું, તેના ચુરેચુરા થઇ ગયા. તેનું નામનિશાન પણ રહ્યું નહિ અને ડાહ્યા માણસોથી બોલાઇ જવાયું કેઃ—

'પાક દીનમાં કુમાઈ આખી સલ્તનત'

ડુલી-હચમચી-ડુબી-ગઇ.